

સંગીતકારસંમેલન

ઈ.સ. ૧૯૪૮ના જાન્યુઆરીના બીજા અઠવાડિયામાં વડોદરા રેડિયો પર સંગીતકારસંમેલન થયું હતું તે પ્રસંગની તસવીર.
આગલી હરોળમાં : મનુભાઈ દેસાઈ, ટી. એન. ક્રિષ્ણન, કે. એસ. નારાયણસ્વામી, હમીદહુસેન, હીરજીભાઈ ડૉક્ટર,
એસ. એન. રતનજનકર, ઉસ્તાદ ફૈયાઝખાં, ગોવિંદરાવ બુરહાનપુરકર, લતાફતહુસેનખાં.
પાછલી હરોળમાં : નં. ૨ થી : નાગરકૉઈલ ગણેસન, નાગરકૉઈલ હરિહર આયર, આર. ડી. આજગાંવકર, ગીતાબહેન
સત્યદેવ
મેનન, સાગર મિસ્ત્રી, પં. રવિશંકર, માયાવરમ્ ક્રિષ્ણ આયર.

# ભારતનાં સંગીતરત્નો

## ભાગ પહેલો

[વીસ સંગીતસ્વામીઓનાં જીવનચરિત્રો]

લેખક :
ડૉ. મૂળજીભાઈ પીતામ્બરદાસ શાહ
સાહિત્યભૂષણ; કાવ્યભૂષણ; સાહિત્યાલંકાર
સાહિત્યમહોપાધ્યાય (પીએચ. ડી.); સાહિત્યાચાર્ય





सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।

પ્રકાશક :
રાજેન્દ્ર એમ. શાહ, બી. એ.
૨, મહાલક્ષ્મી સોસાયટી :
એલિસ બ્રિજ : અમદાવાદ–૭





પ્રથમાવૃત્તિ ] રાધાષ્ટમી : સં. ૨૦૨૩ : ઈ. સ. ૧૯૬૭ [ પ્રત ૧૦૦૦

સંગીત એ અજબ શક્તિ છે. સંગીત દ્વારા શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક વિકાસ થઈ શકે છે. સંગીતને પ્રાચીન મુનિઓએ તો મોક્ષનું એક સાધન કહ્યું છે. જેમ શિક્ષણનું ધ્યેય सा विद्या या विमुक्तये એ છે, તેમ સંગીતનું પણ वीणावादनतत्त्वज्ञः श्रुतिजाति-विशारदः। तालज्ञश्चाप्रयासेन. मोक्षमार्गं निगच्छति ॥ એ છે.

પંડિત નારાયણરાવ મોરેશ્વર ખરે

ચિત્રકાર : ચેતક

મૂલ્ય : સાત રૂપિયા

મુદ્રક :
સુરેશચંદ્ર પોપટલાલ પરીખ
ડાયમંડ જ્યુબિલી પ્રિ. પ્રેસ
સલાપોસ રોડ : અમદાવાદ



ભારતના નાયબ વડાપ્રધાન

શ્રી મોરારજીભાઈ દેસાઈ ને

આદર અને પ્રેમપૂર્વક

મૂળજીભાઈ પી શાહ

# પ્રાક્કથન

સંગીત એ તો એક અનોખી કલા છે–ગાનાર અને સાંભળનાર બંનેને મુગ્ધ કરે એવી. સાચું સંગીત જીવનને ધન્ય બનાવે છે. એ કલાનાં સાધક–સાધિકા નાદબ્રહ્મનાં પરમ ઉપાસક હોય છે. એમનો આત્મા સંગીત સાથે ઓતપ્રોત થાય છે ને એ સંગીતસિદ્ધિ દ્વારા જીવનસાફલ્યને વરે છે.

ભારતીય સંગીતનો ઇતિહાસ ઘણો અનોખો છે, અદ્‌ભુત છે, પ્રાચીન છે, વેદ જેટલો જૂનો છે. એ ઇતિહાસ જાણવા જેવો છે. એનુ વ્યવસ્થિત સાંગોપાંગ આલેખન થવું જરૂરી છે.

એ ક્ષેત્રનાં કલાકારો–કલાસ્વામિનીઓનાં જીવન ખરેખર જાણવા જેવાં છે. એમની સંગીતસિદ્ધિનો ઇતિહાસ વિવિધ રંગે રંગાયલો છે. જીજ્ઞાસાવૃત્તિથી એ દિશામાં વર્ષોથી પ્રયાસ આરંભી મેં પણ ઘણી સામગ્રી એકત્ર કરી છે. એના કંઈક પરિપાક રૂપ લેખમાળા છેલ્લા આઠેક વર્ષથી 'સંગીતક્ષેત્રે ભારતીય નારી' શીર્ષક હેઠળ 'સ્ત્રીજીવન' માં પ્રસિદ્ધ થતી રહી છે, અને તે ઘણી લોકપ્રિય પણ થઇ છે. બસો ઉપરાંત ગાયિકાઓની એ જીવન ઝરમરની લેખમાળા ગ્રંથાકારે પોતાનાં પોપચાં ઉઘાડી પ્રસિદ્ધિનો પ્રકાશ જોવા આતુર પણ છે. ભારતીય કોઈપણ ભાષામાં પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ ગાયિકાઓ–સંગીત-સાધિકાઓનો પરિચય આપતો આવો માહિતીસભર ગ્રંથ હજુ સુધી નથી એ હકીકત છે.

દરમિયાન એવી જ લેખમાળા સુપ્રસિદ્ધ સંગીતસ્વામીઓનાં જીવનચરિત્રોની પણ મેં તૈયાર કરી છે ને તેનો પ્રથમ ભાગ પ્રસિદ્ધિમાં મૂકતાં આનંદ થાય છે. ગુજરાતીમાં આ પ્રકારનું આ પ્રથમ પ્રકાશન છે.

આવાં કાર્યો શ્રમ માગે છે, સમય માગે છે, શક્તિ અને સાધનાની પણ આવશ્યકતા રહે છે. એમાં દિલચસ્પી જોઈએ છે.

દ્રવ્યની પણ જરૂર પડે છે. મનની મક્કમતા હોય, ધૂન હોય તો કાર્ય સાધી શકાય છે.

સંગીતનો હું રસિયો છું. ઘણી નાની ઉંમરથી મને એનો નાદ લાગ્યો છે. મારા પિતાજી પાસેથી હવેલી સંગીતને નામે પ્રસિદ્ધ થયેલ અષ્ટછાપ કવિમંડળનાં અનેક પદો મેં સાંભળ્યાં હતાં. મારાં દાદીમા ધીરજબા પાસેથી પ્રાચીન ભજનો સાંભળવાનું પણ સદ્‌ભાગ્ય સાંપડયું હતું. નવરાત્રિના દિવસોમાં વડોદરાની શેરીઓના ગરબા પણ વર્ષો સુધી શ્રવણ કર્યા હતા. આજ એ ગરબાની રમઝટ સ્વપ્નવત થઇ ગઇ છે. ત્યારે ૭ દાયકાના આયુષ્યને આરે ઊભેલાં જડાવબા નામનાં એક બ્રાહ્મણ સન્નારી ' ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચૂંદડલી ' ગાઈ અજબ રંગ જમાવતા. એ બુલંદ અવાજ ને તાળીની રમઝટ આજ પણ સ્મરણ પટ પર રમે છે. નામી સંગીતકારોનાં સંગીત પણ સાંભળતો આવ્યો છું.

શ્રીમંત મહારાજા સયાજીરાવની છત્રછાયામાં ત્યારે વડોદરા સંગીતનું ધામ બની ગયું હતું. મૌલાબક્ષ, ફૈઝમહંમદ, ગોવિંદપ્રસાદ પાંડે, રોકડનાથ, ફૈયાઝખાં, રઝાહુસેનખાં, ગણપતરાવ વસઈકર તથા એવા બીજા સંગીતસૃષ્ટિના સિતારાઓએ વડોદરાના સંગીતઇતિહાસમાં અનેરો ફાળો નોંધાવ્યો છે. એ ક્ષેત્રનાં નારીવૃંદમાં હંસાબાઈ, ઇંદનબાઈ, લક્ષ્મીબાઈ જાધવ તથા પ્રસિદ્ધ ગરબા ગાનારી ઇચ્છાબાઈ નોંધપાત્ર છે. આજે સાડા આઠ દાયકાને આરે ઊભેલાં વયોવૃદ્ધ હંસાબાઈના ભૂતકાળનાં સંસ્મરણો સાંભળતાં તો જાણે આંખ સામે તે સમયનાં દૃશ્યો ખડાં થઈ જાય છે.

રંગીલા ઘરાણાના ઉસ્તાદ ફૈયાઝખાં, રઝાહુસેનખાં, બાલગંધર્વ તથા ઇંદનબાઈ ને લક્ષ્મીબાઈને વડોદરામાં ખૂબ ખૂબ સાંભળવાની તક મળી હતી.

૧૯૩૪ માં ઉસ્તાદ ગુલામરસૂલખાંએ આદાદમાં સ્વ૦ મોતીસિંહજી અધિકારીને ત્યાં એક રાત્રે ચૌદ રાગમાં હારમોનિયમ સાથે ગાયેલા

ગરબો ' મા ! પાવા તે ગઢથી ઊતર્યાં મહાકાલી મા ! ' હજુ પણ કાનમાં ગુંજે છે. એમ સાડા પાંચ દાયકા ઉપરાંતના આયુષ્યમાં સંગીતના શિખર સમા મહાન સંગીતકાર પં. ઓમકારનાથજીથી માંડીને એમના શિષ્ય સમા હેતુમાન પારગી સુધીના અનેક ગાયકો તેમ જ સ્વરકિન્નરી સુરશ્રી કેસરબાઈ, રસૂલનબાઈ, સિદ્ધેશ્વરીદેવી જેવી ખ્યાતિપ્રાપ્ત સંગીત-સાધિકાઓથી માંડીને સરોજ ગુંદાણી અને શુભદા તથા કલ્પના જેવી આશાસ્પદ સંગીતનારિકાઓને સાંભળવાના પ્રસંગો પણ પ્રાપ્ત થયા છે.

મેં અનેક સંગીતસાધકો, સાધિકાઓની મુલાકાતો લીધી છે, ને લઉં છું. તેને અંગે પ્રવાસો પણ ખેડ્યા છે, ખેડું છું. સારો એવો ખર્ચ પણ કર્યો છે, કરું છું. મારે માટે એ આનંદનો, શોખનો, સંશોધનનો વિષય બની ગયો છે.

અનેક વ્યક્તિઓએ મારી આ પ્રવૃત્તિને આવકારી છે. પણ એ સામગ્રીને ગ્રંથાકારે પ્રસિદ્ધિનો પ્રકાશ કેમ બતાવવો તે એક પ્રશ્ન હતો. ને એ મૂંઝવણમાં જ સમય વીતે જતો હતો. હૈયું અધીરું બને જતું હતું. આખરે કેટલાક સ્નેહી–મિત્રોની સહકારભરી ભાવનાથી વીસ સંગીતસ્વામીઓનાં ચરિત્રો આજે ગ્રંથાકારે પ્રસિદ્ધ થઈ શકે છે–' ભારતનાં સંગીતરત્નો ' (ભા. ૧) નાં નામાભિધાનથી. એને આવકાર મળશે તો એના બીજા ભાગો, તેમજ 'સંગીતક્ષેત્રે ભારતીય નારી' અને 'નૃત્યક્ષેત્રે ભારતીય નારી' નામના ગ્રંથો પ્રસિદ્ધ કરવાની અભિલાષા છે.

આ ગ્રંથમાં પ્રસિદ્ધ થતાં ચરિત્રો પૈકી કેટલાંક 'ગુજરાત', તથા 'મુંબઈ સમાચાર'ના દિવાળી અંકો, 'જયશ્રી,' વગેરેમાં પ્રગટ થતાં એને સારો આવકાર મળ્યો હતો. અગાઉ લખાયેલી એ સમગ્ર સામગ્રીને ગ્રંથસ્થ કરતાં અગાઉ હું પુનઃ તપાસી ગયો છું ને એનાં તત્ત્વો તેમજ ઉપલબ્ધ સાધનસામગ્રીને આધારે ઘટતા સુધારાવધારા કરી એને અદ્યતન બનાવવાનો પ્રયત્ન કર્યો છે. એને માટે પરિશ્રમ પણ લીધો છે, ને એમાં જ મેં આત્માનો આનંદ અનુભવ્યો છે. આ પ્રસંગે હું એ સૌનો અસંત આભાર માનું છું.

આવું ભગીરથ કાર્ય અનેકનો સહકાર માગી લે છે. એવો સહકાર મને સાંપડતો રહ્યો છે એમાં કુદરતનો મહાન સંકેત લાગે છે.

ગયા વર્ષે એપ્રિલમાં હું આ જ કાર્ય માટે એક મહિનો મહારાષ્ટ્રના પ્રવાસે ગયો હતો. તેમાં થોડાક દિવસો પૂના ખાતે ગાળ્યા હતા. ત્યારે ત્યાંના વયોવૃદ્ધ સંગીતમહર્ષિ શ્રીમંત સરદાર શ્રી. આબાસાહેબ મુજુમદારના નિકટના સંપર્કમાં આવ્યો હતો. આઠ દાયકાના આયુષ્યને આરે ઊભેલા આબાસાહેબની કાર્યશક્તિ એક યુવાનને પણ શરમાવે એવી લાગી હતી. સંગીતના એ અજબ જાણકાર છે. અનેક વાજિંત્રો પણ એ વગાડી જાણે છે. પૂનાની સંગીતસૃષ્ટિના જાણે એ અધિષ્ઠાતા ન હોય! એમણે સવાર-સાંજ મારી સાથે ફરીને, શ્રમ લઈને પૂનાની સંગીતમય વ્યક્તિઓનો પરિચય કરાવ્યો હતો. એ સહકાર ને સદ્ભાવ જીવનભર ન ભૂલાય એવો છે. એ માટે હું એ નિસ્વાર્થ, સરળ ને મિલનસાર સંગીતમર્મજ્ઞ મહાનુભાવનો આભાર માનવાની તક લઉં છું.

પૂ. સ્વામીજી શ્રી. મુક્તાનંદજીએ પોતાના આશીર્વચન દ્વારા મને ખરેખર ઉપકૃત કર્યો છે. ભારત સરકારના માહિતી અને પ્રસારણ ખાતાના માનનીય પ્રધાન શ્રી. કે. કે. શાહે તા. ૨૬-૪-૬૭ના રોજ આકાશવાણી-અમદાવાદની મુલાકાત લીધી તે પ્રસંગે મેં તેમને મારા પ્રકાશિત થનારા ગ્રંથો-'ભારતનાં સંગીતરત્નો' તથા 'સંગીતક્ષેત્રે ભારતીય નારી' અને તે અંગેનાં રેખાચિત્રો તેમજ તસવીરો વગેરે સામગ્રી બતાવી હતી જે જોઈ એમણે પ્રસન્નતા વ્યક્ત કરી હતી એ સદ્ભાવને યાદ કરતાં આનંદ થાય છે.

વળી આ ગ્રંથમાં જેમનો પોતાના સંગીતવિષયક નિબંધો દ્વારા સહકાર સાંપડ્યો છે તે વડોદરાની સંગીત કોલેજના નિવૃત્ત પ્રિન્સિપાલ શ્રી. હીરજીભાઈ ડોક્ટર તેમજ વર્તમાન પ્રિન્સિપાલ શ્રી. રમણલાલ મહેતાનો પણ હું આભારી છું.

ઉપરાંત આ ગ્રંથની પ્રસિદ્ધિ પ્રસંગે આકાશવાણીના ડાયરેક્ટર જનરલ ડૉ. નારાયણ મેનન, ડૉ. રામ મરાઠે, શ્રી. દેવેન્દ્રનાથ દીક્ષિત,

શ્રી. ગિજુભાઈ વ્યાસ, શ્રી. સુરેશભાઈ ઠાકોર, શ્રી. મનુભાઈ દેસાઈ, ગુજરાત રાજ્યના માહિતી સંચાલક શ્રી. મણિલાલ શાહ, વડોદરા રેડિયોના પ્રથમ ડાયરેક્ટર સ્વ૦ કે. એસ. કાઠિયાવાડીવાનજી, સ્વ૦ મધુભાઈ બાબુભાઈ વૈદ્ય, ડૉ. સિન્ધુભાઈ દાવેટિયા, વડોદરાના મેયર શ્રી. નાનાલાલ ચોકસી, શ્રી. હરકાંત શુક્લ,' સ્વ. કપિલરાય ભૂપતરાય મહેતા, મારા બાળસ્નેહી શ્રી. જેઠાલાલ નરસિંહલાલ શાહ તથા શ્રી. મહેન્દ્રભાઈ નરસિંહલાલ શાહ, શ્રી. હરિભાઈ દેસાઈ, શ્રી. હરિભાઈ ડાયર, શ્રી. ભોગીલાલ ચાપશીભાઈ શાહ, શ્રી. અનંતલાલ ત્રિભોવનદાસ શાહ, શ્રી. જયસુખલાલ ત્રિ. શાહ, શ્રી. ઈન્દ્રવદન કોઠાવાળા, નાટ્યકાર શ્રી. મધુસૂદન આચાર્ય, શ્રી. અરવિંદભાઈ પરીખ, શ્રી. સુશીલભાઈ ઝવેરી, શ્રી. મણિલાલ પી. શેઠ વગેરેને પણ યાદ કરતાં આનંદની લાગણી અનુભવું છું.

વળી વડોદરાના વયોવૃદ્ધ સંગીતસ્વામી ઉસ્તાદ ગુલામરસૂલખાં, શરણાઈવાદક શ્રી. ગોવિંદરાવ શિંદે, શ્રીમતી ગીતાબહેન સત્યદેવ, ગોસ્વામી માધવરાયજી મહારાજ, શ્રી. વી. જી. કર્નાડ, કુ. મધુરીબહેન ખરે, સંગીતકલાના અનુરાગી વડોદરાના શ્રી. મનહરરાય પારગી, શ્રી. ગજાનન ઠાકોર, ઉસ્તાદ ગુલામહુસેનખાંના પુત્ર તસલીમખાં તેમજ આ પુસ્તકના મુદ્રણમાં રસ લેનાર મારા સાહિત્યકાર મિત્ર શ્રી. કૃષ્ણપ્રસાદ ભટ્ટ, તથા ડાયમન્ડ પ્રેસના સંચાલક શ્રી. સુરેશભાઈ પરીખ અને સુપ્રસિદ્ધ ચિત્રકાર ચેનવ વગેરે સૌનો સહકાર પણ ભૂલાય એવો નથી.

આખા ગુજરાતના સંગીતરસિયા મારા આ ગ્રંથને વધાવી લેશે એવી આશા છે. એ પ્રોત્સાહનથી મારા હવે પછીના પ્રકાશનોનું કાર્ય સરળ અને વેગવંતુ બનશે એવી મારી શ્રદ્ધા છે.

લોકમાન્ય ટિળક<br>પુણ્યતિથિ :<br>તા. ૧-૮-૬૭<br>અમદાવાદ

મૂળજીભાઈ પી. શાહ



તા ૨૬-૪-૬૭ના રોજ ભારત સરકારના માહિતી અને પ્રસારણ ખાતાના પ્રધાન માનનીય શ્રી કે કે શાહે આકાશવાણી-અમદાવાદની મુલાકાત લીધી તે પ્રસંગની તસવીરમા આ ગ્રંથના લેખક ડૉ મૂળજીભાઈ પી શાહ શ્રી કે કે શાહ આકાશવાણીના ડાયરેકટર જનરલ ડૉ નારાયણ મેનન તથા આકાશવાણી-અમદાવાદના ડાયરેક્ટર શ્રી ગિજભાઇ વ્યાસ

# આશીર્વાદ

વસ્તુત : સંગીતમાં સમત્વનું ગીત ગવાય છે. સંગીત આદ્ય છે, પુરાણકાલીન છે–વેદકાલીન છે. ચિદ્‌મંડળથી સ્ફુરેલી ચિદ્‌સ્ફુરણા છે. દેવ, દાનવ, માનવ–રાજા અને રંકથી લઈને સમસ્ત માનવજાત જ નહિ, પણ પશુ, પક્ષી, કૃમિ અને કીટ પણ પોતપોતાની વૃત્તિ અને ભાષા પ્રમાણે ગીત ગાય છે. નિસર્ગ પણ વાયુના વહન દ્વારા ગીત સંભળાવે છે. નદી પણ પોતાનાં વહેણ દ્વારા ગાન ગુંજ્યા કરે છે.

અનાદિકાળથી માંડીને આજ સુધી ભૂમંડળના બધા દેશ અને સમાજમાં સંગીતની જ્યોત અતિ શ્રદ્ધાથી ઝગમગે છે. નિસતૃપ્ત ભગવાન પણ સંગીતના પૂજારી કહેવાય છે. એમની ષોડશોપચાર પૂજામાં એક ઉપચાર સંગીત છે–' **સંગીતમ સમર્પયામિ ।** ' સંગીતનું પ્રધાન શાસ્ત્ર છે સામવેદ. સામવેદ છે સંગીતરૂપ. સામવેદે સંગીત-રૂપમાં સર્વાત્મ ભગવાનના ગુણાનુવાદ ગાયા છે.

સંગીતમાં પરમાત્મશક્તિ પૂર્ણ રૂપથી નિહિત છે. પાગલ બનેલા ઉન્મત્ત હાથીને સંગીત સ્થિર કરે છે–શાંત કરે છે. અસાધ્ય રોગ અને માનસિક અસંતોષ સંગીત દ્વારા નાશ પામે છે. બ્રહ્મલીન સિદ્ધયોગીજન પણ સંગીતને પ્રેમથી શ્રવણ કરે છે. એ સંગીતના સૂર અંતરાત્મામાં રમણ કરે છે. શ્રીકૃષ્ણચંદ્ર વેણુ દ્વારા સંગીતાકારથી બ્રહ્મનાદ સંભળાવીને સૌ કોઈને પ્રેમસમાધિમાં સ્થિર કરી દે છે. સમાધિસ્થ યોગીજન દિવ્ય નાદરૂપ સંગીત સાંભળીને પુનઃ એક વાર પૂર્ણ યુવાનીની અનુભૂતિ કરે છે અને નાદ દ્વારા આત્મસાક્ષાત્કાર પામીને સુખી જીવન વ્યતીત કરે છે.

અંતરસંગીતના પરિણામરૂપ બાહ્યસંગીત છે. એ પણ એટલું જ ભારે ગુણકારી દિવ્ય ઔષધરૂપ છે. બંસરી, તંબૂરો, સારંગી, વીણા, સિતાર, મૃદંગ ઇત્યાદિ દ્વારા અંતરસંગીતને પ્રગટ કરી શકાય છે– જેમ ઈંધણમાં રહેલો અગ્નિ બહાર પ્રગટ થાય છે.

સર્વસાધારણ સંગીતનાદ સર્વવ્યાપી છે. સર્વ પ્રકારની વસ્તુમાં ગુપ્તરૂપથી નાદ નિવાસ કરે છે. નાદમાંથી સ્વર, સ્વરમાંથી અક્ષર, અક્ષરમાંથી વાક્ય, વાક્યમાથી પદ, પદમાંથી શ્લોક, અને શ્લોક દ્વારા દિવ્યાતિદિવ્ય અગમનિગમની રચના થાય છે. નાદને બ્રહ્મ પણ કહે છે. માનવી પોતાના અંતરના ભાવને શબ્દ દ્વારા પ્રગટ કરે છે. શબ્દ બ્રહ્મ છે. એથી સંગીત પરમેશ્વરની એક સુખશાંતિયુક્ત પ્રેમદાતા શક્તિ છે.

પ્રિય મૂળજીભાઈ પી. શાહ સાહિત્યપ્રેમી છે સર્જક છે; સાહિત્યના પૂજારી છે. એમણે એમનુ અમૂલ્ય જીવન સાહિત્યમાં–ભગવદ્ સાહિત્યમાં ગાળીને સફળ કર્યું છે. એ માટે એમને ધન્યવાદ ઘટે છે. એમનો આ ગ્રંથ સગીતક્ષેત્રમા સર્વોપરી જનતાને ઉપયોગી થાય એવા મારા આશીર્વાદ છે.

ગણેશપુરી :
પોસ્ટ વજ્રેશ્વરી:
જિલ્લા થાણા.

— સ્વામી મુક્તાનંદ

# સંગીત : એક મહાકલા-મહાશક્તિ

## લેખક : શ્રી. હીરજીભાઈ આર. ડૉક્ટર

સગીત એ કાંઈ વ્યર્થ સમય ગાળવાનુ સાધન નથી. એ છે કર્ણપ્રિય થઈ પડે અને આપણી ઊર્મિઓને બહેલાવે એવો દિવ્ય-નાદ. એ એક મહાકલા છે-મહાશક્તિ છે. એ વ્યક્ત કરે છે-સૌદર્ય અને સત્ય. અનેક વખત એ આપણને અશુદ્ધિમાથી શુદ્ધિમા લઈ જાય છે. પતનમાથી ઉત્થાન કરે છે. મૃતપ્રાય દશામા સજીવની છાટી ચેતનાનો સચાર કરે છે. માનવમાથી દેવ બનાવે છે. પૃથ્વી પર સ્વર્ગના દર્શન કરાવે છે.

એ મહાશક્તિને પ્રાપ્ત કરવા માટે, એ મહાકલાનુ શિખર સર કરવા માટે ભારે પરિશ્રમ ઊઠાવવો પડે છે એ માગી લે છે તપસ્યા-સાધના. ખ્યાતિપ્રાપ્ત સગીતસાધક હોય કે પછી એને સોપાને પદસચાર કરતો ઊગતો કલાકાર હોય, તેને સગીતકલાની સિદ્ધિ માટે પારાવાર પરિશ્રમ કરવો પડે છે.

એના અભ્યાસમા, ચિંતનમા એના સાધકે સમગ્ર જીવન ગાળવુ પડે છે પોતાના જીવનધ્યેયને હાસલ કરવા માટે એને નિશક લાબી મજલ કાપવી પડે છે. કેટલાય વર્ષો પર્યંત બદલાની આશા વિના, સંગીતમય બનીને-દેહભાન ભૂલીને એણે એમા લુપ્ત થઇ જવુ પડે છે ને ત્યારે જ એને એ કલાના શિખરની માન ઝાખી થાય છે. પોતાની પમદગીના વાદ્યની સાથેની એકતાનતા એને પ્રાચીન ગ્રીસની દતકથાના કવિ-સગીતકાર આર્ફીઅસની જેમ માન માનવી ઉપર જ નહિ, પણ એની આસપાસની દુનિયા પર પણ પોતાનુ વર્ચસ્વ જમાવવામા મદદગાર બને છે. દિનભરના શ્રમથી શ્રમિત થયેલા શ્રોતાઓને એ સ્વર્ગીય સંગીત સભળાવી ધન્ય કરે છે.

આગ્લમહાકવિ શેક્સપિયરે સગીતની શક્તિના મૂલ્યાકન કરતા કહ્યુ છે:

'A man that hath no music in him,
Nor is not moved with concords of sweet harmony
Is fit for treason, stratagems & spoils'

સંગીત માનવીને વીરત્વની પ્રેરણા આપે છે, જીવનના જંગમાં ઝૂઝવાની શક્તિ બક્ષે છે એના ઉમંગોમાં વૃદ્ધિ કરે છે સુખસમૃદ્ધિનું સિંચન કરે છે દુઃખમાં દિલાસો દે છે અને આરામનો–વિરામનો અનુભવ કરાવે છે સંગીતની એવી અલૌકિક શક્તિના સાક્ષી છે અનેક કવિઓ એમની કવિતામાંથી એવી સેંકડો પંક્તિઓ ટાંકી શકાય એમ છે સંગીત માટે ઝંખતી આજની યુવાન પેઢીને બંસરીનું સંગીત, રણશિંગાનો રણનાદ, ઝાંઝનો રણકાર કદાચ વિશેષ અસર કરે, અને ભાવિની સિદ્ધિ હાંસલ કરવા માટેની વિચારણા જગાવે. પરંતુ આપણા પૈકીના જેઓ પ્રૌઢ છે, અથવા તો સુકોમળ હૃદયના છે તેમને ટેનિસન લખે છે તે જાતનું સંગીત વિશેષ અસર કરે છે કમળ બેટ (Island of Lotus) ના સંગીત વિષેના એના ઉદ્ગારો કેવા સૌંદર્યદર્શી છે

'There is sweet music here, that softer falls than petals from blown roses on the grass,
Or night dews on still waters between walls of shadowy granite in a gleaming pass,
Music that gentlier on the spirit lies than tired eyelids upon tired eyes,
Music that brings sweet sleep down from the blissful skies'

મધુર સંગીતની શક્તિ માટે કેવા સૌંદર્યયુક્ત શબ્દો વાપર્યા છે !

સંગીત એ તો ધર્મનું પ્રેરક બળ છે, છતાં એ દ્વારા સૌને ધર્મનું એક સરખું શિક્ષણ આપવું શક્ય નથી, પણ આપણાં સંતાનોને સંગીતની મધુર અસર હેઠળ ઉછેરવાનું કાર્ય અઘરું નથી ધર્મના પ્રેરક

બળ સમુ સંગીત એ માત્ર આનંદ જ નથી બક્ષતું પણ આપણા હૈયાને પણ અજબ અસર કરી જાય છે.

સર્વ પ્રકારનુ સંગીત સર્વને માટે માધુર્યયુક્ત નથી હોતુ. ભૂતકાળમા સંગીત ઘણાને માટે મુસ્કેલીરૂપ પણ થઇ પડ્યુ હતુ. છતા એમાથી માનવજાતને સાચા સંગીતની સમજ અને સ્નેહ સાંપડયા છે. સહાનુભૂતિની સમાન અને ઉચ્ચ ભૂમિકાનુ ર્સદર્શન થયુ છે. વળી આપણી શાળાઓમા સામાન્ય સંગીતનો અભ્યાસ અને મહાવરો સૌ ભારતવાસીઓમા મહાન ઐક્યની ભાવના જગાવે છે અને ભારતના સાચા મિત્રો સમક્ષ પોતાનો આદર્શ વ્યક્ત કરવામા સહાયભૂત થાય છે, જે ભારત આજે ઐક્યતાની ભાવનાથી જીવન અને આજીવિકાના ઉચ્ચતર ધોરણ ભણી કૂચ કરી રહ્યુ છે.

રાષ્ટ્રના જીવનમા સંગીતની અગત્યતા જોતા જેટલો ભાર મૂકી શકાય તેટલો ઓછો છે. જે દેશમા સંગીત નથી, તે દેશ નિષ્પ્રાણ છે. સંગીત એ રાષ્ટ્રની સુદર ભાવના અને આદર્શો વ્યક્ત કરવાનુ ઉત્તમ સાધન છે, અને એ રાષ્ટ્રની સંસ્કૃતિ અને સુઘડતાના અતિ અનોખી રીતે પ્રતિબિંબ પાડતા દર્પણ સમુ હોઈ એની અગત્યતા કેટલી છે તે બાબતમા વિશેષ કહેવાની જરૂર નથી

ડ્રાયડનના શબ્દોમા કહીએ તો 'It can swell the soul to rage or kindle soft desires ' વળી એ જણાવે છે. ' What passion cannot music raise or quell ? ' આથી ઊર્મિ અને આવેશના ક્ષેત્રમા એની જે અદ્દ્ભુત અસર છે તે વિષે શંકાને સ્થાન નથી. તમારે જો રાષ્ટ્રને ક્રિયાશીલ બનાવવુ હોય તો તમે યોગ્ય ' રાગો ' અને ' રાગિણીઓ ' દ્વારા તે અસરકારક રીતે કરી શકો તેમ છો. ગેરસમજ કે ભૂલથી વિપથગામી બનેલી જનતાની લાગણીઓને તમારે જો ઢંઢોળવી હોય–જાગૃત કરવી હોય, સન્માર્ગે લાવવી હોય, તો તમે સંગીતના અનોખા માધ્યમ દ્વારા તેમ કરી શકો છો. અનેક ધર્મો અને રીતરિવાજોની ભૂમિમા ધર્મો કે જાતીય ગેરસમજૂતીઓ અંગે આઘાત પહોંચ્યા હોય તો તેને તમે

સંગીતના મધુર સૂરો દ્વારા રૂઝાવી શકો છો. અને એમ કરવાથી લોકોને નવું સમજાશે, અને એમાંથી ગર્વીય જીવનમાં નવું ચેતન આવશે, નવો જુવાળ આવશે, નવી જાગ્રતિ આવશે અને એમના અંતરની આંખ ઉઘડતાં એમને સાચા રાષ્ટ્રીય જીવનના ધ્યેય અને આગે કૂચનું સચોટ ભાન થશે.

જગતમાં સાચું સુખ, વિકાસ અને આબાદી આણવાં હોય તો વેર ઝેર ભૂલી જવાં જોઈએ અને એમ થતાં જીવનનો પ્રવાહ સુખપ્રદ થતાં, સૌંદર્યવંતો, સ્નેહવંતો બનશે અને એ માટે સંગીત સેતુની ગરજ સારશે. વેગનરના શબ્દોમાં કહીએ તો 'Music is the real universal speech of mankind' એ જ વિચાર ગેન્ટેએ પણ દર્શાવ્યો છે 'Music is the only universal tongue' આમ આંતરરાષ્ટ્રીય સંબંધોમાં સંગીતની કેવી અગત્યતા છે એ કહેવું પડે એમ છે?

આજના દેશના કલહમય—ધર્મમય વાતાવરણમાં માત્ર વિશ્વબંધુત્વની ભાવના જ વિશ્વના લોકોને ઉચ્ચ લાવી સુખ સ્થાપી શકશે અને તે (૧) સંગીત જ સાધી શકશે. સર્વ દેશોના લોકોને સંગીત દ્વારા એક બીજાની નજદીક લાવી શકાશે.

જ્યાં જ્યાં સંગીત હશે, ત્યાં ત્યાં સુખ હશે—પછી એ અમીરનો પ્રાસાદ હોય કે ગરીબનું ઝૂંપડું હોય. વ્યક્તિ વૃદ્ધ હોય કે યુવાન હોય. સંગીત એને માટે સંજીવનીની ગરજ સારે છે માટે આપણે એ ઇચ્છીએ કે એક પણ ઘર સંગીતથી વંચિત ન રહે.

એમર્સનના શબ્દોમાં કહીએ તો 'Music is the poor man's Parnassus' (સંગીત એ ગરીબ માનવી માટે પર્વત સમું આરાધના મંદિર છે) આ પર્વત ગ્રીસમાં આવેલો છે અને એને એપોલો તથા મ્યુઝીઝ પવિત્ર ગણતા હતા.

આથી એ વાત સ્પષ્ટ થાય છે કે જેઓ સંગીત જેવી દિવ્ય કળાની આરાધના જીવનભર કરશે, તેઓ જગતમાં સુખી થશે, સમૃદ્ધ થશે એ સુખ હશે ધન, સૌની ઉન્નતી કરનારું વિશેષ.

ખરેખર સંગીત એ મહાકળા છે—મહાશક્તિ છે.

*

# ગુજરાત અને સંગીત

## છેલ્લાં સો વર્ષનું વિહંગાવલોકન

### લેખક · શ્રી. રમણલાલ મહેતા

[ શ્રી મૂળજીભાઈ શાહ સંગીત અને નાટ્ય બન્ને કળાઓ પ્રત્યે અનહદ પ્રેમ ધરાવે છે, અને આવો જ પ્રેમ બીજાઓ પણ કેળવે એ જોવા તેઓ ઉત્સુક ને સજાગ છે આમાથી જ એમના આ પુસ્તક 'ભારતના સગીતરત્નો' નુ સર્જન થયુ છે એમના આ પ્રયત્નને જેટલો બિરદાવીએ તેટલો ઓછો છે 'ગુજરાત અને સગીત' એ વિષય પર લખાયલા મારા એક નિબધનો તેઓ એમના ગ્રથમા ઉપયોગ કરે એ આનંદની વાત છે ને એમા મારી સમતિ જ હોય

ગુજરાતમા સગીતવિષયક જાગૃતિ આવે એવી સૌ પ્રવૃત્તિઓ આવકાર દાયક છે 'જ્ઞાનપ્રસારક મડળી' એ ૧૧૦ વર્ષની પોતાની કારકિર્દીના સ્મરણીય પ્રસગે આકારગ્રથ પ્રસિદ્ધ કર્યો હતો ને તદ્વિદો પાસે ગુજરાતમા અનેક ક્ષેત્રોની ૭૮ના સૈકાની સિદ્ધિ-પ્રવૃત્તિઓ પર વિશેષ લેખો લખાવ્યા હતા એ પ્રસગે આ લેખ લખવો પ્રાપ્ત થયો હતો ]

## ૧. પ્રસ્તાવ

લોકપ્રવૃત્તિમા પીઠબળ તરીકે, ધર્મપ્રવૃત્તિમા એક સસ્થા સ્વરૂપે ને ઉત્સવ-રજનના મુખ્ય અગ તરીકે સગીત જેમ બીજે તેમ ગુજ-રાતમા પણ સસ્કારસિંચન ને પોષણની એક અતિ મહત્વની કલા ને પ્રવૃત્તિ તરીકે સ્વીકારાયેલુ છે અને એ રીતે ગુજરાતની છેલ્લી સદીના ઇતિહાસમા તેનુ આગવુ સ્થાન છે

સગીતપ્રવૃત્તિને અનેક દૃષ્ટિએ વિચારી શકાય આખ્યાન, પદ, ભજન ને કીર્તન, લોકસગીત ગીતાદિ નાટ્યસગીત ને બીજી એવી શબ્દાર્થ-અનુવર્તી ગેયરચનાઓ-તો એ સર્વેના અત પ્રાણરૂપ, શુદ્ધ-સગીત યા રાગદારી સગીત યા ઉસ્તાદી સગીતને તેના પ્રબધ, ધ્રુપદ, -ધમાર, ખ્યાલ, ઠુમરી આદિ પરપરિત પ્રકારો, એમ જૂજવા સ્વરૂપે સંગીત છાયેલુ છે આમાથી કોઇપણ શાખા-પ્રશાખાને છોડી દઇએ

તો સમગ્ર ચિત્રમા તેથી ઊણપ આવે સપાદકોએ વિચારેલી વિસ્તાર મર્યાદાને ધ્યાનમા રાખતા અહીં શુદ્ધ-સગીત વિષે લક્ષ્ય રાખવુ યોગ્ય માન્યુ છે પ્રયોજિત સગીતનુ (applied music) અથવા તો બીજા શબ્દોમા શબ્દાર્થ-લક્ષી ગેયરચનાઓનુ, સગીત દૃષ્ટિએ અવલોકન મે 'ગુજરાતી ગેય કવિતા' નામના માગ પુસ્તકમા ઠીક-ઠીક વિસ્તારથી કરેલુ પણ છે એમા ગેયકાવ્યનુ અતરગ તથા બહિરગ, રાસ, પદ, આખ્યાન, ગરબી આદિ મધ્યમકાલીન કવિતાના ગેયપ્રવાહો, તથા પ્રાચીન અર્વાચીન પ્રણાલિકાનુ અનુસધાન કરતા પદો, ભક્તિગીતો, ને ગીત-ગરબી-ગરબા-રાસ, લોકગીત, ગીતકથાઓ ને સગીતરૂપકો ઇત્યાદિ ગેયપદ્ય સાહિત્ય વિષે કર્યું છે એ વિવેચનને આ લેખના અનુસધાનમા જોવા જીજ્ઞાસુને ભલામણ છે

## ૨. 'શાસ્ત્રીય સગીતની સામાન્ય ભૂમિકા'

આજે ઉસ્તાદી સગીત માટે ખૂબ જ ચલણી બનેલો શબ્દ છે 'શાસ્ત્રીય સગીત' અને તેનો વાચ્યાર્થ કરતા લક્ષ્યાર્થથી જ સામાન્ય પ્રચાર પણ થયેલો છે શાસ્ત્ર યા ગ્રથોમા કહેલુ યા વ્યાખ્યા પામેલુ એવો એનો અર્થ નથી એવો કરવા જઈએ તો આજનુ શાસ્ત્રીય સગીત અશાસ્ત્રીય ઠરે એમ છે જેની પાછળ રાગોના તથા સગીત સ્વરૂપોના, સગીતકલાના આચાર્યોએ પ્રયોગસિદ્ધ કરેલા, અધિકૃત ધરેલા ને સ્થિરતા પામેલા કલાબોધિત નિયમો છે, એ સગીતને નિયમિત, યા વૈજ્ઞાનિક યા શાસ્ત્રીય સગીત તરીકે ઓળખવાનો, તે તે રીતે તેના સ્વરૂપને પિછાનવા-પ્રચારવા પ્રયત્ન થયેલો છે શાસ્ત્રીય ચિત્ર, શાસ્ત્રીય શિલ્પ, કે શાસ્ત્રીય સાહિત્ય, એવા કોઈ ચિંચોઢાણ બીજી લલિતકલા પર થતા નથી તો સગીત માટે આવુ કેમ એવો પ્રશ્ન તરત જ ઊઠે દરેક કલાને પોતાના નિયમો છે, પણ તેને તે સાધન તરીકે માને છે, સાધ્ય તરીકે નહિ, એવી સર્વસ્વીકૃત સમજ હોવા છતા નિયમોને (શાસ્ત્ર યા શાસનને) આવો વિશેષ પુરસ્સર દેવામા 'શાસ્ત્રીય સગીત' શાસ્ત્રવચનોને જ ઉત્તેજે છે એવુ પણ સહેજે લાગે સગીતના

પ્રાણરૂપ રસ પ્રત્યે દુર્લક્ષ રાખવાનો દોષ આમાથી જ પેદા થાય [કે થયો છે] એવુ પણ લાગે. આવી ચિઠ્ઠી લગાડવાનો મોહ પ્રથમ કયા 'શાસ્ત્રી'ને લાગ્યો હશે એ આ આજે કહેવુ મુશ્કેલ છે, પણ મને લાગે છે કે આ એક રીતે અગ્રેજોના સપર્ક પછી જ યોજેલો શબ્દ છે. વિલાર્ડ આદિ અગ્રેજ સંગીતવિદ્વાનોએ એમના સર્વ પ્રણાલિકા-પ્રતિષ્ઠિત ઉચ્ચ સગીત માટે 'ક્લાસિકલ' શબ્દ વાપર્યો. સાહિત્ય આદિ બીજી કલાઓના વિવેચનમા પણ આ શબ્દ અમુક સદર્ભમા વપરાયો, અને આપણુ-પડિત ભાતખડે પહેલાનુ વિવેચન પણ રાજા એસ. એમ. ટાગોર જેવાઓને હાથે અગ્રેજીમા થયેલુ. આપણા ઉચ્ચ સંગીત માટે 'ક્લાસિકલ' શબ્દ સ્વીકારતા પછી એનુ ભાષાતર થયુ. જુદી જુદી ભાષામા 'ક્લાસિકલ'ના એક યા અમુક અર્થને પકડી ભાષાતર થયુ. ગુજરાતીમા પણ સ્વસ્થ યા, ગભીર, શિષ્ટ, પ્રશિષ્ટ, રૂપ-પ્રધાન, પ્રતિષ્ઠિત એવા પ્રયોગો થયા. 'ક્લાસિકલ' શબ્દથી સમજાતા સગીતના, 'રૂપ-પ્રધાન' અગોને વ્યવસ્થિત સમજવાના આધુનિક પ્રશ્નો શરૂ થતા તથા એના નિયમો ને 'શાસ્ત્ર' પર ચર્ચા-વિચારણા કરવામા 'ક્લાસિકલ' શબ્દનો સીધો પણ કઢગો અનુવાદ, 'શાસ્ત્રીય-સગીત' ચાલુ થયો, જે આજ પર્યન્ત ચાલુ છે. છેલ્લા થોડા વર્ષોથી આ શબ્દ પ્રત્યે સાચો અસતોષ જાગ્યો છે ને શિષ્ટ સગીત, પ્રશિષ્ટ સગીત, શુદ્ધ સગીત, અભિજાત સગીત, ઉચ્ચ સગીત, ઉચ્ચાગ સગીત, એવા અનેકાનેક પ્રયોગો થયા છે. ઉસ્તાદી ને રાગદારી સગીત, સગીત વ્યવસાયીઓ વિશેષ વાપરે છે. Pure art, ને applied art-એવા બે મોટા વિભાગો કલાવિવેચનમા આજે ખૂબ જ પ્રતિષ્ઠિત થતા છે, ને તે હિસાબે શુદ્ધ અને પ્રયોજિત સગીત, એ શબ્દો પણ સ્થિર થતા જાય છે. મને 'શુદ્ધ સગીત' શબ્દ સર્વશ્રેષ્ઠ લાગ્યો છે, અને તેને 'ઉસ્તાદી' યા 'રાગદારી' સગીતના લગભગ સમાનાર્થી તરીકે માન્યો છે.

શુદ્ધ સગીત એટલે સ્વર-સગીત, સ્વર પ્રધાન સગીત, પછી તે કંઠસર્જિત હોય કે વાદ્યસર્જિત સ્વરદ્વારા ને સૌદર્ય માટે મથતી પ્રેરણા

માનવ સહજ ચેતના, ધારણા ને સ્મૃતિની સહાયતાથી સ્વરોએ પોતાની જ માધુરી સ્વરૂપો ઉપજાવ્યા છે, ને પોતાની અનોખી સૃષ્ટિ સર્જી છે સામગાન, ઋચાગાન, છંદગાન, પ્રબંધગાન, ધ્રુવાગાન, ધ્રુવપદગાન, એવા કંઈક રૂપો પેદા થયા ને રૂઢ થયા ને કાલક્રમે મોગલશાસનકાળમા ધ્રુવપદ–ધમારને પુન પ્રતિષ્ઠા ને નવસર્જનની ભૂમિકા પણ મળી. રાજદરબાર અને મંદિર બન્નેમા પ્રતિષ્ઠિત થયેલુ સંગીત પોતપોતાની રીતે રૂઢ થયુ, એમા પણ શૈલીઓ જન્મી ને આથમી ધ્રુવપદ–ધમારની ભૂમિકા-માની–કદાચ તેની ભાગફોડમાથી–ને કંઈ જૂના સ્વરૂપોમાથી નવીન રૂપ સર્જવાની પ્રેરણામાથી 'ખ્યાલ' સંગીત ઉદ્‌ભવ્યુ સદારંગ અદારંગ જેવા વાગ્ગેયકારો (Music Composers) એ સેંકડો રચનાઓ દ્વારા ખ્યાલની પ્રણાલિકા માટે મોટુ ભાથુ તૈયાર કરી દીધુ, ને ધ્રુવપદ–ધમાર વિશેષ નિયમ–પ્રધાન બનતા, અથવા સંગીત–રસિકોની રુચિ બદલાતા ખ્યાલ ખૂબ જ પ્રચારમા આવ્યા સાથોસાથ ઠુમરી, ટપ્પા ઇત્યાદિ પ્રકારોનો પણ પ્રચાર થયો. છેલ્લી સદીનો જ માત્ર વિચાર કરીએ તો શુદ્ધ સંગીતના આ બધા પ્રકારો આજે મોજૂદ છે, પ્રતિષ્ઠિત છે, તદ્‌વિદોને માન્ય છે, ને અલગ અલગ સ્વરૂપોના પુરસ્કર્તા ગાયકો વાદકો પણ છે, ને તેના લાખોની સંખ્યામા રસિક–ચાહકો પણ છે.

ઉપર કહી મિતાક્ષરીનુ એક જ છે લક્ષ્ય છે સ્વર–સંગીતને મુખ્યત્વે રાગરૂપો સાથે સંબંધ હોવાને કારણે ભાષા સાહિત્યની ભૂગોળ–મર્યાદા તે ભાગ્યે જ વળગી શકે છે ગુજરાતી સાહિત્યની માફક ગુજરાતી સંગીત (રાગદારી) વિચારી શકાય એમ નથી. રાગદારી સંગીતનું કંઈ ગુજરાતી યા મરાઠી યા બંગાળી વિશેષ સ્વરૂપ નથી જો કે ગુજરાતે ભારતીય સંગીતને માંડ, મારુગુર્જરી, ગુર્જરીટોડી, ખંભાવતી, બિનાવન, સોરઠ આદિ રાગો બક્ષ્યા છે એ મોટુ ગૌરવ છે એટલે આખાયે ઉત્તરહિંદુસ્તાનના (આખો ભારત દેશ લઈએ તો મદ્રાસ–આંધ્ર–કર્ણાટકને બાદ કરતા બાકી રહેતા સર્વ પ્રદેશ) રાગદારી–સંગીતનો પ્રવાહ ગુજરાતમા છેલ્લી સદીમા કેવોએક વહ્યો છે એ જ જોવુ જરૂરી છે

## ૩. ગુજરાતના દેશી રાજ્યો અને સંગીત

૧૮૫૭ થી ૧૯૫૭ દરમિયાન ગુજરાતનાં સમાજ–જીવનને જે આબોહવા મળી તેને કલાને શિક્ષણ સાથે સીધો સંબંધ રહ્યો છે. અંગ્રેજ શાસનકાળનો વિચાર કરીએ તો સાહિત્ય, ચિત્ર, શિલ્પ કલા એને મુકાબલે હિંદી સંગીત પ્રત્યે અંગ્રેજોને ઓછામાં ઓછું આકર્ષણ જાગ્યું. સંગીત આમેય ઘણી Abstract કલા છે. એ સમજવા જાણવા ખાસ પ્રયત્ન કરવો પડે છે. ને સમજ્યા પછી પણ તેમા રસ પડવો એ દેશદેશની માનવપ્રકૃતિ સાથે સંબંધ રાખતી વસ્તુ છે. અકબરના શાસન-કાળ દરમિયાન સંગીતકલાને ઘણુ ઉત્તેજન મળેલુ. તે પછી છેક મહમદ-શાહના રાજ્યઅમલ દરમિયાન મળેલુ, અને આ સમય દરમિયાન તેમ જ તે પછી નાના મોટા રાજાઓ–ઉમરાવોએ પોતપોતાના રાજ્યમા ગાયક-વાદકોને પોતપોતાના શોખ પ્રમાણે પોષ્યા. સંગીતને પોતાના જીવન-વિકાસને ઉત્તેજન માટે લગભગ સ્વાતંત્ર્યપ્રાપ્તિ સુધી આધાર રાખવો પડયો છે રાજા, મહારાજા, અમીરઉમરાવ ને માલેતુજાર વર્ગ ઉપર ને દેશી રાજ્યોએ આ 'દેશી' કલાને પોષણ આપવા પોતપોતાનાથી બનતું કર્યું પણ હતુ. આવુ પોષણ ન મળ્યુ હોત તો સંગીતકલાનો જે વારસો આપણી પાસે છે તેમાથી ઘણું ગુમાવી બેઠા હોત.

ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ–ગુજરાતનો આ ભૌગોલિક વિસ્તાર ધ્યાનમા રાખીએ ને વિલીનીકરણ પહેલા નાના મોટા દેશી રાજ્યો ને ગુજરાતના નાનામોટા શહેરોને ખ્યાલમા રાખીએ તો આપણને જરૂરી ઘણી વિગતો મળી રહે છે.

આપણે ત્યા બધા વ્યવસાય, રોજગાર ને હરેક સમાજઉપયોગી પ્રવૃત્તિને માટે વર્ગ કે કોમની વ્યવસ્થા બહુ વર્ષો સુધી ટકી રહી. સંગીત-કલાનો વ્યવસાય મોગલશાસન દરમિયાન મુસલમાન સંગીતકારોના હાથમા આવી પડ્યો. અકબર જેવા નામાંકિત સહિષ્ણુ, સર્વધર્મસમભાવદૃષ્ટિ કેળવનાર બાદશાહના દરબારમા પણ પ્રતિષ્ઠા હતી, ધર્માંતર પામેલા તાનસેનની.તે પછીના મોગલબાદશાહોએ બહુધા માન મુસલમાન ગવૈયા-

કારને આ શાળાનું સંચાલન સોંપવામા આવેલુ. મૌલાબક્ષ એક ઉત્તમ સંગીતકાર હોવા ઉપરાત એક આલા દરજ્જાના કેળવણીકાર પણ હતા. એમણે સ્વરલેખન પદ્ધતિ (Notation) સૌ પ્રથમ તૈયાર કરી. પ્રથમ સ્વરલિપિકાર તરીકે તેમનુ નામ ખૂબ જ જાણીતુ છે, ને સંગીત-ઇતિહાસમા આ રીતે એમનો ફાળો નાનોસૂનો નથી. પં. વિષ્ણુ દિગમ્બર પલુસ્કર તથા પં. ભાતખંડે આદિના પ્રયત્નો તે પછીના છે. વડોદરા રાજ્યમા 'કલાવંત કારખાનુ' (Department of Amusement) એમ આખું એક ખાતુ ચાલતુ. તે દ્વારા અનેક પ્રકારના કલાકારો વારતહેવારે આમજનતાને પણ લાભ આપતા. મૌલાબક્ષે એમની નોટેશન પદ્ધતિમા અનેક ગુજરાતી પદો-ભજનો લિપિબદ્ધ કર્યા ને પદ્ધતિસરનુ શિક્ષણ દાખલ કર્યું. જૂની ઉસ્તાદી ચીજો બહુધા પ્રગટશૃંગારવર્ણનની હોવાને કારણે નાનામોટા વિદ્યાર્થીઓના સંગીત-શિક્ષણ માટે પ્રતિકૂળ જણાઈ. એમણે નવીન પ્રસ્થાન કર્યું ને અનેક પુસ્તકો બહાર પાડ્યા.

એમણે ૧૮૮૮ મા 'સંગીતાનુભવ,' ૧૮૯૧ મા 'બાલસંગીત માલા,' ૧૮૯૨ મા 'છ રાગ મંજરી,' ૧૮૯૩-૯૪ મા સ્વરલેખન સહિત નરસિંહ મહેતાનુ મામેરુ અને ભગવત ગરબાવલી તથા ગાયનશાળામા ચાલતી ચીજોના એકથી ૭ ભાગોમા ક્રમિક પુસ્તકો પ્રકટ કર્યાં. આ પુસ્તકોનો તે સમયે બહોળો પ્રચાર થયો હતો અને એમાના કેટલાક ગુજરાતી અને મરાઠી બન્ને ભાષામા હતા. આ ઉપરાત અલ્લાઉદ્દીન મૌલાબક્ષ કૃત 'સિતાર શિક્ષક' અને ઉસમાનખા સુલતાનખા કૃત 'તાલપદ્ધતિ' એ પુસ્તકો પણ ઈ. સ. ૧૮૮૮ મા પ્રસિદ્ધ થયા હતા. આ નાના કદના પુસ્તકો ગુજરાતી ભાષામા તો સૌ પ્રથમ પ્રકારનો હોવાનુ જણાય છે. (જો કે એક પારસી ગૃહસ્થ રચિત 'રાગ-સ્થાનપોથી' આ પહેલા ૧૮૬૨ મા પ્રસિદ્ધ થયાનુ ધ્યાનમા છે, પણ તેમા ચીજોનુ સ્વરાંકન નથી.) ખા. મૌલાબક્ષની કલા પર શ્રીમદ્ નૃસિંહાચાર્ય, હ. હ. ધ્રુવ, ભોળાનાથ દીવેટિયા ને નરસિંહરાવ મુગ્ધ

હતા. આ જ મૌલાબક્ષખાએ ૧૮૭૦ ના જૂનમા 'ગાયનાબ્ધિસેતુ' નામનુ સગીતમાસિક કાઢવાનુ શરૂ કરેલુ, પણ નાણાંને અભાવે એ થોડા જ સમયમા બધ કરવુ પડેલુ. એમના ઘણા શિષ્યો નામ કમાયા, તેમા મુર્તુઝાખા, અલ્લાઉદ્દીનખા, હઝરત ઈનાયતખા, મહેબૂબખા, ગણપતરાવ બર્વે તથા ચિનાપ્પા કેલ્વાડ, શિવરામ સદાશિવ મનોહર વગેરે સગીતકારો વિશેષ જાણીતા છે એમના જ શિષ્ય વર્ગમાથી વિઠ્ઠલ ગણેશ જોશી તથા કૃષ્ણરાવ ચિત્રેએ મળી મુબઈમા 'ધ ઓમ્બે મૌલાબક્ષ મ્યુઝિક સ્કૂલ' શરૂ કરી હતી

મહારાજા સયાજીરાવે આરભેલી સગીતશિક્ષણની આ પ્રવૃત્તિનો પડઘો બીજા દેશી રાજ્યોમા પણ પડ્યો, ને તે પછી ગ્વાલિયરમા સરકારી સગીતશાળા શરૂ થઈ, તથા લખનૌમા 'મેરિસ કોલેજ ઑફ મ્યુઝિક' પણ શરૂ થઈ આમ સગીતશિક્ષણના ક્ષેત્રે વડોદરાએ પહેલ કરી એ ગુજરાતને ગૌરવ લેવા જેવી હકીકત છે સરકારી ગાયનશાળા ઉપરાત 'કલાવત કારખાના' એ નામનુ આખુ એક ખાતુ (Department) ચાલતુ હતુ જેમા ઘણી ઉત્તમ કોટિના ગાયકો વાદકોને સ્થાન આપવામા આવેલુ નાસરખા અને ગગારામજી જેવા મૃદગાચાર્યો, કરમબક્ષ તથા ગુનાસિંહ ને તેમના પુત્રો કુબેરસિંહ–ગોવિંદસિંહ જેવા તબલાવાદકો, અલીહુસેન અને જમાલુદ્દીન બીનકાર તથા ઈનાયતહુસેન તેમ જ ઘસીટખા સિતારિયા, શરણાઈવાદકમા ગણપતરાવ વસઈકર ને ગાયકવાડ, જલતરગપ્રવીણ ગુનાબસાગર જેવા સાજનવાઝો આ ખાતાને શોભાવતા હતા તદુપરાત ભાસ્કરબુવા બખલે જેવા શિષ્યના ગુરુ ફેઝમહમદખા, ગુલામરસૂલખા, ઉસ્તાદ આલમગીર, તનદ્દુકહુસેનખા, ગુલામઅબ્બાનખા, ને તેમની પાસે તૈયાર થયેલા આફતાબે મૌસિકી ખા ફૈયાઝખા જેવા ગાયકરત્નોની સિદ્ધિઓથી આજનુ ગુજરાત જરા પણ અજાણ્યુ નથી

ખા. અબ્દુલકરીમખા પણ થોડો સમય વડોદરામા આવી રહેલા. વડોદરાના આ બધા જ્યોતિમડળ આસપાસ એટલુ મોટુ શિષ્યવૃદ

રહેતું કે બીજા દરજ્જાના અનેક ગાયકોવાદકોની નામાવલી પણ વિસ્તાર ભયે આપી શકાય એમ નથી.

છેલ્લાં સો વર્ષની સૌ પ્રથમ અખિલ હિંદ પરિષદ રાજ્યાશ્રયે વડોદરામાં ૧૯૧૬ માં ભરાઈ એ સંગીતના ઇતિહાસમાં એક ઘણી જ મહત્વની વસ્તુ તરીકે સંભારવી જરૂરી છે. આ પરિષદમાં હિંદભરમાંથી ગાયકોવાદકો આવ્યા હતા ને પં. ભાતખંડેની અનોખી દોરવણી નીચે સંગીતવિષયક અનેક પ્રશ્નો છણાયા હતા. આજની મધ્યસ્થ સંગીત–નાટક અકાદમી [ દિલ્હી ] એ પોતાના કાર્યપ્રદેશ વિષે જે આદર્શો સન્મુખ રાખ્યા છે તેમાંના મહત્વના સઘળા આ પહેલી પરિષદની યોજના ને ઠરાવોમાં જોઇ શકાય છે. આધુનિક યુગમાં સંગીતોત્થાનનાં કાર્યમાં સૌથી મહત્વનું પ્રથમ પગરણ ગુજરાતમાં ભરાયેલું એ માટે ગુજરાત જરૂર ગૌરવ લઇ શકે.

સંગીતને ઉત્તેજન–પોષણ આપવાનાં કાર્યમાં બીજા દેશી રાજ્યોએ પણ પોતપોતાના શોખ ને શક્તિ પ્રમાણે ફાળો નોંધાવ્યો છે. ભાવનગરના મહારાજા ભાવસિંહજીના આશ્રયે પંડિત ડાહ્યાલાલ શિવરામે ' સંગીત કલાધર ' નામનો એક બૃહદ્‌ગ્રંથ રચ્યો [ ૧૯૦૧ ], જેમાં ગાયનવાદન, નૃત્ય એ ત્રણે કળાઓ પર સારું વિવેચન છે. આ પહેલાં જામનગરના રાજ્યગાયક–વાદક પંડિત આદિત્યરામ શાસ્ત્રીએ ૧૮૮૯ માં ' સંગીતાદિત્ય ' નામનો એક સરસ ગ્રંથ હિંદીમાં પ્રગટ કર્યો હતો. આમાં ધ્રુપદ ધમાર, તરાના, ટપ્પા, ચતરંગ આદિ અનેક સ્વરચિત રચનાઓ ગ્રથિત કરી અનેક નવી બંધીશો [ Music Compositions ] આપી છે, જે આજે પણ પ્રયોગને યોગ્ય છે. ભાવનગરના રાજ્યાશ્રયે સંગીતની આરાધના કરતા સંગીતકારોમાં રહીમખાં, ગવૈયા બહેચરદાસ, ગવૈયા મનસુખરામ ને તેમના પુત્ર ગવૈયા શિવરામ, તેમના પુત્ર ગવૈયા ડાહ્યાલાલ, દલસુખરામ, આગ્રાના સુપ્રસિદ્ધ ગાયક નથ્થનખાંની શિષ્યા ને ભાવનગરનરેશની દરબારી ગાયિકા ચંદ્રપ્રભા ઊર્ફે બાબલીબાઈ, નારાયણદાસ દલસુખરામ તબલાવાદક, બશીરખાં, મણિલાલ હારમોનિયમ-

બીજા નાનામોટા ગુજરજવાડાઓમા પણ અનેક ગાયકવાદકો આશ્રિત હતા. તેમાથી વિશેષ સંભારવા જેવાઃ ખંભાતના મૂળ વતની પણ મુબઈમા સ્થાયી થયેલા ગાયક 'દામોદર માસ્તર ગાયનસંગ્રહ' (૧૯૧૩) ના કર્તા દામોદરદાસ જગજીવનદાસ માસ્તર, લુણાવાડામા ઉસ્તાદ એહમદખા તથા જેમના પુત્ર કાલેખા સિતારનવાઝ (જેણે 'સરસપિયા' ઉપનામે ઘણી ઉત્તમ રાગદારી ચીજો બાધી તથા તેમના પુત્ર ગુનામરસુલખાએ હારમોનિયમવાદક તરીકે ખા. સા. ફૈયાઝખાના સાથીદાર તરીકે સારી નામના મેળવી), સંથરામપુરમા જોરાવરસિંહજીના સમયમા મહોમદહુસેન તથા ખાદીમહુસેન ગાયકો, પાલણપુરમા નવાબ શેરમહમદખાના વખતમા નાસરખા તથા મિશ્રીખા સતારવાદકો, વાડાશિનોરમા નવાબ જોરાવરખાનજીના સમયમા મહમદખા, ઈડરમા મહારાણા પ્રતાપસિંહજીના દરબારમા અમીરખા, દેવગઢ બારિયામા અત્રોલીના ઉમરાવખા સિતારિયા; ગોધરામા સિતારનવાઝ નથ્થેખા, વઢવાણમા સિતારકોવિદ ધારપુરે (જેમણે સગીતના કેટલાક જૂના ગ્રથો છપાવી પ્રસિદ્ધ કર્યા, તથા સિતારવાદનના પુસ્તકો પણ પ્રસિદ્ધ કર્યા હતા) વળી સૌરાષ્ટ્રમા બલેખાજી ખ્યાલગાયક, જામનગરમા ઉસ્માનભાઈ તથા ઉમ્મરભાઈ ગાયક તથા બજાયક, જૂનાગઢમા ગૌહર બાઈ નિમચવાલી તથા મગનૂખા તબલિયા, માગરોળમા જયપુરિયા ગવૈયા અબ્દુલકાદરખા, પાલણપુરમા અજમેરની બાઈ કાશીહુસેની; રાજપીપળામા ગાયક તથા વાયોલિનવાદક સમશેરખા, ચૂડામા બીનવાદક દરબારશ્રી પોતે, તે જ રીતે સાણદમા સાણદદરબાર જયવતસિહજી પોતે, પાટણમા ભાઈલાલ નાયક તથા બીનકાર ને સિતારવાદક મણિલાલ ઉસ્તાદ અને વડનગરમા કાલકાબિંદાદીનના શાગિર્દ કથ્થક રામલાલ નાયક, કચ્છમા લાલખા વગેરે, વગેરે.

આ સર્વ ગાયકવાદકોને પોષનાર, તેમના સતત અભ્યાસ અને કલામા રસ લેનાર ગુજરાતના દેશી રાજ્યોએ સગીતનુ ઠીકઠીક લાલનપાલન કર્યુ છે.

## ૪. ગુજરાતનાં અન્ય સ્થળોમાં સંગીતપ્રવૃત્તિ

દેશી રાજ્યોને મુકાબલે અંગ્રેજોની સીધી હકૂમત નીચે આવેલા પ્રદેશમાં સંગીતની પ્રવૃત્તિ ઘણી ફીકી માલૂમ પડે છે. તે છતાં મોટાં શહેરોમાં વૈષ્ણવમંદિરો અને કેટલાક કુટુંબોએ સંગીતની વૃત્તિ-પ્રવૃત્તિ રાખવા થોડો ઘણો પ્રયાસ કર્યો છે ખરો. અમદાવાદમાં જેશિંગભાઈ શેઠને ત્યાં મથુરાના રાધાકિશનજી હતા જેઓ ઉત્તમ બીનકાર હતા. તેમણે જેસિંગભાઇને બીનમાં સરસ રીતે તૈયાર કર્યા હતા. તદુપરાંત આગ્રાના ગવૈયા હમીદખા પણ ત્યાં હતા. સ્વ. ભોળાનાથ દીવેટિયાએ પોતાના કુટુમ્બમા સંગીતને સ્થાન આપેલુ, ને પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિમાં સંગીતને અગત્યનુ ગણેલુ. સાક્ષરોમાં વધુમાં વધુ શોખ કદાચ તેમના ચિરંજીવી નરસિંહરાવે કેળવેલો, ને ‘ અનંત ભવ્યની ’ એમની સતત શોધ કદાચ અરૂપી સંગીતવ્યંજિત પણ હોય. તેમના ગુરુ ફતેહલાલ ગવૈયાએ તેમ જ પંડિત શાંતારામે પ્રાર્થનાસમાજમા સંગીતનુ વાતાવરણ પેદા કરવામા મહત્વનો ફાળો આપ્યો હતો. મુસરફખાં બીનકાર તથા સિતારિયા તથા ગવૈયા જ્યોતિ પણ અમદાવાદમાં સારો સમય રહ્યા હતા. વ્યાસ-બંધુઓ [ પં. નારાયણરાવ તથા સ્વ. શંકરરાવ ] અને સ્વ. શંકરરાવ પાઠક પણ થોડો સમય અમદાવાદમા આવી વસ્યા હતા. છેલ્લા દશકાઓમા શેઠ શ્રી. અંબાલાલ સારાભાઇના કુટુમ્બમા સંગીતશિક્ષણ માટે પંડિત ભાતખંડેના પ્રમુખ-શિષ્યોમાં એક પં. વાડીલાલ શિવરામને તથા રાષ્ટ્રપ્રમુખ પારિતોષિક-પામનાર મૃદંગાચાર્ય સ્વ. પંડિત ગોવિંદરાવ બુરહાનપુરકરને લાંબો સમય રોકવામાં આવ્યા હતા, ને એ રીતે એ પંડિતોની કલાવિદ્વત્તાને સારું પોષણ મળેલુ, પરન્તુ આ બધામાં પંડિત નારાયણરાવ ખરેનુ કાર્ય ઘણું મહત્વનુ લેખાય. ૧૯૦૫ પછી રાષ્ટ્રીય આંદોલન શરૂ થયું ને મુખ્યત્વે બ્રિટિશ અમલના શહેરોમા કેન્દ્રિત થયેલું, અને સામાજિક શૈક્ષણિક અને રાજકીય ક્ષેત્રોમાં નવીન જાગૃતિનો યુગ શરૂ થયો હતો.

રામકિશન મહારાજ તથા દિદારબક્ષ ખુદાબક્ષ નામના સંગીતકારોએ સુરતમાં સંગીતનો સારો પ્રચાર કર્યો હતો. તેમાં રામકિશન મહારાજનું ગાયન ઉપરાંત સિતારવાદન ઘણું ઉત્તમ કોટિનું હતું. તદુપરાંત ઈદનબાઇ નામની ગાયિકાનું નામ હિંદમશહૂર હતું. આ ગાયિકાની સાથે સારંગીવાદક તરીકે સ્વ. અબ્દુલ અઝીઝખાં વર્ષો સુધી રહ્યા હતા. તેમણે પાછળથી વિચિત્રબીન પર ઘણો રિયાઝ કરી એ વાદ્યના મુખ્ય પુરસ્કર્તા તરીકે સારું નામ મેળવ્યું હતું. સુરતના ગાયક વલ્લભ ચૂડગરને ત્યાંના રહીશો હજી સંભારે છે. ગુજરાતના અનેક વૈષ્ણવ-મંદિરોમાં ગાંધ્રપ (ગાંધર્વ) કુટુંબો તથા ઉત્તર હિંદના હિંદુ સંગીતકારો ધ્રુવપદ ધમારાદિ ગાયન કરતા. હવેલીનાં સંગીતની પ્રણાલિકા સાચવવામાં એમનો મોટો હિસ્સો છે.

ભરુચના કલાકારોમાં શ્રીજી મંદિરના કિર્તનિયા ચુનીલાલ ગવૈયા (તેઓ સિતાર પણ વગાડતા), સારંગીવાદક શ્રી. બાલકૃષ્ણ દીક્ષિતજી, સારંગી તથા દિલરૂબાવાદક શ્રી. ચુનીલાલ તપોધન, રામકિસન મહારાજના શિષ્ય દિલરૂબા, સારંગી ને બીનવાદક શ્રી. ઝીણાભાઈ જાની, વર્ષો સુધી સંગીતશિક્ષણનું કાર્ય કરનાર શ્રી. નાગજીભાઇ, ખાં. સાહેબ ફૈઝમહમંદખાના શિષ્ય શ્રી. બાપુરાવ ફ્ણસલકર, મહાપ્રભુજીની બેઠકના કિર્તનિયા શ્રી. લાલુ મહારાજ, જગદીશ મંદિરવાળા પખવાજી શ્રી. મુંગુભાઇ વગેરેને સંભારવા જોઇએ. સારોદના ઠાકોર સાહેબના આશ્રિત ગાયક મીરસાહેબ તથા હાલોલના રા. સા. જીવણલાલ પખવાજવાદક તથા ડાકોરના જ્યેષ્ઠારામભાઈ તબલાવાદક એમને પણ સંભારીએ.

મૌલાબક્ષના શિષ્ય હઝરત ઇનાયતખાં (સૂફી) એ હોલાંડ આદિ દેશોમાં ભારતીય સંગીતનો ઘણો લાક્ષણિકતાથી તત્ત્વજ્ઞાનસભર ને સુરુચિપૂર્ણ પ્રચાર કર્યો હતો. પરદેશમાં અલપઝલપ પ્રવાસ ખેડનારા હિંદી સંગીતકારો કરતાં એમનો ફાળો વિશેષ દીર્ઘજીવી ગણવો જોઇએ.

## ૫. સંગીત પ્રત્યે નૂતન ભાવના તથા નવાં મૂલ્યો

આમ અનેક દેશી રજવાડા, દકરાત કે ક્યાક ક્યાક શોકીયાઓએ પોતપોતાના સગીતશોખ ને મોભો જાળવવા–સાચવવા અચ્છાબધ ગાયક–વાદકો પોતાની પાસે રાખ્યા હતા. આ રીતે આ સગીતકારોને નિજની કલાપ્રવૃત્તિ માટે આર્થિક સહારો મળી રહેતો. પરન્તુ સગીત એક ભદ્ર સસ્કારપ્રવૃત્તિ તરીકે સર્વ કોઈ પોતાના જીવનમા સ્વીકારી શકે, માણી શકે ને શિક્ષણ તથા આત્મવિકાસના એક જરૂરી અંગ તરીકે તેની સાધના ને સ્થાપના થાય એવી આકાક્ષા સમાજજીવનમા પ્રગટેલી નહિ, અથવા તો, એવી આબોહવા તેને કદી મળેલી નહિ. સંગીત પ્રત્યે માન હોવા છતા તેના વ્યવસાય પ્રત્યે ને ઘણીયે વાર વિનાકારણ તેના વ્યવસાયીઓ પ્રત્યે સુગ હતી આ સ્થિતિ આખા હિંદમા હતી, તેવી ગુજરાતમા હતી. ૧૮૫૭ પછી સમાજજીવનમા અનેક દિશાઓમા જે ક્રાતિઓ થઈ, અંગ્રેજી શિક્ષણ દ્વારા નવીન વિચારો ને પ્રાચીન સસ્કૃતિ પ્રત્યે જે નવી દષ્ટિ આવી તેને પરિણામે લોકોમા સ્વાભિમાન ને તાજગી પ્રગટ થયા વીસમીસદીના પ્રારભમા રાષ્ટ્રીય ચળવળ શરૂ થઈ, તેના આદોલનો દરેક ક્ષેત્રમા પહોચ્યા. પૂજ્ય મહાત્મા ગાધીજીએ અમદાવાદમા સત્યાગ્રહ આશ્રમમા [ આજના હરિજન આશ્રમમા ] સવારનાંજ પ્રાર્થનાઓમા સગીતને સ્થાન આપ્યુ ને પડિત ખરે જેવા સેવાભાવી સગીતકારને આશ્રમવાસી બનાવ્યા. પ. ખરે રાગદારી સગીતના ઉત્તમ જ્ઞાતા હતા, ને તેમણે સગીતને આજીવનધર્મ તરીકે અપનાવેલું હતું. ગુજરાતમા સગીતનો પ્રચાર ને આદર વધારવામા એમનો ફાળો ઘણો મોટો છે. ગુજરાત વિદ્યાપીઠે પોતાના સ્નાતક [ B. A. ] ના અભ્યાસક્રમમા એક ઐચ્છિક વિષય તરીકે સંગીતને સ્થાન આપ્યુ. સગીત પ્રત્યે લોકાદર વધારવામા આ રીતે સત્યાગ્રહ આશ્રમે તથા ગુજરાત વિદ્યાપીઠે પોતાનો ફાળો અવશ્ય આપ્યો છે ને તેનુ મૂલ્ય ઘણુ છે.

સારાયે દેશમા સગીત પ્રત્યે માન ને પ્રીતિ વધારનાર ને અનેક

કુટુંબોમા સગીતશિક્ષા દાખલ કરનાર આ યુગના મહાન સગીતકાર ને પ્રચારક સ્વ વિષ્ણુ દિગમ્બરજીએ અનેકવાર ગુજરાત-સૌરાષ્ટ્રમા પ્રવાસ કરી સગીત પ્રત્યે જનતામા રુચિ પેદા કરી સર્વપ્રથમ લાહોરમા ગાધર્વ મહાવિદ્યાલયની સ્થાપના થઇ તે પાછળ પ વિષ્ણુ દિગમ્બરને ગુજરાતના ગિરનારનિવાસી સન્યાસીની મહાપ્રેરણા કારણભુત બની હતી એ યાદ કરાવા જેવુ છે સગીતનો વ્યવસાય મહદ્ અશે મુસ્લિમ ઘરાણાઓમા જ મર્યાદિત થયો હતો ને સગીતને ગાયક-ગાયિકા તથા વાદનકારોની વ્યક્તિગત મર્યાદાઓને કારણે ઘણુ સહન કરવુ પડેલુ આ પરિસ્થિતિમા સગીતનો સમુદ્ધાર કરવાનુ માન સ્વ વિષ્ણુ દિગમ્બરજીને તથા તેને શાસ્ત્રીય ભૂમિકા પર મૂકવાનુ શ્રેય સ્વ પડિત ભાતખડેજીને ભાગે જાય છે આ મહાનુભાવોએ સર્જેલા વાતાવરણનો લાભ ગુજરાતને પણ મળ્યો, ને ગુજરાતી ભાવાભાવી અનેક વ્યક્તિઓમા સગીતકલા વિષે અથાગ પ્રીતિ જન્મી, ને કલાની સાધના થવા માડી મથુરા, બનારસ મધ્ય પ્રદેશ, મહારાષ્ટ્ર ઇત્યાદિ અનેક પ્રાતોમાથી કેટલાયે સગીતશિક્ષકો ગુજરાતમા આવી વસ્યા, ને ગુજરાતમા સગીતનો શોખ પોષવામા પોતપોતાનો ફાળો આપ્યો પડિત વિષ્ણુ દિગમ્બરજી પાસેથી ઓમકાર નાથ ઠાકુર ઉત્તમ રીતે તૈયાર થના, ને આખાયે ભારતમા, ને તે પછી પરદેશોમા પણ એક અતિ ઉચ્ચકોટિના કલાકાર તરીકે પકાયા એમના જ ભાઈ શ્રી રમેશચદ્ર ઠાકુર પણ ઉત્તમ વાદનકાર હતા, ને હારમોનિયમ, વાયોલિન, જનતરગ, તબલાતરગ આદિ વાદ્યો પર પણ સારો કાબૂ ધરાવતા હતા પડિત ઓમકારનાથે સરાયે હિંદમા ગુજરાતને સગીતના ક્ષેત્રમા ઉચ્ચ સ્થાન અપાવ્યુ ઉત્તમ મધુર કઠ ને ગાયકીની વિશિષ્ટ છટાથી એમણે સગીતના વિષયમા ગુજરાતનુ મો ઊજળુ રાખવામા મોટો ફાળો આપ્યો છે એક કાળે એક બે દાયકાઓ સુધી, હળવા સગીત દ્વારા ગુજરાતના જનસમાજનુ મનરજન કરનાર મા વસતને પણ જરૂર સભારીએ પ્રભાતફેરીઓના જમાનામા ગુજરાતની જનતાનો એ અત્યત લાડીલો કલાકાર હતો એક ઉચ્ચકોટિના બહુશ્રુત

સંગીતવિદ્વાન તરીકે સુરતના શેઠ શ્રી કંચનલાલ મામાવાળાનું નામ ઉસ્તાદી દુનિયામાં જાણીતું છે એમની અનેક રાગોમાં કરેલી ગુજરાતી ગીતરચનાઓ તદ્‌વિષયક એમની ઉચ્ચ રસિકતાનું દર્શન કરાવે છે

ભાગવતપ્રસિદ્ધ વિદ્વદ્વર્ય સામવેદાચાર્ય પં રેવાશંકર બેચરદાસ ત્રિવેદી (પડધરી–સૌરાષ્ટ્રનિવાસી) સામવેદના અદ્વિતીય તજ્જ્ઞ છે, ને એમની દ્વારા સામવેદ ગાનની અતિ મહત્ત્વની પરંપરાનું રક્ષણ ગુજરાતમાં થયું છે એ મોટા સદ્‌ભાગ્ય ને ગૌરવનો વિષય છે

આધુનિક ગુજરાતી સંગીતકારોની અતિ અલ્પ સંખ્યા ધીમે ધીમે વધતી જાય છે તેમની કલાને પોષણ, પ્રકાશ ને સોમદર મળતા રહે એ જરૂરી છે

## ૬ ગુજરાતમાં સંગીત-ગ્રંથપ્રકાશન પ્રવૃત્તિ

ગુજરાતમાં સંગીત વિષયક ગ્રંથલેખન પણ ઠીક થતું રહ્યું છે આમાં મુખ્ય મુખ્ય જોઈએ તો ૧ એક અનામી પારસી ગૃહસ્થ રચિત 'રાગસ્થાન પોથી' (૧૮૬૨), ૨ પં આદિત્યરામ કૃત સંગીતાદિત્ય (૧૮૮૮), ૩ નરહરરામ ન મુન્શીનું 'ગાયનદર્પણ' (૧૮૮૨), ૪ ડાહ્યાલાલ શિવરામ કૃત 'સંગીત કલાધર' (૧૯૦૧), ૫. નારાયણ હેમચન્દ્ર રચિત 'ગાયન તત્વ' (૧૯૦૨), ૬ ગણપતરાવ બર્વે લિખિત 'નાદલહરી' (૧૯૦૭ થી ૧૯૧૧), 'શ્રુતિ સ્વર સિદ્ધાન્ત' (૧૯૦૭ થી ૧૯૧૧) અને 'ગાયન વાદન પાઠશાળા' (૧૯૦૨ થી ૧૯૧૨) ૭ મૂળજી જેઠારામ વ્યાસ કૃત 'સંગીત ચિંતામણિ' (૧૯૦૮) ૮. દામોદરદાસ જગજીવનદાસ માસ્તર કૃત 'દામોદર માસ્તર ગાયન સમૂહ' ભા ૧ (૧૯૧૩), ૯ રતનજી લીલાધર ઠક્કર રચિત 'સંગીતદર્પણ' અને 'સંગીતરત્નાકર' (૧૯૧૫) ૧૦ વલ્લભરામ વ્યંકટેશ્વર ઓઝા-કૃત 'નાદ ચિંતામણિ' ૧૧ રાજકવિ નથુરામ સુંદરજી શુક્લના પુસ્તકો, ૧૨ પ્રભાતદેવજીનું 'સંગીત-પ્રકાશ' (૧૯૭૦–૧૯૮૧) ૧૩ પં. ફિરોજ ફ્રામજી રચિત 'હિન્દુસ્થાની સંગીતવિદ્યા' (૧૯૨૬), હિન્દી એનસાઇક્લોપીડિયા ભા ૧ થી ૬ (૧૯૬૨), શાસ્ત્રીય સંગીત-કથા

શિક્ષક (૧૯૩૩); 'ભારતીય શ્રુતિ–સ્વર–રાગ–શાસ્ત્ર (૧૯૩૫); ૧૪. વિજયદેવજી કૃત 'સંગીતભાવ' (ગુજરાતી–હિંદી–અંગ્રેજી–ફ્રેંચ) (૧૯૩૩); ૧૫. મહારાણીશંકર શર્માકૃત 'ભારતીય સંગીતકળા' (૧૯૩૦); ૧૬. વિભુકુમાર દેસાઈ લિખિત 'ઉત્તર હિન્દુસ્થાની સંગીતનો ઇતિહાસ' (૧૯૩૧); 'સંગીત–પ્રણાલિકાઓ' (૧૯૨૯); વૈદિક સંગીત (૧૯૫૬); રાગ તત્વ વિબોધ (૧૯૫૬) અને હિન્દી સંગીત (૧૯૫૪); ૧૭. પં. વિ. ના. ભાતખંડે (અનુ: સુ. હિ. ગાંધી) કૃત ઉત્તર હિન્દુસ્તાની સંગીતની પદ્ધતિની ઐતિહાસિક સંક્ષિપ્ત સમાલોચના (૧૯૨૬); ૧૮. પં. ના. મો. ખરે (સંપાદક: પુરુષોત્તમ ગાંધી) કૃત 'ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન' (૧૯૩૮); ૧૯. પં. ફિરોઝ ફ્રામજી રચિત 'English Text Book on the Theory and Practice of Indian Music.' (૧૯૩૯); અને 'દિલખુશ ઉસ્તાદી ગાયકી' (૧૯૩૪); ૨૦ નરહર શંભુરાવ ભાવેનો ઠુમરી–સંગ્રહ (૧૯૪૨–૪૩); અને 'મરહુમ નાસરખાં યાંચા મૃદંગબાજ' (મરાઠી) (૧૯૪૨); ૨૧. પં. ઓમકારનાથ રચિત 'રાગ અને રસ' (૧૯૪૮) 'સંગીતાજંલિ' ભા. ૧ થી ૪ (૧૯૫૪–૫૭) અને 'પ્રણવ–ભારતી' (૧૯૫૬) તથા ૨૨. આચાર્ય ર. છો. મહેતા કૃત 'ગુજરાતી ગેય કવિતા' (૧૯૫૪). તથા 'સંગીત ચર્ચા.'

આ ઉપરાંત કેટલાક મુબઈ વા પૂનાવાસી ગુજરાતી લેખકોનાં હિંદી પ્રકાશનો બહાર પડયાં છે તેનો ઉલ્લેખ આમા વિસ્તારભયે કરવામાં આવ્યો નથી.

### ૭. ગુજરાતમાં સંગીતપ્રવૃત્તિનું ભાવિ

સ્વાતંત્ર્ય પછીના છેલ્લા બે દાયકામાં આખા દેશમાં જે નવો પ્રાણવાયુ વાયો છે તેની અસર સંગીતકલાનાં ક્ષેત્રમાં પણ થઈ છે.

દેશી રાજ્યોનું વિલીનીકરણ, રેડિયો–ગ્રામોફોનનો પ્રચાર, હરક્ષેત્રમાં નવીન સિદ્ધિ માટે તમન્ના, આગલી પેઢીના ઘરાણાઓની કૂંપમંડૂકતા છોડવાની વૃત્તિ, વૈજ્ઞાનિક દષ્ટિનો વિકાસ, સંગીતકારોમાં શિક્ષણનો

પ્રયાગ, પ્રાન્ત–જ્ઞાત–જાત–ધર્મ–રહેણી–કરણી ઇત્યાદિ મર્યાદાથી પર રહેવા મથતી હર પ્રવૃત્તિ આ બધા બળોની સમગ્ર અસર વર્તમાન સંગીત પર પડી રહી છે. કેવળ રાજકીય ક્ષેત્રમાં નહિ પણ સર્વક્ષેત્રમાં લોકશાહીની અસર વર્તાવા માંડી છે. સંગીત એ એક જ કલા એવી છે કે જેને જિન્દગીભર વ્યવસાય હિન્દના દરેક પ્રાંતમાં થતો આવ્યો છે. ચિત્ર–શિલ્પ–સાહિત્યના કલાકારોને બહુધા માથોમાથ કોઈ બીજો વ્યવસાય આજીવિકા માટે કરવો જ પડયો છે. દેશી રાજ્યો, તાલેવંતો, જમીનદારો, ઠાકોરો ઇત્યાદિ પોષકો (પેટ્રન્સ)ની જગ્યા હવે જનતા ને જનતાએ સ્થાપેલી સરકારે લીધી છે. ગુજરાતની જનતા ને સરકાર બન્નેએ એવી પરિસ્થિતિ સર્જવાની છે કે જેમાં સંગીતકલાના પોષણ, શિક્ષણ ને વ્યવસાય માટે સર્વ સંજોગો હોય. સંગીતકલા પ્રત્યે દરેક ગુજરાતીને પ્રીતિ છે, અવસર મળે તો તેનો અભ્યાસ પણ કરવા ઉત્સુક છે, પણ સંગીતના શિક્ષણનો પ્રબંધ નહિવત્ છે.

વડોદરાની ૧૮૮૬ માં સ્થપાયેલી હિન્દપ્રસિદ્ધ ભારતીય સંગીત–નૃત્ય–નાટ્ય મહાવિદ્યાલય (કોલેજ ઓફ ઇન્ડિઅન મ્યુઝિક, ડાન્સ એન્ડ ડ્રેમેટિક્સ–મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય સંચાલિત) માં હિન્દના દૂરદૂરના પ્રાંતોમાંથી ને પરદેશોમાંથી પણ વિદ્યાર્થીઓ અભ્યાસાર્થે આવે છે ને વડોદરાની જનતા તો તેનો ઘણો મોટો લાભ લઈ રહી છે. યુનિવર્સિટીની કક્ષાએ સંગીતાદિ કલાઓની ડિગ્રીકક્ષા શરૂ કરનાર વડોદરાનું મ. સ. વિશ્વવિદ્યાલય હિન્દભરમાં પ્રથમ છે ને ત્યાં અનુસ્નાતક (Post Graduate=M Mus ) શિક્ષણનો પ્રબંધ છે એ જ શહેરમાં લગભગ ૫૦૦ વિદ્યાર્થીની સંખ્યા ધરાવતું, ને રાગદારી સંગીતનો પદ્ધતિસર અભ્યાસ કરાવતું અન્ય કોઈ સંગીતવિદ્યાલય ભારતભરમાં નથી. રાજ્યોની સંગીત–નૃત્ય–નાટ્ય અકાદમીમાં પણ શિક્ષણનો સારો પ્રબંધ છે. વડોદરા–રાજકોટ સિવાયના મુંબઈ ગુજરાતના અનેક નાના–મોટા શહેરોમાં, નાના–મોટા ગામોમાં સંગીતશિક્ષણની વ્યવસ્થા નહિવત્ જેવી જ છે, ને ગુજરાતના લાખો વિદ્યાર્થીઓ

સગીત વિદ્યાભ્યાસથી વચિત રહેવા પામ્યા છે સગીતનુ શિક્ષણ એક પાયાનુ શિક્ષણ છે, દરેક માનવીનો તેના પર જન્મજાત હક્ક છે, એ વસ્તુસ્થિતિ પ્રગતિ પામેલા દરેક દેશોમા જોઈ શકાય છે. એ રીતે સગીતશિક્ષણની જવાબદારી સરકારની છે.

દરેક નાગરિકના શિક્ષણનો પ્રબધ અને તેમા સગીતનો પ્રબધ એ સ્થિતિ સર્જાતા હવે બહુ વાર નથી, એમ આશા રાખીએ સગીતને જીવનસાધન ને કલાવ્યવસાય તરીકે અપનાવનાર ગુજરાતી ઓની સખ્યા ઘણી નાની છે એમા ગુજરાતી બહેનોની સખ્યા તો તદ્દન નહિવત્ છે (જો કે સૌ પ્રથમ મુબઈ ઈલાકામા સગીત સાથે બી એ (S N D T U)મા, થનારા તો એક ગુજરાતી નાગર-અનાગી હતા અને તે સર મનુભાઈ મહેતાના ભાણેજ શ્રીમતી મજુલાબહેન મહેતા) વ્યાપારવાણિજ્યમા કુશળ ગુજરાતી પ્રજાને આ કળાથી ઠીક ઠીક વચિત રાખી છે, ઔદાસીન્ય બતાવ્યુ છે તે હવે નહિ ચાલવી લેવાય દ્વારકાધીશ બસીધર ભગવાન શ્રીકૃષ્ણના ગુજરાતમા પાર્વતીશિષ્યા લાસ્યનૃત્યપ્રવીણ ઉષાના ગુજરાતમા, કવિ ગાયક નરસિંહ મહેતા ને મીરા, તાનસેન સમોવડી ભગિનીયુગ્ન તાના–રીરી, પ્રેમસખી ને દયારામના ગુજરાતમા ચાપાનેરનિવાસી સગીતનાયક બૈજુના ગુજરાતમા, રસકૌમુદીકાર પ શ્રીકઠના ગુજરાતમા, અનેક રાગરાગિણીઓમા કેટલાયે વેશોના પદો રચનાર ભવાઈસ ગોધક અસાઇતના ગુજરાતમા નાટ્યદર્પણકાર રામચદ્ર, ' સુધાકર ' ના કર્તા રાજા સિંહભૂપાલ, ' સગીત મુક્તાવલી ' ના કર્તા પાટણપતિ અજય પાલના ગુજરાતમા આ ઔદાસીન્ય હવે ટકરો નહિ બીજા પ્રાતોની સાથોસાથ રાષ્ટ્રજીવનમા પોતાનો ફાળો આપ્યે જ છૂટકો એમા જ એની અસ્મિતા, શાન, પ્રગતિ રહેલા છે બલ્કે પોતાની વિશિષ્ઠ ઋજુતા વડે સગીતના પ્રદેશમા પોતાનુ આગવુ સ્થાન પણ સર કરી શકે, એટલી એની પાસે પ્રકૃતિદત્ત આત્મસિદ્ધિ છે



# મહાન સંગીતાચાર્ય

આપણે વેદ પછીના યુગને તપાસીએ તો કૃષ્ણ સરખો પ્રખર ગાયનાચાર્ય ગુજરાતમાં જડી આવે છે. વ્રજવાસ છોડી દ્વારિકા-નિવાસ કરનાર કૃષ્ણ કનૈયો મટી જગદ્વંદ્ય મહાપુરુષોત્તમ બન્યા એ દ્વારિકામાં આપણો પહેલામાં પહેલો મહાગુજરાતી તે કૃષ્ણ. કૃષ્ણ એટલે જ આખી સંગીતસૃષ્ટિ. કૃષ્ણ અને સંગીતને જુદા પડાય એમ છે જ નહિ. ગીત, નૃત્ય ને વાદ્ય મળી આખું સંગીત રચાય. સંગીતનાં એ ત્રણે અંગ કૃષ્ણની આસપાસ સતત વીંટળાયેલાં જ રહ્યાં છે. કૃષ્ણની આસપાસ જેટલું સંગીત રચાયું છે, ગવાયું છે એટલું જગતની કોઈ પણ વ્યક્તિની આસપાસ રચાયું પણ નથી અને ગવાયું પણ નથી.

ઘનવાદ્ય–દુંદુભિ સરખાં, તંતુવાદ્ય વીણા સરખાં અને સુષિર-વાદ્ય વેણુ–વાંસળી સરખાંનો વેદમાં ઉલ્લેખ છે જ, અને કૃષ્ણે દ્વારિકા આવ્યા પછી રાસક્રીડા ભલે ન કરી હોય; તો પણ વાંસળી વગાડવી છોડી દીધી હોય એમ મનાતું નથી. એ બંસીધરની બંસરી એની પાસેથી ખસે જ નહિ.

આપણે એમ જ માનીએ છીએ કે સમૂહ સંગીત Concert કે Orchestra આપણે પશ્ચિમમાંથી લીધું. આ બહુ મોટી ભૂલ છે. કૃષ્ણ એક મહાન યોગી, મહાન પ્રેમી, મહાન મુત્સદ્દી અને મહાન રાજપુરુષ ઉપરાંત એક મહાન સંગીતાચાર્ય પણ હતા, અને નારદ, હનુમાન તથા શંકરના સંગીતમત સાથે કૃષ્ણનો પણ એક ચોથો સંગીતમત હતો એમ સંગીતવેત્તાઓ જાણે છે. સાથે સાથે સહુ કોઈ જાણે છે કે Concert—સમૂહ સંગીતના સ્થાપક શ્રીકૃષ્ણ હતા? છાલીય ગાન તરીકે ઓળખાતા સમૂહ સંગીતનો ઇતિહાસ હરિવંશમાં જોનારને એ કથનનો આધાર મળી આવશે.

— રમણલાલ વસંતલાલ દેસાઈ

# અનુક્રમ



卐

ભક્તકવિ દયારામના નામથી આજ કોણ અજાણ્યુ છે ? એમની રસભરી ગરબીઓથી આજે પણ એ જીવંત હોય એમ લાગે છે.

પોણાબસોથીયે વધારે વર્ષ પહેલાંનો એ સમય; વિ. સં. ૧૮૩૩ ના ભાદરવા સુદ ૧૧–ઈ. સ. ૧૭૭૬ ની સાલ; સાઠોદરા નાગર જ્ઞાતિમાં કવિનો જન્મ. નર્મદા જેવી પવિત્ર નદી ને ચાંદોદ જેવું તીર્થધામ, કવિની એ જન્મભૂમિ. પિતાનું નામ પ્રભુરામ અને માતાનું નામ રાજકોર.

કવિનું બાળપણ ચાંદોદમાં વીત્યું હતું. આઠમે વર્ષે એમને જનોઇ દેવામાં આવ્યું. દશ વર્ષની વયે પિતાનો અને બાર વર્ષની વયે માતાનો સ્વર્ગવાસ થયો. વડીલોની શીળી છાંય જતા બાળહૃદયને આઘાત લાગ્યો. આમ કવિ અનાથ બન્યા; છતાં એ પોતાને સનાથ માનતા. કૃષ્ણચંદ્રને એમણે નાથ તરીકે સ્વીકાર્યા હતા.

આઠ વર્ષની ઉંમરે ગંગા નામની એક કન્યા સાથે એમનો વિવાહ થયો હતો. દૈવજોગે એ કન્યા મૃત્યુ પામી. પછી તો કવિનું મન ભક્તિમાં પરોવાયે જતું હતું. લગ્નના કહેણ આવ્યા ત્યારે કૃષ્ણ સાથે મારા લગ્ન થઇ ચૂક્યા છે એમ કહી એ કહેણ પાછા ઠેલ્યા. મસાગમાં કેટકેટલા લગ્નના આવેલા કહેણ આમ પાછા ઠેલી શકે છે ? એવો હતો દયારામનો ત્યાગભાવ અને ગોપીભાવે શ્રીકૃષ્ણને નાથ તરીકે સ્વીકાર્યાનો સંકલ્પ. ગોપીજનના નાથ તો શ્રીકૃષ્ણ જ હોયને !

એ વૈરાગીઆ હતા, પણ વૈષ્ણવજન હતા. શરીરનો નાજુક બાંધો, કંચનવર્ણો રંગ, વિશાળ ભાલ ને કામણગારી અનબેલી આંખો. પ્રતિભાવંતી મુખમુદ્રા ભગવાને જાણે ફુરસદને સમયે અમની કુદનમાં ઘડી હોય એમ લાગતું.

નોમા ખાનનું બીકુ જ્યારે જતુ ને હોઠ ન્હોતી જે ગંગઈ

જતા. પાન ખાઇને ગળામાંથી રસ ઉતારે ત્યારે ગળું જાણે પારદર્શક હોય એમ એ રસની રતાશ દેખાતી.

માથે લાલચોળ પાઘડી, બગલાંની પાંખ જેવું ઊજળું બાસ્તા જેવું ઇસ્ત્રીબંધ અંગરખું ને ચાર આંગળની લાલ રેશમી કોરનું સફેદ દૂધ જેવું ધોતિયું એ એમનો વરણાગીઓ પોષાક.

એમની કવિતામાં જાદુ હતું. એમની વાણીમાં કાનુડાની બંસીના બોલ સંભળાતા. ગુજરાતણો એમની ગરબીઓ પાછળ ઘેલી બની હતી.

કવિને નાનપણથી જ કાવ્યરચનાની કુદરતી બક્ષિસ મળી હતી. ચાંદોદના શેષશાયી ભગવાનને ઉદ્દેશીને એક કાવ્ય રચ્યું હતું ને ત્યાર પછી હનુમાન–ગરુડ સંવાદ રચ્યો હતો. તેર વરસની વયે બાસઠ કડીનું ધવલ ધનાશ્રી રાગમાં કાવ્ય લખ્યું હતું. આમ કવિની હથોટી દીર્ઘ રચનાઓ તરફ પણ વળવા લાગી હતી. નરસિંહ તથા મીરાંની માફક તેમણે ફક્ત કૃષ્ણની જ કવિતા રચી છે. તેમની ગરબીઓમાં કૃષ્ણ માટેનો પ્રેમરસ છલોછલ ભરેલો છે. તેમાં શૃંગારરસ છે, છતાં તે પ્રણયના કવિ નથી. કૃષ્ણ માટેનો શૃંગારરસ પણ ભક્તિનો પ્રકાર છે. તેમનાં ધોળ તથા પદોમાં વૈરાગ્ય અને જ્ઞાન છે. કેટલાક તેમને નરસિંહ મહેતાનો અવતાર કહે છે. ગરબી, પદ, ધોળ, આખ્યાન, ગઝલ, ગરબા એમ વિવિધ સ્વરૂપે તેમની કવિતા પ્રકટી છે. આપણા આદિ ભક્તકવિ નરસિંહ મહેતાનાં ‘પ્રભાતિયાં’, મહાકવિ પ્રેમાનંદના ‘આખ્યાનો’, લોકકવિ શામળના ‘છપ્પા’, ભોજા ભગતના ‘ચાબખા’, વલ્લભ ભટ્ટના ‘ગરબા’, ધીરાની ‘કાફી’ અને પ્રીતમનાં ‘પદ’ની માફક રસકવિ દયારામની ગરબીઓ અજોડ છે, અલૌકિક છે.

એમની સરખામણી શોધી જડે એમ નથી. કવિની કલ્પના-યતમનતી માર્દવભરી ગરબીઓ મોહક લાગે છે. ગુજરાતણોના કંઠનો શણગાર બનેલી એ રચનાઓ અજર છે–અમર છે. વૈષ્ણવધર્મની પ્રેમલક્ષણાભક્તિ જ એમની કવિતામાં નીતરે છે. ગોપીભાવથી જ

પ્રેમલક્ષણાભક્તિનું ગાન તેમણે કવિતામાં કર્યું. કવિનું હૃદય એ સ્ત્રીનું હૃદય હતું.

એ જ ઉંમરે કવિને એક પરમ ભગવદીય પુરુષનો સમાગમ થયો હતો. કવિ ચાંદોદથી ડભોઈ જતા હતા. માર્ગમાં તેન તળાવ પાસે એમને એ સાધુપુરુષ મળ્યા. એમનું નામ ઇચ્છારામ ભટ્ટજી. ડાકોરના એ રહેવાસી. એમનાં દર્શને દયારામ કૃતકૃત્ય થયા. ઇચ્છારામજીએ દયારામને પ્રભુના ગુણ ગાવાની આજ્ઞા કરી. દયારામે મીઠી હલકથી પ્રભુનાં ગીતો ગાઇ વાતાવરણમાં અજબ રંગ રેલાવ્યો. કવિની જાદુ-ભરી વાણીથી સૌ મુગ્ધ થયા. ઇચ્છારામજીના આનંદનો પાર ન રહ્યો. કિશોરકવિનું ભાગ્ય એ વાંચી શકયા. એમણે દયારામને એકાંતમાં બોલાવી આશીર્વાદ આપ્યો: 'બેટા! તું તો ગુજરાતનો સમર્થ કવિ થવાનો છે.'

સાચા મંતના આશીર્વાદ હંમેશાં ફળે છે. ગુરુકૃપાએ કવિની દૃષ્ટિ વ્યાપક બનવા લાગી. અવનવી કલ્પનાઓ સ્ફુરવા લાગી. કવિ પરિવ્રાજક બન્યા. ઉત્તરમાં કાશી–વૃંદાવનથી માંડીને દક્ષિણમાં બાલાજી, રામેશ્વર આદિ અનેક સ્થળોએ–લગભગ અખિલ હિંદમાં ત્રણ ત્રણ વાર એમણે પગપાળો પ્રવાસ કર્યો. એ પ્રવાસે એમના જ્ઞાનમાં પુષ્કળ વૃદ્ધિ કરી. કવિને અનેક ભાષાઓનો અભ્યાસ કરવાની તક મળી. કવિતા અને સંગીતનો સુભગ મેળ બધા કવિઓમાં નથી હોતો. છતાં સંતકવિઓમાં એ જોવામાં આવે છે. પંડિત ઓમકારનાથે એક સ્થળે કહ્યું હતું કે 'ભક્ત બનવા ઇચ્છનારે પ્રથમ સંગીતકાર બનવું પડે છે.' દયારામની સંગીતસાધના પણ અનોખી હતી, અજબ હતી. એ રસ-કવિએ સંગીતનો શાસ્ત્રીય અભ્યાસ કર્યો હતો. તંબૂરાના રણઝણતા તાર છેડી ગુજરાતને ઘેલું કરનાર એ કવિ જાતજાતનાં વાદ્યો વગાડવાની કળામાં પ્રવીણ હતા. તંબૂરા ઉપરાંત મૃદંગ, નરઘાં, જલતરંગ, બીન અને સિતાર એ એમનાં પ્રિય વાદ્યો હતાં. એમાં કવિએ એટલી

સુંદર નિપૂણતા મેળવી હતી કે એમની સાથે કોઇથી ટક્કર ન ઝીલાતી. એ સંગીતમાં ભક્તહૃદયની ભાવના હતી. એ વાદનકલામાં પ્રભુપ્રેમની મસ્તી હતી.

વડોદરામાં એક પ્રસંગે નગરશેઠ હરિભક્તિને ત્યાં કવિના શિષ્યો રણછોડભાઈ તંબૂરો છેડતા હતા અને ગિરજાશંકર નરઘાં બજાવતા હતા. દયારામનાં માધુર્યભર્યાં ગીતોની લહાણ લેવાઈ રહી હતી. કથા ચાલતાં ગિરજાશંકરની નરઘાં વગાડવામાં સહેજ ભૂલ થઈ. એક બાવાજી એ બેઠકમાં હાજર હતા. એમનાથી એ સહન ન થયું. એમણે ભૂલનું સૂચન કર્યું. ગિરજાશંકર ઝંખવાણા પડી ગયા. દયારામ છૂપી રીતે એક ખૂણામાં બેસી કથા સાંભળે. એમણે આવી બાવાજીને કહ્યું: 'એવી સહજ ભૂલ તો થઇ જાય.' બાવાજીએ જવાબ આપ્યો: 'ઉસ્તાદી મેળવનાર એવી ભૂલ કદી ન કરે.' કવિએ કહ્યું: 'તમે ઉસ્તાદી મેળવી છે, તો બજાવો નરઘાં.' એમ કહી કવિએ હાથમાં તંબૂરો લીધો ને કવિતા ગાવા માંડી. શ્રોતાઓને ખૂબ મઝા પડી. આનંદરંગ રેલાવા લાગ્યો. પ્રભાત થઇ ગયું, પણ બાવાજીની ભૂલ ન નીકળી. છેવટે અટપટો રાગ ગાઇ બાવાજીને ગૂંચવી નાખ્યા ને બાવાજીથી ભૂલ થઇ. લોકો તો રાજી રાજી થઇ ગયા. તેમણે કવિના વિજયને વધાવી લીધો. કવિએ બાવાજીને કહ્યુ: 'બાવાજી! તમારા જેવો બજવૈયો મેં ક્યાંય દીઠો નથી.' એમ કહી પોતાના ગળામાથી ત્રણસો રૂપિયાની કિંમતની સોનાની કંઠી કાઢી તેમને ભેટ આપી. આવો છે અલબેલા ભક્ત દયારામની કલા-ઉપાસનાનો પ્રસંગ. આવો છે કવિની કલાકવિતાનો વિજય. આવો છે કલાપારખુ કવિહૃદયની ઉદારતાનો રંગ.

એવો બીજો પણ કવિની ટેકનો એક અનોખો પ્રસંગ છે. તે વખતે વડોદરામાં ગોપાળરાવ મહેરાળ નામનો એક શ્રીમંત ગૃહસ્થ રહે. એણે કવિની ખૂબ પ્રશંસા સાંભળી હતી, તેથી કવિને બોલાવી પોતાના ઇષ્ટદેવ ગણપતિનાં કાવ્યો કરવાનું કહ્યું અને બદલામાં સારૂં

વર્ષાસન બાંધી આપવાનું જણાવ્યું. ટેકીલા કવિએ એનો સચોટ જવાબ આપ્યો :

'એક વર્યો ગોપીજનવલ્લભ, નહીં સ્વામી બીજો;
અવર કોઈનું કામ ન મારે, 'રીઝો કે ખીજો.'

એવાં અચળ હતાં દયારામનાં વ્રત અને એકનિષ્ઠા.

નરસિંહ અને મીરાં પછી ગુજરાતને અલબેલાં ભક્તિગીતોનું—સંગીતનું રસપાન કરાવનાર કવિવર દયારામનું સ્થાન આપણા સાહિત્યમાં અનેક રીતે અજોડ છે. એમના પુરોગામી ભક્તકવિઓએ ધાર્મિક ભાવોને પ્રધાનપણે રાખીને ભક્તિરસ રેલાવ્યો છે. એમાં દયારામે પ્રેમનું અજન્ય તત્ત્વ ભેળવ્યું છે. તેથી એમની ગરબીઓની માધુરી ઓર વધી ગઇ છે. પ્રભુપ્રીતિના સૂક્ષ્મ ભાવોને એ શબ્દશિલ્પીએ પોતાની વાણીમાં ઉતારી, જે સંગીતમય કાવ્યમૂર્તિઓ સર્જી છે, તેવા ભાવો બીજા કોઈ ગુર્જરકવિની કવિતામાં મળવા અઘરા છે.

ગોપીનો અવતાર ગણાતા દયારામની કવિતામાં ગોપીનું જ હૃદય જાણે ન ચીતરાયું હોય એમ લાગે છે. વ્રજની કોઈ ગોપી નર્મદા તટનો વિહાર કરવા માટે જાણે ન આવી હોય અને એના આગમનમાં 'કૃષ્ણચંદ્રના કૌમુદીઉજળા' ગુજરાત પ્રત્યેનું મમત્વ પણ કારણભૂત હોય એમ જરૂર માની શકીએ. ગુજરાતની કુંજોને પોતાના કાવ્ય-કુસુમોની છલકતી રસછાબો ધરી એમણે મઘમઘ મહેકાવી છે. એ ફૂલોની સુવાસ ઘડી–બેઘડીની નથી-દીર્ઘકાળની છે, ચિરંજીવ છે.

એકલી ગુજરાતની જ કુંજો શા માટે? એમણે તો પોતાની જ મહેકંતી કાવ્યછાબો લઇ હિંદભરમાં પરિભ્રમણ કર્યું હતું. એ કવિ ગુજરાત માત્રના નથી; હિંદ ભરના છે. એમની કાવ્યભાવના સર્વવ્યાપી છે. એમની ફિલસૂફી આત્માનાં ઊંડાણમાંથી ઉદ્દભવેલ હોઇ બીજાનાં હૃદયને સ્પર્શ કરતાં જાગૃત કરે એવી છે. એમની કવિતાનો આત્મા પરમ પ્રેમ છે. એ પ્રેમ, જુવાનીના ક્ષણિક ઊભરાઓ કે ઉન્માદ નથી, પણ માનવમાંથી દેવ સર્જે એવો નિર્મળ, શાશ્વત પ્રભુતામય છે.

કવિની કેટલીક રચનાઓમાં કોઈ ઊઘાડો શૃંગાર જુએ છે તો કોઈ એમાં પ્રેમભક્તિનાં દર્શન કરે છે. એ તો દષ્ટિ તેવી સૃષ્ટિ. કવિએ તો ગાયું છે કેવળ ગોપીભાવે. દેહ પુરુષનો મળ્યો હતો, પણ હૃદય ગોપીનું મળ્યું હતું. મજની ગોપીએ જે વ્રજભાષામાં ગાયું છે તે 'દયા' ગોપીએ પોતાની ગુજરાતી ગરબીઓમાં ગાયું છે—ગુજરાતની ગોપીરૂપે. દયારામની ગરબીઓને 'અતિ શૃંગારી' કહેનારાઓએ સમજવું જોઈએ કે દયારામે ગાયેલો શૃંગાર લૌકિક નથી, અલૌકિક છે. એમની કવિતાનું મુખ્ય લક્ષણ પ્રેમલક્ષણા ભક્તિ છે. શુદ્ધ કુંદનપાત્ર સમા પવિત્ર હૃદયો જ એમના એ કાવ્યરસને પચાવી શકે.

કવિની ગરબીઓના ઊર્મિના ઉપાડભર્યા ઢાળ, ફૂલગૂંથણી સમી શબ્દગૂંથણી, સ્ત્રીહૃદયની ઋજુતા અને એ બધાયમાંથી અંતરના ઉંડાણમાં ઊતરી જતો ભક્તિભાવનો ધ્વનિ–એને લઈ દયારામ ગુજરાતણોના હૃદયમાં વરસોથી વસી ગયા છે. કવિ ન્હાનાલાલે એ ગરબીઓની મુક્તકંઠે પ્રશંસા કરતાં કહ્યું છે: 'ગુર્જરી કુંજે ભરી બંસીનો છેડણહારો તો દયારામ જ.'

એ મહાસર્જકને હાથે રચાયેલ ગુજરાતી ગ્રંથોની સંખ્યા દોઢસોની છે. હિંદી ગ્રંથોની સંખ્યા પોણોસોની છે. ગુજરાતી તથા હિંદીમાં નીતિ-ભક્તિનાં અસંખ્ય પદો, ગરબીઓ, હોરીઓ રચી છે. તે ઉપરાંત મરાઠી, ફારસી, મારવાડી, પંજાબી અને સંસ્કૃત આદિ ભાષાઓમાં ગુજરાતના એ સમર્થ કવિએ સરસ ફાળો નોંધાવ્યો છે. આવી અનેકવિધ સેવા આપણા બીજા જૂના કે નવા કોઈ કવિને હાથે થઈ નથી.

કવિને કેટલી ભાષાઓનો પરિચય હતો તે એમના જ રચેલા એક છપ્પામાં જોઈ શકાય છે:

ગિરિધર સુંજો પ્રાણ (કચ્છી)
તુહિ શામલડા પ્યારા (પંજાબી)
માદર પિદર બિરાદર (ફારસી)

દુશ્મન ખલક બિસારા (ઉર્દૂ)
માટા મુંચી બિનિપુ (તેલુગુ)
સ્વામી તિકડે ડારા (દ્રાવિડ)
જાની જિયકી પીર (હિંદી)
મનોરથ પૂર્યા મારા (ગુજરાતી)
હરિ નકો કોણાચા પ્રેમ (મરાઠી)
વૈ ત્વમેવ સ્વામી નિરંતર (સંસ્કૃત)
નદમહેર કો પુતવા 'દયા' પ્રભુ (પૂરવ)
થાકી દાસી માકે કાઈ ડરે? (મારવાડી)

એમના કેટલાક પ્રચલિત કાવ્યોના નામ આ પ્રમાણે છે: 'રુકિમણી વિવાહ', 'સત્યભામા વિવાહ', 'અજામિલાખ્યાન' જેવા આખ્યાનો, 'રસિકવલ્લભ', 'પુષ્ટિપંથરહસ્ય', 'ભક્તિપોષણ', અને 'ભગવદ્ગીતા માહાત્મ્ય' જેવા ભક્તિપ્રધાન ગ્રંથો એમણે રચ્યા છે. પ્રેમપરીક્ષા, પ્રેમરસગીતા, કુંવરબાઈનું મામેરું, પ્રબોધબાવની, મનમતિસંવાદ, મીરાચરિત્ર, અને ચાતુરીનો ગરબો—એ એમના લાબા કાવ્યો છે. ષડ્ઋતુ વર્ણન નામે કાવ્યમા એમણે પ્રકૃતિદર્શન કરાવ્યુ છે. 'સતસૈયા', 'રસિકરંજન' અને 'વસ્તુવૃંદદીપિકા' એ એમની અલબેલી હિંદી રચનાઓ. વસ્તુવૃંદદીપિકામા એમણે ૧૦૮ નામોનુ વર્ણન કર્યું છે.

એ રીતે ઓગણીસમી સદીમા જ્યારે સાહિત્યનો પ્રવાહ મંદ હતો, ત્યારે દયારામે રસની, સાહિત્યની, સંગીતની ઝડીઓ વરસાવી અનેક આત્માની રસપિપાસા છીપાવી હતી.

કવિને શ્રીમદ્વલ્લભાધીશમા ભારે શ્રદ્ધા. એમનુ અંતર સદા શ્રીમહાપ્રભુજીના દર્શન માટે ઝંખતું હતુ. આપણામા કહેવત છે કે, 'મન હોય તો માળવે જવાય'. કવિને પણ એક વખત ઓચિંતા શ્રીમદ્વલ્લભાધીશે દર્શન દીધા. એ દર્શને કવિનુ હૈયુ આનંદહિંડોળે ઝૂલવા લાગ્યું. કવિએ એ પરમ વિભૂતિને પ્રાર્થના કરી: 'ગુરુદેવ! મારા અંતરમા શ્રીનાથજીના દર્શનની ઝંખના છે.' અને એ પુણ્યપુરુષે

કવિને કહ્યું : ' તને સાક્ષાત્ શ્રીનાથજીનાં દર્શન થશે. ' આ વખતે કવિની ઉંમર શુમારે અડતાલીસ વર્ષની હતી.

એમની એ ઝંખના, જીવનના સંધ્યાકાળે પ્રભુએ પૂરી કરી. તે વખતે કવિનું વય ૭૩ વર્ષનું હતું. કવિએ શ્રીનાથજીને વિનતિ કરી : ' મારા અંત સમે અલબેલા ! મુજને મૂકશો મા ! ' અને શ્રીનાથજીએ સાક્ષાત્ દર્શન દીધાં. કવિજીવનનો એ વિરલ પ્રસંગ હતો– ધન્ય પ્રસંગ હતો. ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થયાં. એમ એ બડભાગી બન્યા. ' અનુભવમંજરી ' માં એમણે એ રસદર્શનનો પરમ પ્રસંગવર્ણવ્યો છે. એવા વિરલ પ્રસંગો ' અનુભવમંજરી ' માં જોવા મળે છે. વિ. સં. ૧૯૦૯ ના મહાવદ ૫–ઈ. સ. ૧૮૫૨ માં તેઓ હરિ- શરણ થયા. જીવનનાં છેલ્લાં વર્ષો તેમણે માંદગીને બિછાને ગાળ્યાં હતાં. તે દરમિયાન એમના શિષ્ય મંડળ–રણછોડ, ગિરિજાશંકર, વસંતરામ, ઘેલાભાઈ અને રતનબાઈએ–સૌએ પોતાના ગુરુની સારી સેવા બજાવી હતી.

તે વખતે એમના શિષ્ય રણછોડે કવિની પાદુકાનું પૂજન કરી પંથ ચલાવવાની આજ્ઞા માગી. કવિએ કહ્યું : ' અલ્યા ગાંડા ! હું તે કોણ ગણત્રીમાં કે મારી પાદુકા પૂજાય ? શ્રીકૃષ્ણ ભગવાનની પાદુકા નથી પૂજાઇ તો તેના ચરણની રજની રજ, તેની પાદુકા પૂજવી એ ઘેલાપણું છે. હવે મારી ઘડી ઘટી ગઇ છે, ને તને આજ્ઞા કરું છું તે એટલી જ કે તારે મારાં પદો ગાવાં ને લોકોમાં ભગ- પ્રીતિ કરાવવી. હવે મારે જન્મવું કે મરવું નથી. મારો મનરે થયો છે. આ મારા ગ્રંથો તને વારસામાં આપું છું. કો નહિ. ઓચ્છવ–કીર્તન કરજે.'

આખા ગુજરાતના હરિદાસ સમા પરમ વૈષ્ણવજ પરિવ્રાજક–અમરપંથના યાત્રાળુ, પ્રેમભક્તિની બંસીના બજ જીવન જીવી જાણનાર એ મહાન ગુર્જર કાવ્યન જ્યોતિર્ધર અમર છે. એમની સંગીતમય કવિતા પણ ર

એમનું નામ તો હતું આદિત્યરામ. પણ ગુજરાતના એ સંગીતા દિત્ય હતા.

નરસિંહ મહેતાની સંતભૂમિ જૂનાગઢમાં એમનો જન્મ થયો હતો ઈ. સ. ૧૮૧૯ માં-પ્રશ્નોરા નાગર કુટુંબમાં.

પિતાનું નામ વૈકુંઠરામ. સંસ્કૃતના એ સારા જ્ઞાતા હતા – અભ્યાસી હતા. કવિતાઓ પણ રચતા. સંગીતનો પણ એમને સારો શોખ.

એમને બીજો પણ એક પુત્ર-હરિનામ. બન્ને બંધુઓ વચ્ચે સારો મેળ હતો, પ્રેમ હતો, બંધુભાવ હતો.

પિતાએ આદિત્યરામમાં નૈસર્ગિક શક્તિઓ જોઈ. સંગીત પ્રત્યેની અભિરુચિ નિહાળી. એમને થયું કે જો આ બાળકને એ દિશામાં ઉત્તેજન આપવામાં આવે તો એના ઉજ્જ્વળ ભાવિ માટે સારી ભૂમિકા તૈયાર થઈ શકે.

નાનપણથી જ આદિત્યરામ પ્રત્યે સૌનું ધ્યાન ખેંચાતું. આકર્ષક મુખમુદ્રા, મીઠો કંઠ, ગાવાની સુંદર હલક-જાણે કુદરતે જ એમને એ બધું બક્ષિસ ન આપ્યું હોય!

પિતાએ સંગીતનું પ્રારંભિક શિક્ષણ આપવા માંડયું. સારેગમનો કક્કો ઘૂંટાવવા માંડ્યો. ભજનોના મધુરા ઢાળ શીખવ્યા. ઉપરાંત સંસ્કૃત પણ શીખવવા માંડયું.

આઠ વર્ષની ઉંમરે તો એ બાળકે એના ઉજ્જ્વળ ભાવિની જાણે આગાહી આપી દીધી. એના કામણગારા કંઠે એને ઠીક ઠીક પ્રસિદ્ધિ આપી.

એક વખતે જૂનાગઢના નવાબ બહાદુરખાનજીએ આદિત્યરામને પોતાની પાસે બોલાવ્યા ને ગાવાને કહ્યું.

આદિત્યરામે ગાયું – દિલના પૂરા તલસાટથી ગાયું. મન મૂકીને ગાયું. બહાદુરખાનજી દિંગ થયા–પ્રસન્ન થયા ને ઈનામ આપી કદર કરી. આ પ્રસંગે ઊગતા આશાસ્પદ કલાકાર – સંગીતકારનો વાસ્તવિક સાત્ત્વિક ઉત્સાહ વધાર્યો.

અને પછી તો નવાબસાહેબને એ ઊગતા સંગીતકાર પ્રત્યે મમતા જાગી, સદ્‌ભાવ જાગ્યો. એ ઊગતા સંગીતકારના જાણે પોતે શિષ્ય બની ગયા.

આદિત્યરામ કવિતાઓ પણ સારી રચવા લાગ્યા. એમણે પોતાના આશ્રયદાતા નવાબસાહેબનાં ગીતો પણ રચ્યાં.

દિનપ્રતિદિન એમની સંગીતસાધના પ્રબળ થતી ગઈ. એક વખત પંડિત ગટુલાલજીના પંડિત પિતા ઘનસ્યામજી ભટ્ટનો એમને પરિચય થયો. એમની પાસેથી આદિત્યરામે સંસ્કૃત પંચકાવ્યાદિનો અભ્યાસ કર્યો. ઉપરાંત શ્રીમદ્ ભાગવત આદિનું પણ શ્રવણ કરી પાન કર્યું.

તેઓ પ્રતિભાસંપન્ન ગાયક હતા એટલું જ નહિ પણ અજબ મૃદંગબાજ હતા.

એમ કહેવાય છે કે એમને એક વખત ગિરનારના કોઈ સિદ્ધ યોગીની મુલાકાતનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ યોગીએ એમને મૃદંગવાદન શીખવ્યું હતું. એ કલામાં એમણે ખૂબ નિપૂણતા મેળવી હતી. એક પ્રસંગે એમણે પોતાની આ અદ્‌ભુત કલાથી એક મદમસ્ત હાથીને પણ વશ કરી લીધો હતો.

સાધના વિના સિદ્ધિ નથી. આદિત્યરામે પણ સંગીતની અજબ સાધના સાધી હતી ને સિદ્ધિનુ શિખર સર કર્યું હતું. બાલ્યકાળથી જ એમણે કાવ્ય–આરોગ્ય રચના માંડી હતી. એમના એ રીતના ઉત્તરોત્તર વિકાસ પામતા ચિંતન, મનન ને નિદિધ્યાસે એમને મહાન સંગીતશાસ્ત્રી બનાવ્યા.

એમની ખ્યાતિ વધતી ગઈ. બહોળું મિત્રમંડળ જામતું ગયું. ચારે બાજુ કીર્તિની સુવાસ પ્રસરવા લાગી.

શ્રી હતી, સરસ્વતી હતી. બન્નેની આદિત્યરામ ઉપર સારી કૃપા હતી. સંગીતદેવીના તો એ પરમ ભક્ત હતા.

એમને એમનાં જીવનમાં જેમના તરફથી પ્રેરણા મળેલી, ઉત્તેજન મળેલું, માર્ગદર્શન મળ્યું હતું એ પિતાનો સ્વર્ગવાસ થયો. આદિત્યરામને હૈયે ભારે વેદના થવા લાગી. પિતાની છત્રછાયા જતાં એ બેચેન રહેવા લાગ્યા. જીવનનું ઘડતર મોટે ભાગે એમના પિતાને આભારી હતું.

એમના કુટુંબીજનોને એમની સંગીતસાધના માટે ઝાઝો આદર ન હતો. તેઓ એમના પ્રત્યે તિરસ્કાર દર્શાવવા લાગ્યા.

આફતો આવે છે ત્યારે એક સામટી આવે છે. દુઃખોના ડુંગરો તૂટી પડે છે ત્યારે વેદના અસહ્ય બની જાય છે.

પણ આદિત્યરામમાં અજબ હિંમત હતી—શ્રદ્ધા હતી. એ શ્રદ્ધાને સહારે એમણે દુઃખ ભૂલવાનો યત્ન કર્યો—ન કર્યો ત્યાં તો ઈ. સ. ૧૮૪૦ માં નવાબસાહેબ બહાદુરખાનજી બેહસ્તનશીન થયા. આદિત્યરામને વેદનાનો બીજો પ્રસંગ આવ્યો.

બહાદુરખાનજી પછી એમના પુત્રે ગાદી ઉપર આવતાં આદિત્યરામનો માનમરતબો જાળવી રાખ્યો એટલું જ નહિ પણ એમની પાસેથી સંગીતનું શિક્ષણ લેવાનુ શરૂ કરી એમને ગુરુપદે સ્થાપ્યા.

ઈ. સ. ૧૮૪૧ ની સાલ એમના જીવનમાં મહત્ત્વની હતી. એ વર્ષમા જામનગરના ગોસ્વામી શ્રીવ્રજનાથજીનો સમાગમ થયો ને એ સમાગમે એમને આકર્ષ્યા. ત્યાર બાદ એ જૂનાગઢ છોડી જામનગરવાસી બન્યા.

જામનગરના મહારાજા જામ રણમલજી સંગીતના ભારે રસિયા. સંગીતકાર અને નર્તકીઓને એ આવકારતા અને એમની સંગીતકલા—નૃત્યકલાની કદર કરી ઉત્તેજન આપતા.

એક વખતે એક મંગળ પ્રસંગનિમિત્તે દરબારમાં મુલતાનની એક મશહૂર નર્તકી નૃત્ય કરવાની હતી. સૌ એના આગમનની રાહ જોઈ રહ્યા હતા.

માનીપા પ્રવેશી — ઝાંઝરનો ઝણકાર કરતી, અભિનયનાં અજવાળાં પાથરતી, નયનની કીકીઓ નચાવતી.

રૂપ હતું, રમણીયતા હતી, સંગીત હતું, કલા હતી, ઉપાસના હતી. સારોયે દરબાર તેના તરફ એકીટશે જોઈ રહ્યો.

સંગીતના સૂર છેડાયા, કંઠમાંથી કમનીયતાનાં જાદુ પ્રસર્યાં. અભિનયનાં ઓજસ્ ને નર્તકીની રંગકલાથી વાતાવરણ મુગ્ધ થયું.

જામસાહેબ એની કલા પર ઓવારી ગયા. આવી અજબ કલા એમણે પહેલાં કદી જોઈ ન હતી. આવું મનોહર સંગીત સાંભળ્યું ન હતું. એમને લાગ્યું કે જાણે સ્વર્ગની કોઈ કિન્નરી નંદનવન મૂકીને માનવલોકના વિહારે આવી ચઢી છે

જ્યારે રસનર્તન કરતા નર્તકી મનીવાના પાય થંભી ગયા ને તબલા ઉપર છેલ્લી થપાટ પડી – ન પડી ને જામસાહેબ જાણે તંદ્રામાંથી જાગ્રત થયા. એમના મુખમાંથી 'વાહ ! વાહ !' શબ્દોનું ઉચ્ચારણ થયે જતું હતું.

સારોયે દરબાર આજ અજબ રંગે રંગાઈ ગયો હતો.

જામસાહેબે હીરાના અમૂલખ હારથી નર્તકીને નવાજી ને દરબાર બરખાસ્ત થઈ ગયો.

મનીપાનો ઉતારો થોડેક દૂર રજવાડી અતિથિગૃહમાં હતો. એને ત્યાં લઈ જવા રથ તૈયાર હતો.

એના અંતરમાં આનંદ હતો – અપૂર્વ આનંદ હતો. પોતાની કલાના વિજય માટે એના અંગેઅંગમાં પ્રસન્નતા પ્રકટી હતી.

દરબારગઢમાંથી એ બહાર નીકળી. એક વિજેતાની અદાથી તે રથમાં બેસી ગઈ. બહાર લોકનાં ટોળેટોળાં આ નર્તકીને નિહાળવા માટે ભેગાં થયાં હતાં. રથ ચાલ્યો ને લોકો જોઈ રહ્યા.

માર્ગમાં રથ થોડે દૂર ગયો ત્યાં ગુલાબનાં ફૂલની કલગી કોઈએ ફેંકી. કલગીની દાંડી ઉપર કાગળની એક ચબરખી વીંટાળેલી હતી.

નર્તકીને નવાઈ લાગી. આ શું ?

ગુલાબનાં ફૂલની કલગી ને કલગી ઉપર આ ચિઠ્ઠી !

માનીપાએ ચિઠ્ઠી વાંચી ને વિચારમાં પડી.

ચિઠ્ઠીમાં લખ્યું હતું :

'અશુદ્ધ સ્વરવિસ્તાર'

'તાલભંગ'

વિજયના ઉન્માદમાં મસ્ત બનેલી નર્તકી વિસ્મિત થઈ. એને પગથી માથા સુધી ઝાળ લાગી. સારાયે દરબારે જેની મુક્ત કંઠે પ્રશંસા કરી ને જામસાહેબ જેવા કલાપારખુએ જેનું અતિ અમૂલ્ય પુરસ્કાર આપી બહુમાન કર્યું હતું તેનું આવું અપમાન ? આવી હિંમત કરનાર કોણ હશે ?

એના અંતરમાં રોષ ભરાયો.

એની આંખોના ભાવ બદલાયા.

એને રોમ રોમ વેદના થવા લાગી.

રોષમાં પેલી ચિઠ્ઠીના ટુકડા કરી ફેંકી દીધા. ગુલાબનાં ફૂલની કલગી પણ વેરવિખેર થઈ ક્યાંય દૂર જઈને પડી.

રથ ઉતારે આવ્યો. એમાંથી એ નીચે ઊતરી. જે ઉલ્લાસથી એ દરબારમાં ગઈ હતી તે ઉલ્લાસ ઊડી ગયો હતો. ઉતારાના કર્મચારીઓએ એના મુખ ઉપર વિષાદની ઘેરી છાયા જોઈ. સૌને વિસ્મય લાગ્યું.

ચિત્ત બેચેન હતું. રાતભર નિંદ ન આવી.

થોડાક દિવસ વીતી ગયા. હજુ એનો મુકામ જામનગરના રજવાડી અતિથિગૃહમાં જ હતો. જામસાહેબે એને આગ્રહપૂર્વક રોકી હતી – કારણ કે એમનો જન્મોત્સવ આવતો હતો.

ને એ દિવસ પણ આવી પહોંચ્યો. મહાલયમાં તે દિવસે જાણે આનંદની છોળો ઊછળવા લાગી. વહેલી પરોઢથી જ મંગળ વાદ્ય વાગવા માંડ્યાં ને શરણાઈના સૂરથી વાતાવરણ ગૂંજી ઊઠ્યું.

દરબાર ભરાયો. દરબારનું આજનું વાતાવરણ આનંદમય હતું.

મધ્યમાં સિંહાસન પર જામસાહેબ વિરાજી રહ્યા હતા.

શરૂઆતમાં પ્રથા મુજબ રાજગુરુએ આશીર્વાદ ઉચ્ચાર્યા.

કવિમંડળે પ્રશસ્તિનાં પુષ્પો ન્યોછાવર કર્યાં.

ને ત્યારબાદ સંગીતના સૂર વહેતા થયા.

આમંત્રિત સંગીતકારોના કાર્યક્રમો થયે ગયા.

પણ દરબારીઓની આંખો કોઈ જુદી જ વ્યક્તિની વાટ જોઈ રહી હતી. અને તે પેલી યુવાની મનીષા. આજે મંગળ પ્રસંગે એનો કાર્યક્રમ સૌથી છેલ્લો યોજવામાં આવ્યો હતો.

તે રૂપરંભા મનીષા સોળ શણગાર સજી રૂમઝૂમ ઝાંઝર ઝણકાવતી દરબારમાં પ્રવેશી. તે દિવસ કરતા એનું આજનું રૂપલાવણ્ય અનોખું હતું – જાણે કોઈ બીજી જ કિન્નરી ન હોય!

દરબાર સ્તબ્ધ થઈ ગયો. વાતાવરણમાં તાઝગી આવી.

એના મુખ પરની સ્મિતરેખા અજબ હતી.

એણે જામસાહેબને મુજરો કરી નૃત્ય આરંભ્યું. ગીત, વાદ્ય ને નૃત્યનો ત્રિવેણી સંગમ થયો.

આજની એની નર્તનકલા કોઈ અનોખી હતી – ગીતના બોલ પ્રમાણે એનાં અંગો નાચી રહ્યા હતા. એના સાજિંદાઓ પણ એટલા જ કુશળ હતા.

મુખ ગાયે જતું હતું. આંખોના ભાવ બદલાયે જતા હતા. અંગેઅંગ અભિનયના રંગ દર્શાવતા હતા. પગ નાચી રહ્યા હતા.

બે કલાક સુધી એ રસવંતો કાર્યક્રમ ચાલ્યો. ને જ્યારે એની સમાપ્તિ થઈ ત્યારે 'વાહ, વાહ!'ના ઉચ્ચારણથી વાતાવરણ ગાજી ઊઠયું.

ત્રેવીસ વર્ષનો એક યુવાન એકદમ ઊભો થઈ બોલી ઊઠયો: 'મહારાજનું ફરમાન થાય તો હું પણ કંઈક ગાઈ સંભળાવું.'

દરબારીઓ દિંગ થયા. જામસાહેબ જરૂર ગુસ્સે થશે એમ પણ સૌને લાગ્યું. ને વાત સાચી ઠરી. જામસાહેબે ફરમાવ્યું: 'આ અડબંગને નાખો કેદમાં.'

યુવાન હિંમતબાજ હતો, નિશ્ચયબળવાળો હતો. જામસાહેબના શબ્દોની એના મન પર જરાય અસર થઇ નહિ. એણે હિંમતથી કહ્યું: 'બાપુ! આજ આપનો જન્મોત્સવ છે. ઈનામની અપેક્ષા ન હતી છતાં આપે જે ઈનામ આપ્યું તેને હું માનપૂર્વક સ્વીકારું છું. પણ એક વિનંતી છે. જરા જુઓ તો ખરા કે આ પણ એક પાણીદાર મોતી છે કે ફટકિયું? બસ કહેવાનું કહી દીધું.'

જામસાહેબ ક્ષણેક વિચારમાં પડી ગયા. આકર્ષક મુખમુદ્રાવાળા હિંમતબાજ યુવાનના શબ્દો અસર કરી ગયા. એમણે ગાયકની માગણી મંજૂર કરી.

ગાયકનું હૈયું આનંદથી નાચી ઊઠયું. હાથમાં તંબૂરો લઈ એણે શુદ્ધ સારંગ છેડ્યો. એનું સ્વરમાધુર્ય અનોખું હતું. સૌને લાગ્યું કે આ કોઇ નાદબ્રહ્મનો અજબ ઉપાસક છે.

અને પછી તો એણે અનોખી અદાથી એક ભજન ગાયું. એ ભજનમાં કૃષ્ણવિરહની વ્યથાનું મનોરમ ચિત્ર હતું. પ્રેમવિજોગણ રાધાની અંતરવ્યથા આ સંગીતસિદ્ધ ગાયકે સંગીતમાં અનુપમ રીતે ઉતારી હતી.

મનીયાનાં નયનોમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડ્યો. એ મહાગાયકની સંગીતસિદ્ધિ પર એ ઓવારી ગઈ. એને લાગ્યું કે તે દિવસે જેની કાગળની ચબરખીએ એને પરિતાપ કરાવ્યો હતો એ આ જ મહાગાયક હોવો જોઈએ.

પેલા ગાયકની દૃષ્ટિ એના તરફ ગઈ ને એને લાગ્યું કે આજ એના જીવનનો જય થયો છે.

જામસાહેબ પ્રસન્ન થયા ને પૂછ્યું: 'કલાસ્વામી! તારી પાસે અણમોલી સંગીતસંપત્તિ છે – સિદ્ધિ છે. તું ક્યાંનો છે? શું નામ છે?'

'બાપુ! હુ જૂનાગઢનો છુ. મારુ નામ આદિત્તરામ. એક વાર જૂનાગઢમાં આપનાં દર્શનથી આ આંખો પાવન થઈ હતી. થોડાક સમયથી શ્રીનજનાથ મહારાજના સમાગમથી હું આપના નગરમાં છું ને આપના અમાત્ય રાઘવજીભાઈના આમંત્રણથી દરબારમાં આવવાનો મારે માટે આ બીજો પ્રસંગ છે.'

જામસાહેબનુ હૈયું આનંદથી નાચી ઊઠ્યું. એમણે રાઘવજીને કહ્યું: 'રાઘવજી! આવો અલૌકિક કલાસ્વામી આપણા નગરમાં વસે ને મને જાણ પણ ન કરવામાં આવે એ કેવુ?'

રાઘવજીએ કહ્યું: 'મહારાજ! આદિત્યને ઓળખાવવો નથી પડતો. એના તેજ સ્વયં એની પિછાન કરાવે છે.'

જામસાહેબે પોતાના કંઠમાંથી મહામૂલી મોતીની માળા આદિત્તના કંઠમા પહેરાવી. અને એટલેથી એમને સંતોષ ન થયો, એટલે પોતાની આંગળીએ શોભતી હીરાજડિત મુદ્રિકા પણ એમણે આદિત્યરામની આંગળીએ પરોવી દીધી.

આદિત્યરામ તો નાદબ્રહ્મનો ઉપાસક હતો. એને આવા અમૂલા ઉપહારની ક્યાં પડી હતી? તરત જ એ બોલ્યો:

'મહારાજ ! બાપુ ! આપને મારી કલા ગમી એ જ મારું મોટું નામ છે. આપે આ પુરસ્કાર આપ્યો તે માટે આભાર. આપનો ા અણમૂલો પુરસ્કાર આપના દરબારને સંગીત–નૃત્યથી મુગ્ધ કરનાર સનર્તકીને ભેટ આપું છું. એની કલાસાધના પણ જેવી તેવી નથી' મેમ કહી એમણે મનીષાને પોતાને મળેલી ભેટ અર્પણ કરી દીધી. ાનીષાએ આભારસહ સ્વીકાર કર્યો.

દરબાર એની આ કદરદાની પર વારી ગયો. જામસાહેબ પણ ડી બે ઘડી આદિત્યરામના મુખ ભણી જોઈ રહ્યા.

આદિત્યરામે નમ્રતાથી કહ્યું : 'બાપુ ! બેઅદબી થઇ હોય તો માફ કરજો. પણ...'

'શું ?'

'આપના આજના જન્મોત્સવ સમારંભમાં સુભગ સૌરાષ્ટ્રના કોઇ ગાયકની ગાયનકલા ન હોય એ કેવું કહેવાય ? ને તેથી મને થયું કે હું પણ કંઈક સેવા કરી છૂટું.'

'ધન્યવાદ મહાગાયક ! હું ઇચ્છું છું કે આજથી જામનગર તારું વતન બની રહે.'

ત્યારથી આદિત્યરામ જામદરબારના દરબારી ગાયક તરીકે નિયુક્ત થયા. અને તેમને યુવરાજ વિભાજીને સંગીત શીખવવાનું કાર્ય સોંપવામાં આવ્યું.

ઈ. સ. ૧૮૪૬ માં આદિત્યરામનો લગ્નસમારંભ ભારે ધામધૂમથી ઉજવાયો ને તેનો બધો ખર્ચ જામસાહેબે આપ્યો.

ઈ. સ. ૧૮૫૨ માં યુવરાજ જામ વિભાજી જામનગરની ગાદીએ બેઠા ત્યારે તેમણે પંડિતજીને વાર્ષિક ચાર હજાર કોરી (ચલણી નાણું) આપવાની આજ્ઞા કરી.

વિદ્યાર્થીઓ ત્યાં શીખવા આવતા હતા. પોતાનો પ્રત્યેક વિદ્યાર્થી વિનય અને સમનગદિન હોય તે માટે તેઓ ખૂબ ધ્યાન આપતા.

શ્રીનત્નાથજી મહારાજની સાથે એમને ભાગ્યે ભારતવર્ષનો પ્રવાસ કરવાની તક મળી હતી. એ પ્રવાસ દરમિયાન તેઓ અનેક રાજમહારાજાઓ, પંડિતો તથા કલાકારોના સંપર્કમાં આવ્યા હતા. અને પોતાની સંગીતકલાનું પ્રદર્શન કરાવી સંગીતશાસ્ત્રીનું બહુમાન મેળવ્યું હતું.

જે રીતે ઉત્તર ભારતમાં તાનસેનના ગુરુ વૃંદાવનવાસી હરિદાસ સ્વામીને સંગીતના આદિગુરુ માનવામાં આવે છે તેવી જ રીતે ગુજરાતના – સૌરાષ્ટ્રની ધરતીમાં આદિત્યરામને પણ લેખે સંગીતના પ્રણેતા તરીકે માને છે. એમને હાથે સંગીતનો પુનરુદ્ધાર થયો છે.

એમણે 'સંગીતાદિત્ય' નામનો ગ્રંથ તૈયાર કરી પ્રસિદ્ધ કર્યો. આ ગ્રંથે અનેક વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું હતું ઇંગ્લંડના વિદ્વાનોએ પણ એ ગ્રંથની પ્રશંસા કરી હતી

આ ગ્રંથમાં આદિત્યરામે સંગીતવિષયક બાબતોની સારી જેવી સમજૂતી આપી છે ને સાથે દૃષ્ટાંતો રજૂ કરી માર્ગદર્શન આપ્યું છે.

ગુજરાતી ઉપરાંત સંસ્કૃત, હિંદી ને ફારસી ભાષાઓનું પણ એમને સારું જ્ઞાન હતું 'સંગીતાદિત્ય' ગ્રંથની રચના એમણે હિંદીમાં કરી હતી એમ કરવામાં એમનો હેતુ સમગ્ર ભારતવર્ષની સંગીતપ્રેમી જનતાને એનો લાભ આપવાનો હતો

એમણે પોતાના બે પુત્રો, કેશવરાય અને લક્ષ્મીદાસને પણ સંગીતનું સારું જ્ઞાન આપ્યું હતું.

સિત્તેર વર્ષની વયે ઈ. સ. ૧૮૮૦માં એમનો જીવનદીપક બુઝાઈ ગયો છતાં આજે એ મહાન સંગીતશાસ્ત્રીના મધુર સંસ્મરણો આપણને એમની સંગીતસાધનાનું દર્શન કરાવે છે ને અજબ પ્રેરણા આપે છે

સ્વ. સાક્ષરશ્રી નરસિંહરાવ દીવેટિયાએ એમનું રેખાચિત્ર દોરતાં લખ્યું હતું :

"આદિત્યરામ સંગીતમાં કુશળ હતા; અને વિશેષતઃ મૃદંગના વાદ્ય વિષે પ્રવીણતા એમની ગણાતી હતી. એમની ગાનકલા સંબંધે એક કથા કહેવાતી હતી. હિંદુસ્તાની ગવૈયાઓની સમક્ષ આદિત્યરામે ગાનકલાના પ્રયોગ એકવાર કર્યો, બધા ઉસ્તાદોએ ગંભીર મુખ રાખી સાંભળ્યા કર્યું. ગાનકલામાં કશી ખોડ કઢાઈ નહિ. સૂરમાં, તાલમાં, તાનમાં ઉપજમાં ખામી કાંઈ નીકળી નહિ. એટલે ઉસ્તાદમાંનો એક બોલ્યો : 'ઠીક હૈ; ગાના હૈ તો બહુત અચ્છા; લેકિન–કુછ આરતીકી બો આતી હૈ'. વલ્લભપંથના મંદિરોમાં ગાનકલાની શાસ્ત્રીય પદ્ધતિ સારી સચવાય છે; પરંતુ તેમાં અમુક પ્રકારની શૈલી હિંદુસ્તાનની કલાથી ભિન્ન હોય છે, તે ભિન્નતાને મંદિરની આરતીના ધૂમાડાની વાસની છાયા વિષે આમ ઉલ્લેખ કરીને ખાંસાહેબોએ ઉપહાસ કર્યો હતો.

આદિત્યરામની પ્રભાવ સ્થાપનારી મૂર્તિ ભૂલાય એમ નથી. એમનું અભિમાનરહિત આત્મગૌરવ પણ અપૂર્વ હતું. એમનો પ્રાચીન રીતિનો પહેરવેશ, સાદાઈ, સર્વ નજર આગળ આવે છે.

ગાનકલામાં સાદાપણું, પણ શાંત સમતોલા એ તેમનું મુખ્ય લક્ષણ હતું. તાલશાસ્ત્રમાં પૂરી નિપૂણતા તેમની હતી; અને તેમની કનેથી મને તાલ સંબંધી એક નવીન જ્ઞાન અને સાચું જ્ઞાન મળ્યું હતું તે કદી ભૂલાશે નહિ. લય શબ્દ સંગીતશાસ્ત્ર અને કલાને અંગે લોકો અર્થ સમજીને–ના સમજીને ગમે તેમ વાપરતા હતા–વાપરે છે. એ શબ્દનું ખરું સ્વરૂપ અમને આદિત્યરામે વિવેચન અને પ્રયોગ સાથે સમજાવ્યું. ત્રિતાલની માત્રા ૮, દીપચંદીની માત્રા ૧૪; આ બંનેનો સમન્વય પ્રયોગ કરી બતાવ્યો; એક શિષ્ય ત્રિતાલના તાલ, માત્રાની સંખ્યા ગણતો જઈને, આપતો હતો; બીજો તે જ આરંભક્ષણથી દીપચંદી તાલ, માત્રા સંખ્યા ગણતો જઈને આપતો હતો. ત્રિતાલનાં ૭ આવર્તનો અને દીપચંદીનાં ૪ આવર્તનો

વિદ્યાર્થીઓ ત્યાં શીખવા આવતા હતા. પોતાનો પ્રત્યેક વિદ્યાર્થી વિનમ્ર અને વ્યસનરહિત હોય તે માટે તેઓ ખૂબ ધ્યાન આપતા.

શ્રીવજનાથજી મહારાજની સાથે એમને સારાયે ભારતવર્ષનો યાત્રાપ્રવાસ કરવાની તક મળી હતી. એ પ્રવાસ દરમિયાન તેઓ અનેક રાજારજવાડાઓ, પંડિતો તથા કલાકારોના સંપર્કમાં આવ્યા હતા. અને પોતાની સંગીતકલાનું રસદર્શન કરાવી સંગીતશાસ્ત્રીનું બહુમાન મેળવ્યું હતું.

જે રીતે ઉત્તર ભારતમાં તાનસેનના ગુરુ વૃંદાવનવાસી હરિદાસ સ્વામીને સંગીતના આદિગુરુ માનવામાં આવે છે તેવી જ રીતે ગુજરાતમાં – સૌરાષ્ટ્રની ધરતીમાં આદિત્યરામને પણ લોકો સંગીતના પ્રણેતા તરીકે માને છે. એમને હાથે સંગીતનો પુનરુદ્ધાર થયો છે.

એમણે 'સંગીતાદિત્ય' નામનો ગ્રંથ તૈયાર કરી પ્રસિદ્ધ કર્યો. આ ગ્રંથે અનેક વિદ્વાનોનુ ધ્યાન ખેંચ્યું હતું. ઇગ્લૅંડના વિદ્વાનોએ પણ એ ગ્રંથની પ્રશંસા કરી હતી.

આ ગ્રંથમાં આદિત્યરામે સંગીતવિષયક શબ્દોની સારી જેવી સમજૂતી આપી છે ને તે સાથે દૃષ્ટાંતો રજૂ કરી માર્ગદર્શન આપ્યું છે.

ગુજરાતી ઉપરાંત સંસ્કૃત, હિંદી ને ફારસી ભાષાઓનું પણ એમને સારું જ્ઞાન હતુ. 'સંગીતાદિત્ય' ગ્રંથની રચના એમણે હિંદીમાં કરી હતી. એમ કરવામાં એમનો હેતુ સારાયે ભારતવર્ષની સંગીતપ્રેમી જનતાને એનો લાભ આપવાનો હતો.

એમણે પોતાના બે પુત્રો, કેશવલાલ અને લક્ષ્મીદાસને પણ સંગીતનુ સારું જ્ઞાન આપ્યું હતું.

એકસઠ વર્ષની વયે ઈ. સ. ૧૮૮૦ માં એમનો જીવનદીપક બુઝાઇ ગયો છતાં આજે એ મહાન સંગીતશાસ્ત્રીનાં મધુરાં સંસ્મરણો આપણને એમની સંગીતસાધનાનું દર્શન કરાવે છે ને અનન્ય પ્રેરણા આપે છે.

પૂરાં થવાની સાથે બંને તાલઘટનાનો સમાગમ સંપૂર્ણ થયો. (૮ × ૭ = ૫૬; ૧૪ × ૪ = ૫૬ એમ ૫૬ માત્રાની પૂર્ણતાએ એકતા થઈ.) આમ એક પ્રકારના તાલનો લય, વિલીનતા, બીજા પ્રકારના તાલમાં થઈ; માટે તેનું નામ લય. આ ઉપરથી પછી, ગાનનો લય, ગાનની લેહ વગેરે વગેરે શબ્દો સાચાજૂઠા રૂઢ થયા. આ નવું જ્ઞાન મારા મનમાં સ્થપાઈ ગયું છે; હજી હું એ છોડીશ નહિ; દુરાગ્રહ કહો તો ભલે.'

અમર છે એ ગુર્જર સંગીતાદિત્ય આદિત્યરામ ને એમનો સંગીતગ્રંથ 'સંગીતાદિત્ય'.

પૂરાં થવાની સાથે બંને તાલઘટનાનો સમાગમ સંપૂર્ણ થયો. ( ૮ × ૭ = ૫૬; ૧૪ × ૪ = ૫૬ એમ ૫૬ માત્રાની પૂર્ણતાએ એકતા થઈ. ) આમ એક પ્રકારના તાલનો લય, વિલીનતા, બીજા પ્રકારના તાલમાં થઈ; માટે તેવું નામ લય. આ ઉપરથી પછી, ગાનનો લય, ગાનની લેહ વગેરે વગેરે શબ્દો સાચાજૂઠા રૂઢ થયા. આ નવુ જ્ઞાન મારા મનમાં સ્થપાઈ ગયું છે; હજી હું એ છોડીશ નહિ; દુરાગ્રહ કહો તો ભલે.'

અમર છે એ ગુર્જર સંગીતાદિત્ય આદિત્યરામ ને એમનો સંગીતગ્રંથ 'સંગીતાદિત્ય'.

સંગીતસૃષ્ટિમા મૌલાબક્ષનુ નામ મશહૂર છે એમનુ મૂળ નામ ચોલેખાન તેઓ એક અપ્રતિમ ગાયક હતા, પ્રસિદ્ધ વીણાવાદક હતા, પ્રખર મગીતશાસ્ત્રી હતા એમણે મગીતની મહાન સાધના કરી હતી. એ માધના એમને ફળી હતી ને એ ફળતા એમનુ જીવન ધન્ય થયુ હતુ

એમનો જન્મ ભિવાનીના જાગીરદાર વશમા થયો હતો ઇ મ ૧૮૩૩મા–દિલ્હી પાસેના ચીંહડ ગામમા

પિતાનુ નામ ઘીસેખાન કોમ પઠાણ–મુસનમાન એમના કુટુ બની સ્થિતિ સારી હતી ચોલેખાનની ઉમર અઢી વર્ષની હતી ત્યારે પિતાનુ મૃત્યુ થયુ ને કાકાને માથે ભત્રીજાની સભાળનુ કામ આવી પડ્યુ

બચપણથી એમને વિદ્યાનુરાગ હતો અને સમય મળતો ગયો તેમ હિંદુસ્તાની મરાઠી, ગુજરાતી અને સસ્કૃત ભાષાના અભ્યાસ પ્રત્યે અભિરુચિ વધવા લાગી ને એ સર્વે ભાષાઓ શીખતા ગયા

યુવાન વયે મસગત પ્રત્યે અનુરાગ જાગ્યો અને એ દિશામા સારી પ્રગતિ કરવા માડી શરીરનો બાધો મજબૂત હતો ભરાવદાર પ્રતિભા શાળી મુખમુદ્રા–જોનારાને આકર્ષે એવી એમને જોતા કોઇ પહેલ વાનનો ખ્યાલ જરૂર આવે

જ્યારે પ્રારબ્ધનુ પાદડુ ફરવાનુ હોય છે ત્યારે અ બ યોગ સાપડે છે ચોલેખાનને પણ એક સફીવાદી ફકીરનો ભેટો થયો ફકીર કોઇ અજબ હતો ચોલેખાને અતરના અનુરાગથી–ભાવનાથી એની સેવાસુશ્રૂષા કરી ફકીરે પ્રસન્ન થતા કહ્યુ 'બેટા ! કઇક સગીત તો સભળાવ

ચોલેખાને નમતાથી જવાબ આપ્યો 'શાસ્ત્રીય મગીત તો હુ નથી જાણતો પણ ગેર લલકારવાનો મને શોખ છે આપ કહો તો સભળાવુ '

ફકીરે સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરી. ચોલેખાને થોડીક વાનગી રજૂ કરી. ફકીરને અવાજમાં મીઠાશ લાગી, દર્દ લાગ્યું, પ્રસન્નતા અનુભવી.

એણે પૂછ્યું :

'પહેલવાન થવાનો ઇરાદો છે ?'

'હા, સાંઈબાબા ! એવી ઇચ્છા ખરી.'

'એ ઇચ્છા છોડી દે.'

'કંઈ કારણ કહેવા કૃપા કરશો ?'

'તારા કિસ્મતમાં ગવૈયો થવાનુ લખાયું છે–ઉત્તમ ગવૈયો. અલબત્ત શ્રમ લેવો પડશે. સાધના થશે એટલે સિદ્ધિ મળશે. કીર્તિ દોડતી આવશે. સંસાર એ સંગીત પર મુગ્ધ થશે. જીવનમાં નવો રંગ આવશે. તારું નામ ?'

'ચોલેખાન.'

'આજ હું તને નવા નામની નવાજેશ કરું છું. સંસારમાં તું મૌલાબક્ષને નામે પ્રસિદ્ધ થઇશ. જ્યાં જઇશ ત્યાં તારો જયડંકો વાગશે. તું અમર કીર્તિને વરીશ.'

ચોલેખાને સાંઈબાબાની વાણીને વધાવી લીધી. લળીલળીને વંદના કરી. સાંઇએ એને મસ્તકે હાથ મૂકી આશીર્વાદ આપ્યા.

તે દિવસે જાણે ચોલેખાનનો નવો જન્મ થયો–મૌલાબક્ષ તરીકે. એના અંતરમાં તમન્ના જાગી, અરમાન જાગ્યા–સંગીતની લગની લાગી. રાત દિવસ સંગીત શીખવા માટે ચિત્તમાં ચિંતન થવા માંડ્યું પણ શિક્ષણ લેવું કોની પાસે ?

તે સમયમાં કોઇ પણ ગવૈયો સરળતાથી, સ્નેહથી, સદ્ભાવથી, મન મૂકીને પોતાની સંગીતકળા બીજાને શીખવવા તૈયાર ન હતો.

મૌલાબક્ષને ખબર પડી કે એક નામી ગાયક ઉન્ધસીટખાં.

પણ એને મળવું શી રીતે ? તપાસ કરતાં ખબર થઇ કે ઘસીટખાં કોઇને પોતાનું સંગીત નથી શીખવતા. પણ મૌલાબક્ષને તો સંગીતની લગની લાગી હતી. એક યુક્તિ શોધી કાઢી. પોતે ઘસીટખાંના એક અફીણી નોકરની મૈત્રી બાંધી. એની સાથે ઊઠે, બેસે ને એને પ્રસન્ન રાખે. આમ કરતાં દોસ્તી ગાઢી બની.

જગતને માટે રાત્રી ઊતરતી ત્યારે કલાકારોની સવાર ઊગતી. ઘસીટખાંને નિત્ય રાત્રે બાર વાગ્યા પછી સંગીત ઘૂંટવાની ટેવ–રિયાઝ કરે. તે વખતે પેલો અફીણી સેવક દ્વાર પર પહેરો ભરે. એની સાથે ભાઇબંધી બંધાઇ હતી એટલે મૌલાબક્ષ દ્વાર પાસે એની જોડે બેસે અથવા તો સાંભળી શકાય એવી જગાએ બેસીને શ્રવણ કરે. સંગીતના સૂર બંધ થાય કે પોતે ઘેર જાય ને શ્રવણ કરેલું સંગીત પોતાના કંઠમાં ઊતારવાનો પ્રયત્ન કરે. આમ સાધનાને માર્ગે સંગીતકાર વળ્યો. ધીમે ધીમે એમાં પ્રગતિ થતી ગઇ.

પછી તો મૌલાબક્ષે પોતાના ઘરમાં બેસી અભ્યાસ જારી રાખ્યો. શ્રદ્ધા હતી, સાધના હતી, કંઠમાં માધુર્ય હતું, મસ્તી હતી, અનુરાગ હતો.

હાથમાં તંબૂરો લઈ ઉસ્તાદની જ ઢબે ઘરમાં મૌલાબક્ષે ગાવા માંડ્યું–રંગ જામવા લાગ્યો. જતા આવતા લોકો એ સાંભળવા થંભી જતા ને એમના મુખમાંથી ઉદ્‌ગારો નીકળતા : ‘અરે ! ઘસીટખાં અહીં કયાંથી ? એ રહે છે તો પેલી બાજુ. આશ્ચર્યની વાત કહેવાય ! ઘસીટખાં ગાય ત્યાં ને સંભળાય અહીં. અજબ છે એનાં જાદુ.’

મૌલાબક્ષમાં અનુકરણ શક્તિ અદ્‌ભુત હતી. જાણે ગ્રામોફોન રૅકોર્ડ જોઇ લ્યો, ઘસીટખાંની નવી આવૃત્તિ તૈયાર થઇ ચૂકી હતી. એમની ગાયકી આબાદ રીતે મૌલાબક્ષના ગળામાં ઊતરી ચૂકી હતી. ખુદ ઘસીટખાં જ ગાય છે એવું જ લાગે.

વાત પ્રસરતાં વાર ન લાગી. લોકો જાણી ગયા કે આ કોઇ નવો જ ઘસીટખાં પેદા થયો છે અને એ વાત ઘસીટખાંને કાને ગઇ.

ઉસ્તાદનાં આશ્ચર્યની સીમા ન રહી. આ શું ? કોણ એવો સંગીતકાર પાકયો છે ? કોણે એવું વરદાન પ્રાપ્ત કર્યું છે ? કોણ મારી સંગીતવિદ્યા ચોરી ગયું છે ? આવા આવા અનેક પ્રશ્નો એ સંગીત-સ્વામીના અંતરમાં ઉદ્ભવ્યા. અંતરે જ ઉત્તર આપ્યો : 'તું એને જો ! એનુ સંગીત સાંભળ !'

ઉસ્તાદે તપાસ કરાવી તો માલૂમ પડ્યું કે એ વ્યક્તિ છે મૌલાબક્ષ.

મનમાં ઉત્કંઠા જાગી—એની મુલાકાત લેવાની.

અને એક દિવસ એ ઉત્કંઠા ઉસ્તાદને મૌલાબક્ષને દ્વારે ખેંચી ગઇ.

મૌલાબક્ષનાં અશ્ચર્યની સીમા ન રહી. અંતર આનંદથી નાચી ઊઠ્યું. આ ઘેર બેઠા ગંગા ક્યાંથી ? રંકને ઘેર રાય ક્યાંથી ? ભક્તને ભગવાન મળતાં જેટલો આનંદ થાય તેટલો આનંદ ઘસીટખાંના આગમને મૌલાબક્ષને થયો.

શો પ્રારબ્ધનો યોગ ? પૂર્વનો સૂર્ય આજ પશ્ચિમમાં ઉગ્યો ?

ઉસ્તાદનું ભાવભીનું સ્વાગત કરતાં મૌલાબક્ષે કહ્યું :

'પધારો ઉસ્તાદ ! ને પાવન કરો મારું ઘર. આપનાં પગલાં આ ગરીબ ઘરમાં ક્યાંથી ? મારે તો આજ સોનાનો સૂરજ ઊગ્યો. મારાં ભાગ્યનાં બીડેલાં બારણાં ઊઘડી ગયાં. આપને મારું સંગીત સાંભળવાની અભિલાષા થાય એ તો મારા ધન્યભાગ્ય ગણાય.'

એટલું કહી ઉસ્તાદને વંદના કરી મૌલાબક્ષે મન મૂકીને ગાયું. સંગીતની સાધનાનુ દર્શન કરાવ્યું.

ઘસીટખાંને આનંદ થયો ને આશ્ચર્ય પણ થયું. પોતાની જ સંગીતકલા, પોતાની જ ગાયકી ને જાણે પોતાનો જ કંઠ.

ઘસીટખાંએ કહ્યું: 'મૌલાબક્ષ! તમારું સંગીત સાંભળી હું ઘણો પ્રસન્ન થયો છું. તમે જબરું તપ કર્યું છે. પણ મારે કંઈક પૂછવું છે.'

'પૂછો—આપને જે પૂછવું હોય તે પ્રેમથી પૂછો.'

'પ્રથમ તો મારે એ જાણવું છે કે તમારા ઉસ્તાદ કોણ છે?'

'બેઅદબી લાગે તો માફ કરજો, પણ હું મારા ઉસ્તાદજીનું નામ તો નહિ જ કહું.'

'મારે એ જાણવું છે. તમારી ઇચ્છા હોય તો પણ અને ઇચ્છા ન હોય તો પણ.' ઘસીટખાંએ ભારપૂર્વક આગ્રહ કર્યો.

મૌલાબક્ષે ઉસ્તાદનો આગ્રહ જોઇને કહ્યું: 'જણાવું તો ખરો, પણ એક શરતે?'

'શી શરત છે?'

'મારા ઉસ્તાદનું નામ આપને જણાવતાં જો તેઓ મારા ઉપર ખફા થાય તો તમારે મારી વહારે આવવું પડશે.'

'તમારી વાત મંજૂર છે.'

એટલું સાંભળતાં મૌલાબક્ષના હૈયામાં હિંમત આવી. જીવનમાં જાણે જોમ આવ્યું ને નમ્રતાથી જવાબ આપ્યો: 'મારા ગુરુજીનું નામ ઉસ્તાદ ઘસીટખાં છે.'

'ખોટી વાત. હું ન માનું. એ બને જ કેમ? મિયાં! મને ન બનાવો. તમારી વાત પાયા વિનાની છે.'

'માનો કે ન માનો. મારી વાત સાચી છે. જૂઠું બોલવાનું મારે કંઈ પ્રયોજન નથી.'

'હું કેમ માનું? મેં તમને તાલીમ આપી નથી.'

મૌલાબક્ષે પોતાની સંગીતસાધનાનો ઇતિહાસ કહી સંભળાવ્યો. આશ્ચર્ય પામતાં ઘસીટખાંથી બોલી જવાયું: 'સુભાન અલ્લાહ! શો

કીમિયો કર્યો ? શો ઇલમ અજમાવ્યો ? બાંઝીગર ! આફરીન ! આફરીન ! ખરેખર સંગીતની કલાની લગની જ એવી છે. જેને લાગે છે તેને એનો અજબ જેવો નશો ચડે છે ને એની સિદ્ધિ પામે છે, ત્યારે જ એને કંઇ જંપ વળે છે. ખુદાની મહેર વરસો, મૌલાબક્ષ ! આજના જેવી પ્રસન્નતા જીવનમાં મેં ક્યારે ય અનુભવી નથી. આજથી તમારે માટે મારાં દ્વાર સદાય ખુલ્લાં છે. તમે મારે ત્યાં આવો—પ્રેમથી આવો. હું તમને વિશેષ તાલીમ આપીશ.'

ક્યાંય સુધી મૌલાબક્ષ ઉસ્તાદ સામે જોઇ રહ્યા. આજ જીવનનું એક અદ્‌ભુત પ્રકરણ લખાતું હતું. અંતરમાં અવર્ણનીય આનંદ ઊભરાતો હતો. સાગરમાં ભરતી આવે એમ અંતરના સાગરમાં ભાવનાની ભરતી આવી હતી. ભાગ્યદેવી પ્રસન્ન થઇ હતી. સંગીતદેવીના આશીર્વાદ ઊતર્યા હતા. કલાદેવીનાં કહેણ સંભળાતાં હતાં. સાંઇબાબાના શબ્દોના પડઘા પડી રહ્યા હતા.

મૌલાબક્ષના મને કંઇક મંઝાય અનુભવ્યો. ઉસ્તાદને શો જવાબ આપવો ? આજે ઉસ્તાદે પોતાના જીવનમાં નવું જોમ આણ્યું હતું. નવો પ્રાણ સંચાર કર્યો હતો.

વંદન કરતાં જવાબ આપ્યો : 'ઉસ્તાદજી ! હું આપનો ભારે અહેસાનમંદ છું. આજ આપની કૃપાનો મેહ વરસ્યો. આપની કદરદાનીની તારીફ કરવા મારી પાસે પૂરતા શબ્દો નથી. આપે મને જીવનભરનો ઋણી બનાવ્યો છે.'

તે પ્રસંગ પછી ઘસીટખાંનાં બીડેલાં બારણાં મૌલાબક્ષ માટે ઉઘડી ગયાં. એ રોજ ઉસ્તાદને ત્યાં જાય ને તાલીમ મેળવે. ઘસીટ ખાંએ પણ મોકળા મને મૌલાબક્ષને પોતાની સંગીતકલાનો અમૂલો, અનુપમ વારસો આપી દીધો.

થોડાક સમયમાં એમણે આ ફાની દુનિયામાંથી વિદાય લીધી. મૌલાબક્ષના હૈયામાં ઉસ્તાદના અવસાને ભારે વેદના જગાવી. એમણે

દક્ષિણ ભારત ભણી પ્રયાણ કર્યું. એ પ્રવાસ દરમિયાન સ્થળે સ્થળે પરિભ્રમણ કર્યું ને જ્યાંથી જ્યાંથી કંઈ ગ્રહણ કરવા જેવું લાગ્યું ત્યાંથી ત્યાંથી તે શીખી લીધું. કર્ણાટકી સંગીતનો અભ્યાસ કર્યો. ઉત્તર હિંદના સંગીતમાં એમને ઉણપ લાગી. ત્યાગરાજ અને દીક્ષિતાર જેવા મહાન સંગીત સર્જકોની કૃતિઓમાં એ મહાન સંગીતકારને રસ જાગ્યો. તે પછી મૈસૂર ગયા ને ત્યાંના દરબારમાં એમની સંગીતની બેઠક ગોઠવાઈ. ઉત્તર હિંદમાંથી આવેલા સંગીતકારને સાંભળવા સૌ કોઈ ઉત્સુક હતા. મૌલાબક્ષે ગાયું. આખોય દરબાર દિંગ થઈ ગયો. જાણે કોઈ સ્વરકિન્નર ન આવી ચડયો હોય એમ રાજાને લાગ્યું. એનું હૈયું પ્રસન્ન થયું ને મૌલાબક્ષની દરબારી ગાયક તરીકે નિમણૂંક કરવાનું જાહેર કર્યું.

પણ વિધાતાનો સંકેત કોણ જાણી શકે છે ? જે દિવસથી દરબારી ગાયક તરીકે નિમણૂંક થવાની હતી, માન-સન્માન મળવાનું હતું, પુરસ્કારની પ્રાપ્તિ થવાની હતી તેને આગલે દિવસે એક અજબ ઘટના બની ગઈ. એ ઘટનાએ મૌલાબક્ષનાં જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. એનું જ નામ લલાટના લેખ. એમને મૈસૂરના દીવાનને ત્યાં જવાનો યોગ સાંપડયો. ત્યાં દીવાનની પુત્રીનું અજબ મનોહર વીણા-વાદન સાંભળ્યું. હૃદયસ્પર્શી સંગીત સાંભળ્યું. સાંભળીને પ્રસન્નતા અનુભવી અને કહ્યું: 'મારે તમારી પાસે વીણાવાદન શીખવું છે.'

દીવાનની દીકરીએ જવાબ આપ્યો: 'વીણાવાદન શીખવું હોય તો કોઈ બ્રાહ્મણને ત્યાં જન્મ ધારણ કરીને આવો. બ્રાહ્મણ સિવાય બીજા કોઈને હું મારી કલા શીખવતી નથી.'

આ શબ્દબાણે મૌલાબક્ષના હૈયાને વીંધી નાંખ્યું. મનમાં નિર્ધાર કર્યો-વીણાવાદન શીખવાનો; ને મૈસૂર છોડી તાંજોરની વાટ પકડી. રાજા કૃષ્ણરાજને આ સમાચાર મળતાં એણે ભારે શોક અનુભવ્યો.

તાંજોરમાં એક મહાન સંગીતશાસ્ત્રી હતા. એમની પાસે અપૂર્વ સંગીતગ્રંથો હતા, પણ એ કોઈને એનો લાભ આપતા નહિ. પોતાના

અજાન માણસોને પણ એ અંધોને સ્પર્શવા દેતા નહિ. મૌલાબક્ષે એમની સેવા-સુશ્રૂષા કરી, પરિચય કેળવ્યો ને કૃપા મેળવી. સંગીત-શાસ્ત્રીએ શિષ્યની પાસે દૈવાના દ્વાર ઉઘાડી નાંખ્યાં. સંગીતના ઘણા ગૂઢ રહસ્યોનો ભેદ ઉકલી ગયો. ખજાનો ખુલ્લો થયો—અંધોનો લાભ મળ્યો. રાગપ્રસ્તાર, તાલપ્રસ્તાર, સ્વરપ્રસ્તાર, ગમકકલા, જતિલય, સંધિ વગેરે સંગીતનાં જુદા જુદા અંગોનો અજબ અભ્યાસ થયો. એ જ્ઞાનભંડાર સાપડતા સંગીતકારને સંગીતશાસ્ત્રી થવાનું સદ્ભાગ્ય સાંપડ્યું.

ત્યાંથી પોતાના ગુરુદેવની વિદાય લઇ, વંદના કરી, અહેસાન માની, મૈસૂરનો માર્ગ લીધો. મૈસૂરનરેશ કૃષ્ણરાજને મૌલાબક્ષના પુનરાગમનની જાણ થઇ—સંગીતશાસ્ત્રી થઇને આવ્યાના સમાચાર મળ્યા. રાજાએ એ મહાન સંગીતસ્વામીની સાધનાનો તાગ કાઢવા નિર્ધાર કર્યો. મૌલાબક્ષ અને દક્ષિણ ભારતના બીજા મહાન બ્રાહ્મણ સંગીતકારો વચ્ચે હરીફાઇઓ યોજી, પણ મૌલાબક્ષે એ બધાયને મહાત કર્યા—પોતાની અદ્ભુત ગાયકીથી. સ્વર અને તાલ ઉપરના પ્રભુત્વમાં અજબ ભાગ ભજવ્યો.

અગિયાર અગિયાર મહિના સુધીની હરીફાઇને અંતે મૌલાબક્ષ વિજય મળ્યો હતો. મૈસૂરનરેશે એમના વિજયને વધાવી લીધો. માન—સન્માનની નવાજેશ કરી અને છત્ર, ચમર, કલગી, શિરપેચ અને મશાલનું માન આપ્યું.

ત્યારબાદ મૈસૂરના એક જૂના રાજકુટુંબની યુવતી સાથે મૌલાબક્ષે લગ્ન કર્યું. ત્યારે એમના જીવનનો મધ્યાહ્ન તપતો હતો. દૂર દૂર સુધી ભારતભરમાં એ નામી ગવૈયાની ખ્યાતિ ફેલાઇ ગઇ. ભાગ્યનો સિતારો ચમકી રહ્યો હતો. વિજયનો ડંકો વાગી રહ્યો હતો. જીવનસંગીતની વસંત પૂરબહારમાં હતી. જિંદગીનો એ સુવર્ણકાળ હતો.

આ સમય દરમિયાન અનેક રાજામહારાજાઓના નિમંત્રણ

આવવા લાગ્યાં, પણ મૌલાબક્ષે એનો અસ્વીકાર કર્યો.

વડોદરામાં તે વખતે મહારાજા ખંડેરાવનો રાજઅમલ હતો. તેમણે મૌલાબક્ષને નિમંત્રણ પાઠવ્યુ. તેમણે વડોદરાનુ નિમંત્રનુ પ્રેમથી સ્વીકાર્યું ને વડોદરા આવતાં માસિક રૂપિયા આઠસોના પગારથી દરબારી ગાયક તરીકે નિમણૂંક થઈ.

થોડાક સમય બાદ મૌલાબક્ષને લાગ્યું કે મૈસૂર છોડીને અહીં આવવામાં પોતે ભૂલ કરી છે. કારણ કે મહારાજાએ આ મહાન સંગીતકારની નિમણૂંક એના સંગીતકૌશલ્ય કે વિદ્વતા માટે નહિ પણ પોતાના દરબારનું ગૌરવ વધારવા માટે કરી હતી. વળી એ સંગીતકારમા પોતાની વિદ્યા માટે, વિદ્વતા માટેનુ સ્વાભિમાન હતું. એને કોઈની ખુશામત ગમતી નહિ.

એક દિવસ મહારાજાએ પોતાના એક માનીતા દરબારી પાસે તેમને પૂછાવ્યું: 'તમને રાજચિહ્નો ધારણ કરવાનો શો અધિકાર છે? તમે તો માત્ર ગવૈયા કહેવાવ.'

મૌલાબક્ષે જવાબ આપ્યો: 'સૂબાને માન મળે છે એના પ્રાંતમા, રાજાનું સન્માન થાય છે એના રાજ્યમા, પણ વિદ્વાનના સન્માન તો સર્વત્ર થાય છે તેથી મને ગમે તેવા રાજકીય ચિહ્નો ધારણ કરવાનો હક્ક છે.'

આથી આ ગવૈયો ગુમાની છે ને એનુ ગુમાન ઉતારવુ જોઇએ એવો નિર્ણય કરી મહારાજાએ એને માટે સંગીતહરીફાઇ યોજી. રાજ્યમા એની સામે ટક્કર ઝીલે એવો કોઈ સંગીતકાર મળ્યો નહિ ત્યારે ભારતના જુદા જુદા ભાગોમાથી સંગીતકારોને નોતરવામા આવ્યા. એ સંગીતકારોમા કાદમહુસેન, અલીહુસેન, કન્હાઈ અને નાસીરખાં જેવા ઉસ્તાદોનો સમાવેશ થતો હતો. પણ તેઓ સંગીતવિદ્યામાં તેમજ એનાં શાસ્ત્રમાં મૌલાબક્ષ જેવા અદ્યતન ન હતા. મૌલાબક્ષે પોતાના સમકાલીનોથી અનેક ઘણી પ્રગતિ સાધી હતી. આથી એમનો વિજય થયો.

એ પ્રસંગ પછી મૌલાબક્ષે વડોદરાથી વિદાય લીધી. પોતે તૈયાર કરેલી નવી સંગીતપદ્ધતિ સાથે કલકત્તા જઈ મહારાજા જ્યોતીન્દ્ર-મોહન ટાગોરના અતિથિ થયા. ને પોતાની સંગીતકલાથી એમને પ્રસન્ન કર્યા. એમણે આ નામી સંગીતકારનો પરિચય તે વખતના વાઇસરોયને કરાવ્યો, ને દિલ્હી દરબારમાં એમનાં સંગીતની બેઠક યોજાવી. સંગીતસ્વામીએ પોતાની કલાનું રસદર્શન કરાવી સૌને મુગ્ધ કર્યા. તે પછી જયપુરના મહારાજા રામસિંહે નિમંત્રણ આપી સારો સત્કાર કર્યો. હૈદ્રાબાદથી નિઝામ સરકારનું નિમંત્રણ આવતાં ત્યાં જઇ સારું સન્માન પ્રાપ્ત કર્યું. ત્યાં થોડોક સમય રોકાઈ વડોદરાની વાટ લીધી.

તેમણે ઇ. સ. ૧૮૭૦ ના જૂન માસમાં સંગીતરસિયાને ઉપયોગી થઇ પડે એ દૃષ્ટિએ 'ગાયનાબ્ધિસેતુ' નામનું માસિકપત્ર શરૂ કર્યું હતું પણ દ્રવ્યને અભાવે તે બંધ કરવાની ફરજ પડી હતી.

ઈ. સ. ૧૮૭૫ માં મહારાજા સયાજીરાવ વડોદરાની ગાદીએ બેઠા ત્યારે તેઓ મૌલાબક્ષનું સંગીત સાંભળી પ્રસન્ન થયા.

તે પછી તેઓ પોતાની પ્રથમ યુરોપયાત્રામાંથી પાછા ફર્યા ત્યારે શિક્ષણના પ્રત્યેક ક્ષેત્રમાં વિકાસ કરવા માટે ત્યાંથી નવી વિચારસરણી લાવ્યા હતા અને એમાં સંગીતકલાના ઉત્કર્ષનો પણ સમાવેશ થતો હતો, અને તે પણ પોતાના અંગત લાભ માટે નહિ પણ પોતાની પ્રજાના કલ્યાણ માટે. મૌલાબક્ષને લાગ્યું કે સંગીતની દિશામાં હવે કંઇક રચનાત્મક કાર્ય થઇ શકશે. એમણે એક વખત મહારાજા સયાજીરાવને વિનંતિ કરી : 'વડોદરામાં સંગીત-પાઠશાળા ખોલવાની ઘણી જરૂર છે—જો સંગીતને જીવતું રાખવું હોય તો.'

મૌલાબક્ષની વાત મહારાજાને ગમી ગઈ ને ઈ. સ. ૧૮૮૬ માં વડોદરામાં સંગીત પાઠશાળા સ્થાપવામાં આવી. એના આચાર્ય તરીકે મૌલાબક્ષની નિમણૂંક થઈ—જે પાછળથી ફાલીફૂલીને વિખ્યાત થઇ અને એમાંથી સંગીતનાં ઝરણ વહેવા લાગ્યાં—માત્ર વડોદરાને માટે જ નહિ, પણ સમગ્ર ભારત માટે.

ભારતીય સંગીતની નોટેશન પદ્ધતિ યોજવાનો સૌ પ્રથમ વિચાર મૌલાબક્ષને આવ્યો હતો. અને એમણે સમગ્ર ભારત માટેની નોટેશન પદ્ધતિ તૈયાર કરી હતી. આથી સંગીતના વિદ્યાર્થીઓને લાભ તો થયો, પણ એમાં એમને મુશ્કેલીઓનો સામનો કરવો પડયો હતો. કેટલાક સંગીતપ્રેમીઓ માનવા લાગ્યા કે ભારતીય સંગીતને નોટેશનમાં ઊતારવાનું કાર્ય અશક્ય છે. વળી બીજી મુશ્કેલી એ ઊભી થઇ કે એમના હરીફો એમની નોટેશન પદ્ધતિ શીખી લઇને પોતપોતાની નિરનિરાળી પદ્ધતિઓ રચવા લાગ્યા. આથી સર્વદેશીય પદ્ધતિ હજુ સુધી તૈયાર થઈ શકી નથી પણ એ પદ્ધતિના અગ્રીમ મૌલાબક્ષ જ હતા, એટલે ભારતમાં એમની પદ્ધતિનો સારો પ્રચાર થયો છે.

આ પાઠશાળાના આચાર્યપદેથી નિવૃત્ત થયા બાદ તેમણે પોતાના વિદ્યાર્થીઓ માટે કેટલાંક પુસ્તકો તૈયાર કર્યાં જેની નામાવલી આ પ્રમાણે છે: સંગીતાનુભવ, બાલ સંગીતમાળા, સંગીત છંદોમંજરી, ગાયનની ચીજોના ૭ ભાગ, ભગવંત ગરબાવલી, નરસિંહ મહેતાનુ મામેરું. એમની આ બધી સેવાઓ ન ભૂલાય એવી છે. એ ઉપરાંત એમણે કબીર, નાનક, દાદુ, સુરદ અને બીજા ભક્ત કવિઓનાં ભજનો ને પદોને પણ સંગીતમય રીતે રજૂ કરી સારો પ્રચાર કર્યો.

એમની પાસેથી ઘણા શિષ્યોએ સંગીતશિક્ષણ મેળવ્યુ જેમાં હઝરત ઈનાયતખા, ગણપતરાવ બર્વે તથા તેમના પુત્ર મનહર બર્વે, મીનાપ્પા, બોરકર, વિઠ્ઠલ ગણેશ જોશી, ચિત્રે, પાટણકર, પંચાક્ષરી વગેરેનો સમાવેશ થાય છે. વિઠ્ઠલ જોશી તથા કૃષ્ણરાવ ચિત્રેએ તો મુબઈમાં 'ધી બોમ્બે મૌલાબક્ષ મ્યુઝિક સ્કૂલ' પણ શરૂ કરી હતી.

પોતાના બે પુત્રો–પ્રો. મુરતુઝાખાં અને ડો. અલાઉદ્દીનખાને પણ એમણે સંગીતની સારી તાલીમ આપી હતી.

વડોદરાના શ્રેયસાધક અધિકારી વર્ગના આચાર્ય શ્રીમદ્ નૃસિંહાચાર્યજી, સ્વ. ભોળાનાથ સારાભાઈ વગેરે ખ્યાતનામ વ્યક્તિઓ સાથે

આ મહાન સંગીતકારને સારી મૈત્રી હતી.

મૌલાબક્ષની સિદ્ધિઓ અનેક હતી. તેઓ વીણા ઉપર નિત્ય આઠ–નવ કલાક રિયાઝ કરતા અને એમનો એ ક્રમ એમની સાઠ વર્ષની ઉંમર સુધી એકસરખો ચાલુ રહ્યો હતો. તેમનું વીણાવાદન અપ્રતિમ હતું. એમની અંગુલિઓ દ્વારા એમાથી અજબ ગાન સર્જાતું. કંઠ પણ એવો જ સુંદર હતો. એક વખત કલકત્તામા એમનુ સંગીત સાભળી લોર્ડ નોર્થબ્રૂકે આનંદવિભોર થઈ દરબાર ભરી એમને 'પ્રોફેસર ઑફ ઇન્ડિયન મ્યુઝિક'નો માનવંતો ખિતાબ આપી નવાજ્યા હતા, અને તે જમાનાના તાનસેન તરીકે પણ લોકોએ એમને સન્માન્યા હતા–બિરદાવ્યા હતા. આવા એ વિખ્યાત સંગીતાચાર્ય સંગીતશાસ્ત્રીએ સંગીતકારો માટે અનુપમ વારસો મૂકી, આદર્શ મૂકી, ઇ. સ ૧૮૯૬ ના જુલાઇ માસમા આ સંસારમાથી વિદાય લીધી હતી.

સ્વ સાક્ષરશ્રી નરસિંહરાવ દીવેટિયાએ એમને વિષે લખ્યુ હતું' 'ઇ. સ ૧૮૭૯ કે તે સુમારમા મૌલાબક્ષને મારા પિતાએ અમદાવાદ બોલાવી એકાદ મહિના સુધી પરોણા તરીકે રાખ્યા હતા. બીનકાર તરીકેની તેમની ખ્યાતિને લીધે જ બોલાવેલા. એમનું માન પણ ઘણુ ઉત્તમ પ્રકારનુ હતુ એવા વાઘ આપણી તરફ બનતા નહિ. બીન વગાડતી એ મૂર્તિ અત્યારે પ્રત્યક્ષ કરુ છુ બીનના બે મોટા તુંબડામાનુ એક ખભા ઉપર આવેલું, બીજુ ખોળામા, વચમા મૌલાબક્ષનુ માથુ તે ત્રીજુ તુંબડુ જ જાણે બીનના ગંભીર નાદમાથી મીંડ, ગમક વેરતા એ કલાકાર તેમા તલ્લીન, રાગના આલાપ ગંભીર મર્દાની અને મધુર અવાજથી કરીને રાગની રૂપમૂર્તિ ખડી સુરેખ કરતા મૌલાબક્ષ બેઠેલા દેખુ છુ '

આજ પણ સંગીતપ્રેમીઓ આ મહાન સંગીતસ્વામીને સંભારતા ગૌરવ અનુભવે છે

---

નાસરખાંનું મૂળ વતન બુંદેલખંડમાં આવેલું બાંદા. એમનો જન્મ થયો હતો ઈ. સ. ૧૮૨૯ માં. પિતાનું નામ તાજખાં. પખવાજના એ ભારે બજવૈયા. એમણે કાશીના પ્રસિદ્ધ પખવાજવાદક લાલા ભવાનીસિંગ પાસેથી પખવાજવાદનનુ શિક્ષણ મેળવ્યું હતું.

પિતાએ પુત્રને પણ પખવાજવાદનની તાલીમ આપી ખૂબ નિપૂણ બનાવ્યો હતો.

નાસરખાંને લખનૌના છેલ્લા સંગીતપ્રિય નવાબ વાજીદઅલીશાહનો આશ્રય મળ્યો હતો. વાજીદઅલીશાહને ત્યાં ત્યારે કલાકારો, સંગીતકારો, વાદ્યકારો, નૃત્યકારો, નર્તકીઓ, અભિનયકારો, લેખકો, શાયરો – સૌનો અજબ મેળો મળ્યો હતો.

રોજ સંગીતની મહેફિલો જામતી. ગવૈયાઓ અને ગાયિકાઓનાં ગાન થતાં. જાણે સ્વર્ગનું સંગીત ત્યા ઊતરી ન આવ્યું હોય ! નાટકો લખાતાં, તૈયાર થતાં ને ભજવાતા. ખૂદ વાજીદઅલીશાહ એમાં ભાગ લે – અમૂલ્ય આભૂષણોના ઠાઠમાઠથી. અમાનતે ત્યારે એ રંગીલા નવાબનાં ફરમાનથી ' ઇંદ્રસભા 'નુ સંગીતનાટક રચ્યું હતુ ને પહેલવહેલું લખનૌના શાહી દબદબા ને ઝગમગતી રોશનીમા રંગમંચ ઉપર રજૂ થયું હતુ.

ત્યારે લખનૌમા કલાકોવિદોની બોલબાલા હતી. નવાબનો દરબાર એ સૌને માટે ખુલ્લો હતો. એ સૌને આવકારતો : ' આવો ને આનંદ માણો.' પણ સૌના સુખની પાછળ દુઃખનો દાવાનળ ડોકિયાં કરી કરી રહ્યો હતો.

વાજીદઅલીશાહની ઐયાસી ને રંગરાગનો અતિરેક થવા માડ્યો. સૂરા અને સુંદરીઓના વિલાસ વધી પડ્યા. અંગ્રેજોએ નવાબશાહી ખલાસ કરી ને વાજીદઅલીશાહના રંગરાગનો અંત આવ્યો – ઈ. સ. ૧૮૫૬ માં.

નવાબના આશ્રિત સૌ કલાકારો માટે પણ પરિસ્થિતિ વિષમ બની. કેટલાક સંગીતકારો અને નર્તકીઓએ પોતાના આશ્રયદાતા

સાથે કલકત્તાનો માર્ગ લીધો. કેટલાક અન્ય રાજા-રજવાડાઓના આશ્રયે ચાલ્યા ગયા. નાસરખાંને પણ સંજોગોએ વિવશ કર્યા. તેમણે લખનૌથી રામપુર આવી દરબારી નોકરી સ્વીકારી.

એ સમય દરમિયાન એમની વાદનકલા-નિપુણતાની વાતો દૂર દૂર સુધી પહોંચી ગઈ હતી. ત્યારે વડોદરામાં શ્રીમંત ખંડેરાવ મહારાજનો રાજઅમલ હતો. એમણે નાસરખાંને વડોદરા બોલાવી માસિક રૂપિયા સોના પગારે પોતાની પાસે રાખ્યા.

ખંડેરાવ મહારાજ પછી થોડો સમય એમના બંધુ મલ્હારરાવ વડોદરાની ગાદીએ આવ્યા પણ અંગ્રેજ સરકારે એમને પદભ્રષ્ટ કર્યા. તે પછી ૧૮૭૫ માં શ્રીમંત સયાજીરાવ મહારાજનો રાજ્યાભિષેક થયો. એમના રાજ્યઅમલ દરમિયાન પણ નાસરખા ચાલુ જ હતા.

શ્રીમંત સયાજીરાવ મહારાજને સંગીતનો ભારે શોખ. એમણે અનેક સંગીતકારોને આશ્રય આપ્યો હતો, અને એવા સંગીતપ્રિય રાજવીને કારણે વડોદરાની જનતાને પણ પ્રસિદ્ધ સંગીતકારોની સંગીતકલાનો સારો લાભ મળતો હતો.

એ સંગીતકારોની સાથે પખવાજ ઉપર સંગત કરતા પ્રવીણ પખવાજી નાસરખા. ત્યારે પખવાજવાદનમાં તેમનો જોટો જડે એમ ન હતુ. તેઓ સ્વભાવે સરળ હતા ને સાદુ જીવન ગાળતા હતા. એમની પાસે ઘણા વિદ્યાર્થીઓ પખવાજની તાલીમ લેતા હતા.

એક સમયે મહારાજા સાહેબનો મુકામ મકરપુરાના રાજમહાલયમાં હતો. ના તેમની સૂચના અનુસાર તેઓ પોતાના શિષ્યો સાથે પખવાજનો કાર્યક્રમ આપવા આવ્યા હતા. તે સાંજે પખવાજવાદન રંગ પર ચડયુ. મહારાજા સાહેબના હૈયાએ ઉમંગ અનુભવ્યો. એમણે કલાકારની કલાને બિરદાવી ને નિયત કરેલા સમય કરતા કાર્યક્રમ વિશેષ ચાલ્યો. કાર્યક્રમ પૂરો થતા શ્રીમંતે નાસરખાની કલાના ખૂબ વખાણ કર્યા ને એમણે વિદાય લીધી – પોતાના શિષ્યો સાથે.

રાજમહાલયની બહાર આવતા કોઈ વાહન દેખાયું નહિ. એમને

લાગ્યું કે હવે પગગાડીનો જ આશ્રય લેવો પડશે. ૭ દાયકાનું આયુષ્ય વટાવી ગયેલા એ કલાકારે પોતાની તંદુરસ્તી જાળવી રાખી હતી. ગુરુ અને શિષ્ય ચાલતા થયા.

તે પછી સાતેક મિનિટમાં જ મહારાજ પોતાના બોડીગાર્ડ સાથે બગીમાં બેસીને ફરવા નીકળ્યા. રસ્તામાં નાસરખાંને ચાલતા જતા જોયા. કોચમેનને બગી થોભાવવા કહ્યું ને બગી થોભતાં પોતે નીચે ઊતરી ગયા ને બોલ્યા : 'નાસરખાં ! શું વાહનનો બંદોબસ્ત નથી થયો ?'

નાસરખાં થંભી ગયા. મહારાજને બોલતાં સાંભળી આશ્ચર્ય થયું.

મહારાજા સાહેબે ગાડીવાનને આજ્ઞા કરી : 'નાસરખાં અને એમના સાથીને આ બગીમાં બેસાડી એમનાં નિવાસસ્થાને મૂકી આવો.'

નાસરખાં તો શ્રીમંતની આવી ઔદાર્યભરી વાણીથી સ્તબ્ધ થઈ ગયા. મહારાજા અને બોડીગાર્ડ પગપાળા રાજમહાલય તરફ પાછા ફર્યા. સંગીતકાર પ્રત્યેના શ્રીમંતના સદ્‌ભાવની વાત ગુરુ-શિષ્ય બંનેના હૈયામાં કોતરાઈ ગઈ.

બીજા મહિનાની પહેલી તારીખે નાસરખાંને પગારની રકમ મળી ત્યારે એમનાં આશ્ચર્યની સીમા ન રહી. એ રકમ પગારની રકમ કરતાં ઘણી જ વિશેષ હતી. કલાકારને આશ્ચર્ય થયું. દરમિયાન એમાંની એક ચિઠ્ઠી ભણી ધ્યાન ગયું. એમાં લખ્યું હતું : 'તમારે પગે ચાલીને ઘેર જવું ન પડે તે માટે ગાડીઘોડો વસાવીશકો એ કારણે વધારાની રકમ મોકલવામાં આવી છે – શ્રીમંત સરકારનાં ફરમાનથી.' નાસરખાંનું હૈયું શ્રીમંતની ઉદારતાથી દ્રવી ગયું.

એમનાં પખવાજવાદનની બેઠકો ઇંદોર, ભાવનગર, ગ્વાલિયર, દિલ્હી વગેરે અનેક સ્થળે યોજાતી. નેપાળનરેશના નિમંત્રણથી તેઓ નેપાળનો પણ પ્રવાસ કરી આવ્યા હતા.

પખવાજ પાછળ નાસરખાંએ ભારે પરિશ્રમ ઉઠાવ્યો હતો. જીવનના સંધ્યાકાળે પણ રોજ નિયમિત કલાકો સુધી રિયાઝ કરતા. પરિશ્રમ વિના સિદ્ધિ મળતી નથી એ સૂત્ર એ જાણતા હતા ને તેથી

જીવનભર પોતાની નાયકી ચાલુ રાખી હતી

પખવાજ ઉપરાંત નાસરખાને સિતારવાદનનો પણ ભારે શોખ એમા એમણે સારી કુશળતા પ્રાપ્ત કરી હતી એમા સારુ સ્વરજ્ઞાન થવાથી પખવાજવાદનમા પણ એની સારી અસર થતી

એમણે પોતાના પુત્ર નિસારહુસેનને પખવાજવાદનનુ સુદર શિક્ષણ આપી તૈયાર કર્યો હતો પણ દૈવયોગ કંઈ જુદો જ હતો ત્રીસ વર્ષની યુવાનીમા એ કાળનો કોળિયો બની જતા નાસરખાનુ હૈયુ ભાંગી પડ્યુ હતુ આશાની ઇમારત તૂટી ગઈ હતી

મિત્રો ને સબધીઓએ એમને ખૂબ આશ્વાસન આપતા કહ્યુ 'નાસરખા! ખુદાની ઇચ્છા આગળ માનવ લાચાર છે પુત્ર મૃત્યુનુ દુઃખ થાય એ સ્વાભાવિક છે તમે તમારી પુત્રીના પુત્ર નઝરખાને પખવાજ શીખવો એ રીતે તમારી વાદનકળાનો વારસો જળવાઈ રહેશે'

નાસરખાએ પોતાના દૌહિત્ર નઝરખાને પખવાજમા પ્રવીણ બનાવ્યો પણ નસીબ બે ડગલા આગળ હતુ એણે પણ તેમની હયાતીમા જ આ સસારમાથી વિદાય લીધી.

આ બીજા આઘાતે નાસરખાનુ મન ખૂબ ભાગી પડ્યુ ને દુઃખમા દિવસો પસાર કરતા તા ૧લી ઑગસ્ટ ૧૮૦૩ ના રોજ એમણે પણ પરલોક પ્રયાણ કર્યું તે સમયે તેમની ઉમર પોણોસો વર્ષની હતી

તેમણે હિંમતરામ બક્ષી નામના શિષ્યને પખવાજવાદનમા સારી તાલીમ આપી હતી એમના પખવાજવાદન વિષે મરાઠીમા ઈ સ. ૧૯૪૨ મા એક પુસ્તક પ્રસિદ્ધ થયુ હતુ એમા ખાંસાહેબ નાસરખા પાસે વર્ષોની પખવાજની તાલીમ લેનાર વયોવૃદ્ધ શિવેન્દ્રકર કૃષ્ણરાવ લક્ષ્મણ ઊર્ફે બાળા સાહેબ વાળિંબે પાસેથી નરહર શંભુરાવ ભાવે નામના એ પુસ્તકના ઉત્સાહી લેખકે પખવાજ વાદનના બોલ ઊતારી લીધા હતા તે તેમ જ નાસરખાની વાદનપદ્ધતિ વિષે પણ ઉપયોગી માહિતી મળે છે પખવાજના રસિયાને તાલીમ લેવામા એક ભોમિયાની ગરજ સારે એવુ એ પુસ્તક છે

---



અલ્લા દિવાખા

ખાંસાહેબ અલ્લાદિયાખાનો જન્મ થયો હતો જયપુર રાજની ઉનિયારા નામની નાનકડી જાગીરમા – ઈ. સ. ૧૮૫૫ મા.

એમના પિતા ખ્વાજા અહમદખા ઉનિયારાના જાગીરદારના દરબારી ગવૈયા હતા. એમનુ મૂળ નામ હતું ગુલામઅહમદ પણ ખ્વાજા અહમદખાના એક પછી એક એમ પાચ પુત્રો ગુજરી ગયા પછી સૌ કુટુબીજનો એમને 'અલ્લાદિયા' નામથી સબોધવા લાગ્યા અને તે જ નામે એ સસારમા ઓળખાવા.

એમના પ્રથમ પૂર્વજનુ નામ હતું નાથ વિશ્વંભર. એ પોતે સત હતા અને ગાયનવાદન કળામા નિપૂણ હતા. એ શાડિલ્ય ગોત્રી ગૌડ બ્રાહ્મણ હતા. તેઓ અનુપ દરબારને ત્યા ગવૈયા હતા. દરબાર એમને ગુરુ તરીકે સન્માનતો. એક વખતે શહેનશાહ શાહજહાન અને દરબાર વચ્ચે ઘર્ષણ થયુ ને દરબારને બદીવાન બનવુ પડયુ.

નાથ વિશ્વભરે પોતાના આશ્રયદાતાને મુક્ત કરાવવાનુ બીડુ ઝડપ્યુ. પ્રવાસ આદરી એ દિલ્હી આવ્યા અને ત્યા મકાન લઈ રહેવા લાગ્યા. એમના સગીતના કાર્યક્રમો યોજાતા ગયા. એ મહેફિલોમા સગીત એવુ જામતુ કે શ્રોતાઓ મત્રમુગ્ધ થવા લાગ્યા.

નગરના અમીર ઉમરાવો ને શેઠ શાહુકારો એ મહેફિલોમા ભાગ લેવા લાગ્યા. એ વાતની શહેનશાહને જાણ થઇ. એણે એ પ્રસિદ્ધ ગાયકને શાહીદરબારબારમા સગીત રજૂ કરવાનુ આમ ત્રણ પાઠવ્યુ. નાથ વિશ્વભરને જોઇતી હતી તે તક સાપડી–શહેનશાહના સપર્કમા આવવાની.

ગાયકે દરબારમા સગીત દ્વારા અજબ રગ રેલાવ્યો. શહેનશાહ ગાનકલા પર પ્રસન્ન થયો ને કહ્યુ. 'ગાયક ! ખરેખર આજ મે અલૌકિક સગીત સાભળ્યુ છે. આનદ અનુભવ્યો છે. જે માગશો તે મળશે.'

ગાયકે પોતાના મુખ ઉપર ચિંતાના ભાવ પ્રદર્શિત કર્યા. શાહજહાનને લાગ્યુ કે એના મનમા મારે માટે શકા છે. એણે ફરી

ઉચ્ચારણ કર્યું : 'સંકોચ શા માટે ? આજ હું આપવા બેઠો છું. મોંમાગ્યું મળશે. ગાયકને જે માગવું હોય તે માગે.'

'બાદશાહ સલામત ! આપ જો પ્રસન્ન થયા હોય તો હું અનુપના દરબારની મુક્તિ માગું છું. એમને કેદમાંથી મુક્ત કરો.'

મંદ સ્મિત કરતાં શાહે કહ્યું : 'માગણી મંજૂર તો કરું – પણ એક શરતે.'

'કઈ શરત ?' ગાયકે આતુરતાથી પ્રશ્ન કર્યો.'

'જો ગાયક ઇસ્લામ ધર્મ અંગીકાર કરે તો.'

બાદશાહની માગણી મંજૂર થઈ. નાથ વિશ્વંભરે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો ને અનુપના દરબારને બંધનમાંથી મુક્તિ મળી.

આમ એ હિંદુ ગવૈયો મુસ્લિમ થતાં એના વંશજો મુસ્લિમ કહેવાયા.

અલ્લાદિયાખાં પોતાને 'ડાગુરી વાણી'ના ગાયક તરીકે ઓળખાવતા. એમના પૂર્વજોએ ડાગુરી વાણીનો સ્વીકાર કર્યો હતો. એ સૌ ધ્રુપદની ગાયકીના વિખ્યાત કલાકારો ને સંગીતસાધકો હતા.

ખ્વાજા અહમદખાંમાં પણ એ ગાયકી ઊતરી આવી હતી. તેઓ પ્રારંભમાં ઉનિયારા દરબારને ત્યાં હતા ને તે પછી તેઓ ટોંક દરબારને ત્યાં સન્માન પામ્યા હતા.

એમની પાસે અલ્લાદિયાખાંને સંગીતની પ્રાથમિક તાલીમ મળી હતી. પણ એમનું વય પંદર વર્ષનું હતું ત્યારે પિતાએ સંસારમાંથી વિદાય લીધી. આથી કુટુંબની જવાબદારી એક ઊગતા સંગીતકાર ઉપર આવી પડી. એમને એક નાનો ભાઈ હતો – હૈદરખાં ને તે ઉપરાંત બે બહેનો હતી.

એમના કાકા જહાંગીરખાંએ બાળકોને પિતાની ખોટ સાલવા ન દીધી.

તે જમાનામાં અહમદખાં અને જહાંગીરખાંનાં નામ સંગીતસૃષ્ટિમાં મશહૂર હતાં. જહાંગીરખાંને સંગીતની અનેક ચીજો કંઠસ્થ

હતી. એમની ગાયકી પ્રતિભાસંપન્ન હતી. એમણે અલ્લાદિયાંખાંને સંગીતશિક્ષણ આપવા માંડ્યું. એ તાલીમ બાર વર્ષ સુધી ચાલી. શિષ્યમાં અજબ ગ્રહણશક્તિ હતી. નિયમિત રિયાઝ થતો અને પછીથી સાંગોપાંગ સંગીતમય થઈ એ ગાયકે સંગીતની મોટી મહેફિલોમાં ભાગ લેવા માંડ્યો. એ મહેફિલો રંગ પર ચડવા લાગી.

મનન થતું, ચિંતન થતું, અભ્યાસ થતો. એની પાછળ ઉસ્તાદના આશીર્વાદ હતા.

પહેલી સંગીતની બેઠક થઈ અજયગઢ દરબારને ત્યાં. એમાં અલ્લાદિયાખાં અને હૈદરખાંએ ભાગ લીધો હતો. દરબાર બંને બંધુઓનાં સંગીતથી પ્રફુલ્લિત થયા ને બંનેને પુરસ્કાર આપી સન્માનિત કર્યા.

પછી તો એમને આમંત્રણો મળતાં ગયાં ને સંગીતસભાઓ યોજાતી ગઈ. ખ્યાતિ વધતી ગઇ. નેપાળના મહારાજાએ એક વખત અલ્લાદિયાખાંનું સંગીત સાંભળ્યું ને તેમણે માસિક રૂપિયા ત્રણસોનો દરમાયો ને હાથીની સવારી સાથે પોતાના દરબારી ગાયક તરીકે નિમણૂંક કરી.

નેપાળના દરબારમાં એમણે બે વર્ષ નોકરી કરી. એ દરમિયાન એમનું સંગીત લોકોમાં વિશેષ ખ્યાતિ પામ્યું. રાજાની પણ કૃપા વરસતી. સર્વ વાતે સુખ હતું પણ ઘર છોડે છ વર્ષનાં વહાણાં વાઇ ગયાં હતા ને મન ઘર ભણી જવા તલસી રહ્યું હતું. આખરે મહારાજાની રજા લઈ એમણે ઘરની વાટ લીધી.

આ છ વર્ષના ગાળામાં તેઓ અનેક સંગીતસ્વામીઓના સંપર્કમાં આવ્યા હતા. તેમનાં સંગીતની રસલહાણ માણી હતી. એમાં હતા સૂરના સ્વામીઓ, પખવાજ અને તબલાના કસબી બજવૈયા ને અન્ય કુશળ વાદ્યકારો. જીવનનું ભાતું મળતું ગયું; દૃષ્ટિ વ્યાપક બનતી ગઈ.

ને વતનમાં આવ્યા બાદ કાકાએ પ્રથમ કાર્ય કર્યું – ભત્રીજાનું

લગ્ન કરવાનું. એ લગ્નથી બબ્બે વર્ષને અંતરે એમને ત્યાં ત્રણ પુત્રોનું આગમન થયું – નસિરુદ્દીનખાં, મંજીખાં ને ભુર્જીખાં.

હવે ખાંસાહેબને વિચાર થયો દક્ષિણ ભારતના પ્રવાસે સંચરવાનો – ત્યાંની પ્રજાને પોતાનો કસબ બતાવવાનો. દરમિયાન અમદાવાદના એક શ્રીમંતનું આમંત્રણ આવ્યું. તેમણે એનો સ્વીકાર કર્યો ને અમદાવાદમાં થોડાક દિવસ સંગીતનો રંગ જમાવ્યો. ત્યાંથી તેઓ વડોદરા આવ્યા. ત્યાં એમનો સત્કાર થયો. શ્રીમંત મહારાજા સયાજીરાવે એમને દરબારી ગાયક તરીકે નોકરીમાં રાખ્યા. વડોદરામાં થોડો સમય ગાળ્યા બાદ તેઓ મુંબઈ આવ્યા.

ખાંસાહેબનું વ્યક્તિત્વ તો અજબ હતું. એમનો પહેરવેશ રાજપૂતી ઢંગનો હતો. માથે સફેદ ફેંટો, કાળી સર્જનો લાંબો કોટ ને આંખ પર સોનેરી ફ્રેમવાળા ચશ્મા, ભરાવદાર મૂછો–એ સઘળાંનો જોનાર ઉપર પ્રભાવ પડતો.

મુંબઈમાં થોડો સમય રહી તેઓ ઈ. સ. ૧૮૯૩માં મહારાષ્ટ્રમાં આવ્યા – પોતાના ભાઈ હૈદરખાં સાથે. તેઓ જ્યારે પૂનામાં આવ્યા ત્યારે ત્યાં તે વખતની પ્રસિદ્ધ કિર્લોસ્કર નાટક મંડળીમાં ખાંસાહેબનાં સંગીતની બેઠક યોજાઈ. એમાં અનેક સંગીતજ્ઞો હાજર હતા. એમની ગાનકલાથી સૌ કોઈ મુગ્ધ થયું ને મહારાષ્ટ્રમાં એમની કીર્તિસુવાસ ફેલાઈ ગઈ.

મુંબઈમાં ખાંસાહેબનાં સંગીતની પ્રથમ બેઠક થઈ હતી – તે વખતના જાણીતા સંગીતકાર બાપુ તારાને ત્યાં. મુંબઈભરના નામી સંગીતકારો હાજર હતા. એ સૌએ મન મૂકીને ગાયું. એમાં આગ્રાવાળા નથ્થનખાંની શિષ્યા ચંદ્રપ્રભા ઉર્ફે બાબલીબાઈ પાલકરે પોતાનાં સંગીત દ્વારા અજબ રંગ જમાવ્યો. ત્યારે હવા એવી હતી કે એ ગાયિકાના ગાયા પછી બીજો કોઈ ગાયક કે ગાયિકા સંગીત પ્રસ્તુત કરવાની હિંમત કરી શકતાં નહિ.

એ ગાયિકા બાદ કોણ ગાય એ એક પ્રશ્ન ઊભો થયો. પણ ખૂદ બાબલીબાઇએ જ અલ્લાદિયાખાંની પાસે જઇને કહ્યું: 'ખાંસાહેબ! મેં મારા ઉસ્તાદ પાસે આપનાં સંગીતની ઘણી જ પ્રશંસા સાંભળી છે. એથી આપનું સંગીત સાંભળવા મારું અંતર આતુર છે અને એ જ કારણે મેં મારુ સંગીત વહેતું બંધ કરી દીધું.'

ખાંસાહેબે એની માગણીને આવકારી ને પોતાની બેઠક લઇ સંગીતરસ રેલવવા માંડ્યો. સૌ કોઇનાં આશ્ચર્યની સીમા ન રહી. ખાંસાહેબની પ્રતિભાવંતી ગાનકલાએ સૌનાં અંતર જીતી લીધાં.

પ્રથમ ચીજ ગવાઈ રહી કે તરત જ બાબલીબાઇએ ઊઠીને કહ્યું: 'બેઅદબી થતી હોય તો માફ કરજો પણ મારાથી બોલ્યા વિના નથી રહેવાતું. આજ સુધી મને એમ લાગતું હતું કે મારા ઉસ્તાદ નથ્થનખાં સાહેબ જ સિદ્ધહસ્ત ગાયક છે. પણ આપનું અનોખું સંગીત સાંભળ્યા પછી મારે કબૂલવું કે જોઈએ મારી એ કલ્પના ખોટી હતી.'

એક પ્રસિદ્ધ ગાયિકાએ ઉચ્ચારેલા શબ્દો અને ખાંસાહેબનું અપ્રતિમ સંગીત બંને મુંબઇનાં સંગીતરસિયાંની ચર્ચાનો વિષય બની ગયાં. ને ત્યાંના કેટલાક ગાયકો–વાદકો તો ખાંસાહેબ પ્રત્યે ઇર્ષ્યાની દૃષ્ટિએ જોવા લાગ્યા.

દરમિયાન કોલ્હાપુર રાજ્યના એક સંગીતપ્રેમી જાગીરદાર બાપુસાહેબ કાગળકર ખાંસાહેબને કોલ્હાપુર લઇ આવ્યા–પોતાને ત્યાંની ગાયિકા તાનીમાઈને સંગીતશિક્ષણ અપાવવા માટે. તે વખતના કોલ્હાપુરના રાજવી છત્રપતિ શાહુ મહારાજ ખાંસાહેબનુ સંગીત સાંભળી પ્રસન્ન થતાં તેમણે પોતાના દરબારી ગાયક તરીકે ખાંસાહેબની નિમણૂંક કરી.

કોલ્હાપુર દરબારે એમનો માનમરતબો ખૂબ જાળવ્યો. ત્યાં એમને અનેક જાતની સુવિધા મળી. રાજાનો પ્રેમ સંપાદન કર્યો, પ્રતિષ્ઠા વધી પણ ત્યાંના કેટલાક સ્થાનિક સંગીતકારોએ વાત ફેલાવી કે

ખાંસાહેબ ઘરાણેદાર ગવૈયા નથી. ખાંસાહેબે એનો ઉત્તર આપ્યો– પોતાના પૂર્વજોએ પ્રાપ્ત કરેલાં તામ્રપત્ર અને વંશાવળી દર્શાવીને. મહારાજાને પણ ખાતરી થઇ કે પોતાના દરબારને મળેલું એ અમૂલ્ય પાણીદાર મોતી છે, ફટકિયું નથી.

મહારાજાને એમના પ્રત્યે એવો અપૂર્વ ભાવ જાગ્યો હતો કે મુંબઈમાં જ્યારે મહિનાઓ સુધી એમનો મુકામ રહેતો ત્યારે તેઓ પોતાની સાથે ખાંસાહેબને પણ લઈ જતા. કારણ કે એમનાં સંગીત વિના એમને જરાય ચેન પડતું નહિ.

ઈ. સ. ૧૯૨૨ માં કોલ્હાપુરનરેશનો સ્વર્ગવાસ થયો ને ખાંસાહેબ મુંબઈ આવીને રહ્યા. એ જ સાલમાં ખ્યાતનામ સંગીતાચાર્ય ભાસ્કર બુવા બખલેએ પણ સંસારમાંથી વિદાય લીધી. ખાંસાહેબે કોલ્હાપુરમાં એમને સંગીતશિક્ષણ આપ્યું હતું. પોતાનો એક હોનહાર શિષ્ય કાળની ગુહામાં વિલીન થતાં ખાંસાહેબના હૈયાને ભારે વેદના થઇ.

તેમણે મુંબઇમાં નિવાસ કર્યો ત્યારે એ આયુષ્યના સાત દાયકા વટાવી ચૂક્યા હતા. મુંબઇના સંગીતપ્રેમીઓએ ખાંસાહેબ જેવા મહાન સંગીતસ્વામીની કદર કરવા માટે એક સંગીતસભા યોજી અને પ્રસિદ્ધ બેરીસ્ટર એમ. આર. જયકરના પ્રમુખપણા નીચે યોજાયલી એ સભામાં જનતાએ એ મહાન ગાયકને 'સંગીતસમ્રાટ'ની પદવી પ્રદાન કરી સન્માન્યા હતા. ખુદ જયકર સાહેબે પણ એમને 'માઉન્ટ એવરેસ્ટ ઑફ મ્યુઝિક' ની ઉપાધિથી નવાજ્યા હતા.

મુંબઈમાં એમની પાસે અનેક શિષ્યો અને શિષ્યાઓએ સંગીતની તાલીમ લીધી હતી. એમાં સુશ્રી કેસરબાઈ કેરકર જેવી અજોડ સ્વરકિન્નરી અગ્રસ્થાને છે. ગાયનાચાર્ય ભાસ્કરબુવાને પણ એમની તાલીમનું સદ્ભાગ્ય સાંપડ્યું હતું. તે ઉપરાંત મોગુબાઈ કુર્ડીકર, ગોવિંદરાવ ટેમ્બે, શંકરરાવ સરનાઇક, નિવૃત્તિબુવા સરનાઈક, ગુલુભાઇ જસદણવાળા, સારંગીવાદક મજીદખાં, લીલાબાઈ શિરગાંવકર તેમજ

સુશીલારાણી પટેલ વગેરે સૌને પણ એ મહાન સંગીતગુરુનો ઓછો-વત્તો પ્રસાદ પ્રાપ્ત થયો હતો.

એમના ત્રણે પુત્રોનું ઘડતર પણ એમને હાથે જ થયું હતું. તેમણે પિતાની સંગીતકલાને અંતરમાં ઊતારી હતી ને પિતાને આશા હતી કે પોતાની પછી પોતાની સંગીતસાધનાનો દીપ પોતાના પુત્રો જલવંત રાખશે પણ વિધિનું વિધાન કંઈ વિચિત્ર હોય છે. એમના વચલા પુત્ર મંજીખાં જેમનું મૂળનામ બદરુદીનખાં હતું તેઓ એક અપ્રતિમ ગાયક હતા. તેમણે પોતાના પિતાને પગલે આગળ વધી પોતાના ઘરાણાની ગાયકી ઉપર અસાધારણ કાબૂ મેળવ્યો હતો એટલું જ નહિ તેમણે ચારે બાજુએ પોતાના સંગીત દ્વારા કીર્તિ સંપાદન કરી હતી. પણ દુર્ભાગ્યવશાત યુવાનીમાં જ લકવાનો ભોગ થઇ પડતાં મુબઈમાં અવસાન થયું અને એને કારણે એ મહાન સંગીતવિધાયકને ભારે આઘાત લાગ્યો.

એમના બીજા પુત્ર ભુર્જીખાં જેમનુ મૂળ નામ સમસુદ્દીનખાં હતું એમણે પણ અસ્થાયી અને ખ્યાલનુ શિક્ષણુ પોતાના પિતા પાસેથી મેળવ્યું હતું.

એમણે પોતાના આયુષ્યના અઢી દાયકા જ્યાં ગાળ્યા હતા એ કોલ્હાપુરે પણ એ સંગીતસ્વામીનો ભવ્ય સત્કારસમારંભ યોજ્યો હતો અને ત્યાંનાં છત્રપતિ તારાબાઈ રાણીસાહેબને હાથે રૂપિયા એક હજારની થેલી અને સન્માનપત્ર અર્પણ કરવામા આવ્યાં હતાં.

ખાંસાહેબના ઘરાણાની ગાયકી કષ્ટસાધ્ય છે—ભારે તપશ્ચર્યા માગી લેવી એવી છે. એમણે હિંડોલ, મારવા, બસંત, માલશ્રી, મારુબિહાગ, નાયકી કાનડા, ગોરખ કલ્યાણ, બસંત બહાર, ખટટોડી, જયંત-મલ્હાર જેવા અપ્રસિદ્ધ અને અઘરા રાગો પર અજબ પ્રભુત્વ મેળવ્યું હતું. તેઓ પોતાની ગાયકીમાં સ્વરકંપન, મીડ, ગમક, હરકત વગેરેની સાથે આલાપની ગંભીરતા પર વિશેષ ભાર મૂકતા. ઊંચા અને પાતળા

અવાજનાં તાર અને અતિતાર સપ્તકના સ્વરોમાં ગાનકલાનું રસદર્શન કરાવવાની વિશિષ્ટતા એમણે મેળવી હતી.

ખાંસાહેબના ઘરાણાની ગાયકીમાં ધ્રુપદ, ધમાર, ખ્યાલ, તરાના, હોળી વગેરે ગીતપ્રકાર વિશેષ કરીને જોઈ શકાય છે.

સમગ્ર ભારતમાં ખાંસાહેબની ખ્યાતિ પ્રસરી ગઈ હતી. કલકત્તાના દુલીચંદ બાબુને ત્યાં પણ એમણે ચારેક વરસ ગાળ્યા હતા. તેમજ જીવનના સંધ્યાકાળે પણ ઈન્દોરનરેશને ત્યાં માસિક એક હજાર રૂપિયાના દરમાયાથી આઠેક મહિના રહ્યા હતા પણ ત્યાંનાં હવાપાણી માફક ન આવવાથી પુનઃ મુંબઈ પાછા ફર્યા હતા.

આ મહાન સંગીતસ્વામી નવ દાયકા ઉપરાંતનું આયુષ્ય ભોગવી, સુખદુઃખના અનેક પ્રસંગોના સાક્ષી થઈ તા. ૧૬ મી માર્ચ ૧૯૪૬ના રોજ બેહસ્તનશીન થયા હતા.

એમની સંગીતપરંપરા આજે એ ઘરાણાના અનેક સંગીતપ્રવીણ અનુયાયીઓ દ્વારા વ્યાપક બની છે.

એમની બેહસ્તનશીની બાદ એમના શિષ્ય ગુલુભાઈ જસદણવાળા તથા શિષ્યા લીલાબાઈ શિરગાંવકરના પિતા અનંતરાવ શિરગાંવકર દ્વારા એમની પાષાણની પ્રતિમા તૈયાર કરાવી કોલ્હાપુરમાં દેવળ કલબની સામે મૂકવામાં આવી છે ને એમની સ્મૃતિમાં કોલ્હાપુરની નગરપાલિકાએ એ સ્થળનું નામ અલ્લાદિયાં ચોક આપ્યું છે.

મુંબઈમાં કેરલવાડીમાં આવેલી એમની સમાધિ એમની શિષ્યમંડળી માટે પ્રેરણાનાં ઝરણું સમી છે.

આજે પણ એ મહાન ગાયકને સંસાર સંભારે છે.

---

ઉત્તર ભારતમાં અનેક નામી સંગીતસ્વામીઓ થયા છે ને એમની સંગીતકલાની સુવાસ પ્રસરાવી ગયા છે.

એમાં દિલ્હી, આગ્રા, મથુરા ને અત્તરૌલી તો સંગીતનાં ધામ ગણાય. તેમાંય મથુરા એટલે તો રાસેશ્વર શ્રીકૃષ્ણચંદ્રની વિહારભૂમિ, સંગીતભૂમિ, કલાભૂમિ. ત્યાંથી જ પ્રેમલક્ષણા ભક્તિનો પ્રવાહ સંસારમાં વહ્યા કર્યો છે.

કનૈયાના બંસીનાદથી વ્રજની ભૂમિ ધન્ય બની હતી. એ સાંભળનારાં વ્રજવાસીઓ શું ગોપ કે ગોપાંગના સૌ કોઇ બડભાગી બન્યું હતું—એમનું જીવન ધન્ય થયું હતું.

ગોકુળ, મથુરા ને વૃંદાવનવાસીઓને મળેલો એ વારસો અનન્ય છે, અપૂર્વ છે. એ સંગીતે અનેક કલાકારોને પ્રેરણા આપી છે; અનેક ગાયકોને સર્જ્યા છે. એ સંગીત અજર છે—અમર છે.

મથુરા ઘરાણાનો સંગીત–ઇતિહાસ ઉજ્જવળ છે. એની પાછળ એના સાધકોની સંગીતસાધના જોઈ શકાય છે. સંગીતની સિદ્ધિ માટે એમણે તપ કર્યાં છે, સાધના કરી છે, જીવન સમર્પણ કર્યાં છે.

એવા જ એક સંગીતસાધક હતા ગુલદીનખાં. નામ તો હતું અહમદખાં પણ સંગીતસૃષ્ટિમાં એ વિખ્યાત થયા છે ગુલદીનખાં નામથી. એમને સંગીત વારસામાં મળ્યું હતું એમના પિતા મીરબક્ષખાં પાસેથી. ગુલદીનખાંએ સિતારવાદનનો અભ્યાસ કરી એમાં નૈપૂણ્ય મેળવ્યું હતું. તે જ પ્રમાણે એમની ફોઈના પુત્ર નજીરખાંએ પણ તાલીમ લઈ કુશળતા પ્રાપ્ત કરી હતી.

યુવાન વયે બંને બંધુઓ સ્વમાન દ્વારા દ્રવ્ય ઉપાર્જન કરવાના હેતુથી પ્રવાસે નીકળ્યા અને રજવાડાઓમાં ફરતા ફરતા તેઓ આવી ચડયા ગુજરાતમાં.

ત્યારે વાડાશિનોરમાં નવાબી રાજ્ય. તે સમયના નવાબ સાહેબ જોરાવરખાનજી (ઈ. સ. ૧૮૮૧-૧૮૯૯) નું શાસન હતું. તે વખતે એમના શાહજાદા મનાવરખાનજીનો લગ્નોત્સવ હતો. તે અવસરે કેટલાય સંગીતકારોનુ આગમન થયું હતું. આ બંને બંધુઓ પણ ત્યાં આવ્યા હતા.

દેશી રાજ્યોમાં લગ્નો થતાં એટલે ત્યાંના રાજા-મહારાજા ને નવાબો એની ઉજવણી ભવ્ય રીતે કરતા ને સમગ્ર પ્રજા પણ એ પ્રસંગનો રંગ માણતી ને આનંદના સાગરમાં ડૂબી જતી.

સંગીતની મહેફિલો જામતી ને રસ રેલાતો. આ પ્રસંગે પણ જુદાં જુદાં રાજ્યોના રાજવીઓ પધાર્યા હતા. તેમાં વાડાશિનોરની પાડોશમાં આવેલા લુણાવાડાના નરેશ સર વખતસિંહજી પણ પધાર્યા હતા. ગુજરાતના દેશી રાજ્યોમાંના રાજાઓ પૈકી તેઓએ જ સૌ પ્રથમ મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી. અંગ્રેજ રાજકર્તાઓમાં એ સન્માનિત થતા હતા. અંગ્રેજ સરકાર તરફથી એમને કે. સી. આઈ. ઈ. નો ખિતાબ અર્પણ કરવામાં આવ્યો હતો. સાહિત્ય, સંગીત ને કલાના પણ એ રસિયા હતા, ચાહક હતા, પ્રશંસક હતા. નવાબસાહેબ સાથે એમને ગાઢ મૈત્રી હતી.

આવેલા સૌ અતિથિ રાજવીઓને યોગ્ય ઊતારા આપવામાં આવ્યા હતા. ત્યાં આવેલા કલાકારો એમની પાસે જતા ને પોતાની સંગીતકલાનું રસદર્શન કરાવતા. રાજવીઓ એ કલાને ને તેના સ્વામીને સન્માનતા.

મથુરાની સંગીતકાર બંધુબેલડીએ પણ એક રાતે અવસર મળતાં મહારાણા વખતસિંહજી પાસે મન મૂકીને ગાયું. તેઓ મંત્રમુગ્ધ થયા, સન્માન કર્યું ને પોતાના રાજ્યમાં આવવા માટે નિમંત્રણ આપ્યું—ભાવભર્યું, સ્નેહભર્યું.

લગ્નોત્સવ ઉજવાઈ ગયો. સૌ અતિથિઓએ વિદાય લીધી. બંને બંધુઓ પણ લુણાવાડાનરેશનાં નિમંત્રણ મુજબ લુણાવાડા ગયા.

રાજ્ય તરફથી એમનો સત્કાર થયો ને ઉસ્તાદ ગુલદીનખાંની દરબારી ગાયક તરીકે નિયુક્તિ થઈ. નજીરખાં નોકરી કરવા કરતાં સ્વતંત્ર રીતે પોતાની આજીવિકા મેળવવામાં માનતા હતા તેથી તેઓ ત્યાં રહ્યા નહિ. મહારાજાએ ગુલદીનખાંનું શિષ્યત્વ ગ્રહણ કર્યું હતું ને એમની પાસેથી તેઓ સિતારવાદન શીખવા લાગ્યા.

ખાંસાહેબ માત્ર સિતારવાદક જ ન હતા. તેઓ અચ્છા ગાયક હતા; વાગ્ગેયકાર હતા. એમની પાસે સંગીતની ચીજોનો અણખૂટ ભંડાર હતો ને એનો મુખપાઠ પણ હતો.

મહારાજા બીજે–ત્રીજે દિવસે એમનું સિતારવાદન સાંભળતા. એ દરમિયાન જ્યારે કોઈ સુંદર સ્વરથી એ મુગ્ધ બનતા ત્યારે તેઓ કહેતાઃ 'વાહ ખાંસાહેબ! શો નિષાદ છે! એ માટે તમને પુરસ્કાર મળવો જોઈએ.'

અને તે જ સમયે ઉસ્તાદને 'નિષાદ' માટે એક માસનો પગાર પુરસ્કાર રૂપે આપવા ખજાનચી હીરાલાલ મહેતાને હુકમ થતો.

બે ત્રણ દિન પછી પણ જ્યારે સુંદર સ્વર નીકળી જતા ત્યારે એ જ શિરસ્તા પ્રમાણે 'વાહ ખાંસાહેબ! શો પંચમ છે!' એમ કહી ખજાનચીને આજ્ઞા કરતાઃ 'હીરાલાલ મહેતા! ખાંસાહેબને એક મહિનાનો પગાર 'પંચમ' માટે આપી દો – પુરસ્કાર તરીકે.'

હીરાલાલ મહારાજની આજ્ઞાને બીજી સવારે અમલમા મૂકતા. આ પ્રમાણે એમને દરે મહિને જે પગાર મળતો તેથી અનેક ઘણા પુરસ્કાર પ્રાપ્ત થતા.

એક દિવસ હીરાલાલે ઉસ્તાદને મશ્કરીમાં પૂછયું : 'ઉસ્તાદજી! હજુ કેટલા સ્વર બાકી રહ્યા છે? મને કહી દો એટલે અગાઉથી જ નાણાં કાઢી રાખું.'

એ સાંભળીને ઉસ્તાદ હસ્યા ને બોલ્યા : 'હીરાલાલ! આ સંગીત તો સાગર જેવું છે. એમાં નિત્ય નવાં નવાં રત્નો સાંપડે છે અને કદરદાન નિત્ય નવાં રત્નોની ઇચ્છા કરે છે.'

આવા સંગીતનિપૂણ પિતાને ત્યાં કાલેખાંનો જન્મ થયો હતો મથુરામાં – ઈ. સ. ૧૮૬૦ માં. બાલ્યકાળથી જ પિતા પાસેથી સંગીતની તાલીમ પ્રાપ્ત થઈ હતી. ઉપરાંત હિંદી અને ફારસીનું શિક્ષણ પણ મળ્યું હતું.

ગુલદીનખાંએ સંસારનું સુખ ઓછું ભોગવ્યું હતું. બેતાલીસ વર્ષની વયે તેમનાં પત્ની બેહસ્તનશીન થયાં હતાં ને સંતાનમાં એક જ પુત્ર હતો – કાલેખાં.

પુત્ર ઉમરલાયક થતાં પિતાએ પોતાની સંગીતકલા પુત્રને શીખવી હતી. પુત્રનો વિદ્યાભ્યાસ પૂર્ણ થયા બાદ સંસારની જવાબદારી પુત્રને માથે નાંખી પોતે નિવૃત્ત થઈ ઇશ્વરપરાયણ જિંદગી ગુજારવા લાગ્યા ને ઈસ્લામ ધર્મના નિયમ મુજબ સમયસર મસ્જિદમાં જઈ નમાઝ પઢતા.

એમને સ્થાને રાજગાયક તરીકે કાલેખાં નિમાયા હતા.

થોડાક સમય બાદ ઉસ્તાદ ગુલદીનખાંએ પણ લુણાવાડાની ધરતી પર સંસારમાંથી વિદાય લીધી.

ઉસ્તાદ કાલેખાંએ પણ સંગીતસિદ્ધિનાં સોપાન સર કર્યાં હતાં ને પિતાથી પણ વિશેષ જ્ઞાન સંપાદન કર્યું હતું. તેઓ 'સરસ પિયા'ના ઉપનામથી વિવિધ રાગોમાં ઉસ્તાદી ચીજોની રચના કરતા ને જ્યારે એ ગાતા ત્યારે શ્રોતાઓને દિંગ કરી દેતા. તેમની કેટલીક રચનાઓ મરહુમ આફતાબે મૌસુકી ઉસ્તાદ ફૈયાઝખાં પણ ગાઈને અજબ રંગ જમાવતા. એ પૈકી એમણે ગાયેલી 'મુરલી બજાય મેરો મન' એ ચીજની રેકર્ડ પણ ઊતરી હતી. એમની આવી ઉર્દૂ લિપિમાં લખેલી સંગીતરચનાઓનો અપ્રગટ ગ્રંથ એમના સંગીતમર્મજ્ઞ પુત્ર ઉસ્તાદ ગુલામરસૂલખાં પાસે સંગ્રહાઈ રહ્યો છે જે વહેલી તકે પ્રસિદ્ધ થવાની જરૂર છે. તેમાં ધ્રુપદ, ધમાર, ઠુમરી, ખ્યાલ, તરાના વગેરે પ્રકારોની એમની મનમોહક રચનાઓ જળવાયલી છે.

'દરસ પિયા'ની એક કૃતિ છે:

'અકલ સબ જાને ઔર બેઅકલ આપ ભયો હૈ'

અપની કહેત ઔર કાહુકી ન માને.'

અંતરા

ઐસે બહોત દેખે 'દરસ' માનસ હમ

યા પૃથવીમેં ગુનિયન કી વિદ્યાકો નિકપ્ર વખાને.'

એનો ઉત્તર હાલેખાં ઉર્દૂ 'સરસ પિયા'એ આપ્યો છે:

'હોત કછુ જ્ઞાન જબ કોઉ ગુરનની સેવા કરત હે

નિસદિન ધરત મનમેં ધ્યાન.

અંતરા

'સરસ' થોરે દિનન કો યા જગમાંહી

ન કરીએ ગુમાન:

જો વિદ્યામાન સો નિરસ સરસ કો

ગિનત એક સમાન.'

કવિતા એ તો દર્પણ છે. એમાં કવિનાં સ્વભાવનું પણ દર્શન થાય છે. પોતે જ્ઞાની હોવા છતાં અન્યની સાથે કેવો વર્તાવ રાખવો એનું એ પોતાની કવિતામાં સૂચન કરે છે.

ગુજરાતી ઉપરાંત ઉર્દૂ, ફારસી અને સંસ્કૃતનું પણ એમણે સારું જ્ઞાન મેળવ્યું હતું. તેઓ વિદ્યાવ્યાસંગી હતા. તેમને પચાસ વર્ષની ઉમરે સંસ્કૃત શીખવાની અભિલાષા થઈ અને ત્યાંની સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક જયેશારામ શાસ્ત્રી પાસે શીખવા માંડયું હતું. શાસ્ત્રીજી પણ એમની પાસેથી સિતારવાદન શીખતા હતા. આમ બંને એક બીજાના ગુરુ અને શિષ્ય બન્યા હતા.

એમના અભ્યાસ માટે ઉર્દૂ અને સંસ્કૃતના ઘણા ગ્રંથો લુણાવાડા-નરેશે તેમને મંગાવી આપ્યા હતા. ખાસ કરીને સંગીતશાસ્ત્રના કેટલાંક પુસ્તકોનો એમણે સારો અભ્યાસ કર્યો હતો. રસકવિ જયદેવના અમર કાવ્ય ગીતગોવિંદની અષ્ટપદીઓ તેઓ સંગીતમય રીતે રજૂ કરી શ્રોતાઓને મુગ્ધ કરતા. અનેક સંસ્કૃત સુભાષિતોનો એમને મુખપાઠ

હતો. '**विद्या विवादाय...**' એ પ્રસિદ્ધ સંસ્કૃત સુભાષિત ઉપરથી એમણે ધ્રુપદની રચના હમીર રાગમાં કરી હતીઃ

'વિદ્યા લરાઈ ધન અભિમાન
બલ પરિજન હોત દુઃખદાઈ.'

એ સરળ હૃદયના સંગીતસ્વામીએ કેટલાંક સુંદર ભજનો પણ રચ્યાં હતાં. એમાંનુ એક ભજન અહીં રજૂ કર્યું છેઃ

'ભજન બિન કોઈ રે કામ ન આયો;...
ઐસો જનમ રતન ધૂરી ગવાયો....

ચુન ચુન કંકરી મંદર બનાયો, સોનેકા કલસ ચઢાયો;
મૂરત કો તો દેખન સબ હૈ, બોલનહાર ન પાયો. ભજન૦
ભાઈબંધ સબ કુટુંબ કબીલા, કોઈ સાથ ન આયો;
કમર કંદોરા ખોલ લિયો હૈ, નાગી દેહ જલાયો. ભજન૦
જૂઠી માયા, જૂઠા ખજાના, જૂઠો મોહ લગાયો;
બિના સુમરન કિયે નહિ નિસ્તારો, વૃથા જનમ ગવાયો. ભજન૦
રામનામ જપ લો રે ભાઈ! ફીર સમો નહિ પાયો;
કહેત '**સરસ**' તુમ સુનો સબ ભાઈ!
સુપિંકા સપનો સો પાયો. ભજન૦'

ખાંસાહેબ ધર્મે ને કર્મે મુસ્લિમ હતા છતાં એમણે શ્રીકૃષ્ણની પ્રેમભક્તિ દિલના પૂરા તલસાટથી ગાઈ છે. કૃષ્ણલીલા એ તો હતી એમના સંગીતની પરમ જ્યોત. એમાં શબ્દ અને સ્વરનો સુંદર સુમેળ સધાયો છે.

વીસમી સદીનો એ પૂર્વાર્ધ હતો. સંગીતકળાના પુનરુદ્ધારનો એ અણમૂલ સમય હતો. ત્યારે પં. વિષ્ણુ નારાયણ ભાતખંડે અને પં. વિષ્ણુ દિગંબર પલુસ્કર એ દિશામાં મહામૂલું કાર્ય કરી રહ્યા હતા. એક વખત મુંબઈમાં ઓચિંતો ભાતખંડેજી અને કાલેખાંનો ભેટો થઈ ગયો. તેઓ ઉસ્તાદની સંગીતકલાથી પ્રસન્ન હતા. ભાતખંડેજી

એ સમયે ગીતમાલિકા અને સ્વરમાલિકા તૈયાર કરી રહ્યા હતા. તેમાં બંને પંડિતોને વાદ થતાં કેટલીક સ્વરમાલિકાઓ ખાંસાહેબે સેજ વખતે ભાતખંડેને રચી આપી હતી – જે તેમને પ્રેરક નીવડી હતી. તેમણે હિંડોલની સરગમ સહજમાં તૈયાર કરી ભાતખંડેજીને ગાઈ બતાવી હતી.

ખાંસાહેબ કાલેખાં સ્વભાવે સરળ હતા. તેઓ સ્વમાનપ્રિય હતા. જ્યારે એમનું સ્વમાન ઘવાતું ત્યારે તેઓ પ્રતિકાર કરતા. એમનામાં સચ્ચાઈનો રણકો હતો. એ જ એમનું પ્રેરક બળ હતું.

તેમને જ્યારે જ્યારે બીજા રાજ્યોમાંથી નિમંત્રણ મળતાં ત્યારે ત્યારે તેઓ જતા–સંગીતકલાના પ્રદર્શન માટે પણ એક સ્વાભિમાની સંગીતસ્વામી તરીકે–સેવક તરીકે નહિ. તેઓ હમેશાં કહેતા કે હું સેવક તો છું પણ તે મહારાણા વખતસિંહનો.

વડોદરાના મહારાજા સર સયાજીરાવે તેમને નિમંત્રણ આપ્યું હતું. ડભોઈમાં તેમનાં સંગીતની બેઠક યોજાઈ હતી ને એમનું સંગીત સાંભળી પ્રસન્ન થઈ વડોદરાનરેશે એમની કલાની કદર પણ કરી હતી.

અમદાવાદમાં ધરમપુરના મહારાજા પ્રભાતદેવજીએ સંગીત પરિષદ નિમંત્રી હતી. તેમાં ખાંસાહેબને નોતર્યા હતા. એમાં એમણે પોતાનો કીર્તિધ્વજ ફરકાવ્યો હતો.

ઈશ્વરની ગતિ ગહન છે. માનવી તેનો પાર પામી શકતો નથી. ખાંસાહેબનું હૈયું વૈરાગ્ય તરફ ઢળી ચૂક્યું હતું. ઈ. સ. ૧૯૨૬ માં તેઓ પોતાના વેવાઈની ખબર જોવા ભરતપુર ગયા હતા. ત્યાં એમનાં મનમાં કોઈ અજબ મંથન જાગ્યું ને એક રાતે દૂધ પીવા જવાના બહાને અચાનક ચાલ્યા ગયા ને અદશ્ય થઈ ગયા. ત્યાર પછી એમની ભાળ મળી નથી.

કાલેખાંને સંતાનોમાં બે પુત્રો અને બે પુત્રીઓ. પુત્રોનાં નામ ગુલામરસૂલખાં અને ગુલામનબીખાં. ગુલામરસૂલખાંને એમણે પોતાના ઘરાણાની સંગીતકલાનુ શિક્ષણ આપ્યુ હતું અને સંસારને એમની

દ્વારા એક ઉત્તમ સંગીતસ્વામીની ભેટ આપી હતી. તેમનું પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ લુણાવાડામાં જ થયું હતું. એમણે હારમોનિયમ ઉપર અજબ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. એમની સંગીતકાર તરીકેની જ્વલંત કારકિર્દી ગૌરવ ભરી છે ને આજે પણ સાત દાયકાના આયુષ્યને આરે ઊભેલા ને નિવૃત્તિજીવન ગુજારતા એ વયોવૃદ્ધ સંગીતસ્વામીમાં એક યુવાનને શરમાવે એવી તાજગી છે, સંગીતનું પ્રેરક બળ છે. તેમના પુત્રો ગુલામઅહમદખાં અને શમીમઅહમદખાં – બંનેને પણ પિતાનો સંગીતવારસો મળ્યો છે. શમીમે તો સિતારવાદનમાં નૈપુણ્ય મેળવ્યું છે ને હજુએ જગપ્રસિદ્ધ સિતારવાદક પં. રવિશંકર પાસે સિતારની વિશેષ તાલીમ મેળવે છે – સાધના કરે છે.

---



ગણપતરાવ વસઈકર

લાંબી સફેદ દાઢી, એવી જ ભરાવદાર મૂછો, કપાળમાં તિલક, માથે દક્ષિણી પાઘડી, ને પ્રભાવશાળી મુખમુદ્રા જોનાર ઉપર પ્રભાવ પાડતા.

એમના જીવનનો ત્યારે સંધ્યાકાળ હતો. સાંભળનારને દિંગ કરે એવી હતી એમની શરણાઈવાદનની રસકલા. અજબ હતું એનું આકર્ષણ.

વડોદરામાં માંડવી પાસેના શ્રીપંઢરીનાથજીનાં મંદિરમાં એ મહાન વાદકની શરણાઈના સૂર સાંભળ્યા હતા—ચારેક દાયકા પહેલાં.

એમના પૂર્વજો વસાઈનિવાસી હતા ને એથી એમનું કુટુંબ વસઈકર તરીકે પ્રસિદ્ધ હતું. એમનો જન્મ થયો હતો વસઈ પાસેના અર્નાવા ગામે–તા. ૩૦–૧૦–૧૮૬૩ ના રોજ.

૭ એક વર્ષની ઉંમર હતી ત્યારે પિતાનો સ્વર્ગવાસ થતાં માતાજી બાળ ગણપતને લઈને વસઈ આવ્યાં હતાં ને મરાઠી શિક્ષણની શરૂઆત થઇ હતી. થોડુંક શિક્ષણ લીધા પછી વસઇનાં મંદિરનાં નગારખાનામાં શરણાઈવાદક તરીકે માસિક રૂપિયા સાતના દરમાયાથી નોકરીની શરૂઆત થઈ હતી. કયારેક કોક લગ્ન પ્રસંગે શરણાઈના સૂર છેડવા જવુ પડતું ત્યારે કંઇક પ્રાપ્તિ થતી, પણ એથી કામ ચાલતું નહિ. ખર્ચમાં તંગી તો પડતી જ.

મંદિરના વ્યવસ્થાપકો પૈકી એક જણ સંગીતનો શોખીન હતો. ગણપતરાવની શરણાઈના સૂરે એ મુગ્ધ થઈ જતો. એને લાગતું કે આ ઊગતા કલાકારને વિશેષ તાલીમ મળે તો એ નામ કાઢે. એણે પોતાનો એ વિચાર પોતાના સહકાર્યકર્તાઓ સમક્ષ વ્યક્ત કર્યો. સૌને ગળે વાત ઊતરી. તેમણે ગણપતરાવને માસિક સાત રૂપિયા શિષ્યવૃત્તિ આપીને વિશેષ તાલીમ માટે મુબઈ જવા કહ્યું. અને મુબઈમાં આવી ઉસ્તાદ નજીરખાં જેવા નામી સંગીતકારને મળતા આનંદ તો થયો પણ એ ઉસ્તાદના નિવાસસ્થાનની આજુબાજુનું વાતાવરણ વિચિત્ર લાગ્યું. ઘર પણ એક નાનકડી ગલીમા. તંગ વાતાવરણ, બેસુમાર

ગંદકી, ચારે બાજુ કલુષિતતા. ગણપતરાવને માટે એ અસહ્ય હતું. સાં ખ્હેવું શી રીતે ? પરંતુ સંગીતની તાલીમ લેવાની તીવ્ર ઉત્કંઠા હતી. એટલે મન ન માન્યું તોય વિચિત્ર પરિસ્થિતિમાં રહેવા માંડ્યું ને ઉસ્તાદની સેવાસુશ્રૂષા કરવા માંડી. ઉસ્તાદનો મિજાજ કડક હતો. વાત-વાતમાં ક્રોધનો પારો ઊંચો ચડી જાય. ગમે તેવા કડવા વેણ કહી સંભળાવે પણ ગણપતરાવ મૂંગે મોએ એ બધું સહન કરે. ઘરમાં ઝાડુ વાળવાથી માંડીને ઉસ્તાદની થૂંકદાની સાફ કરવા સુધીની પણ કામગીરી બજાવે. એમાં જરાય ઉચાટ ન આવે ને છતાં ય ઉસ્તાદ મન મૂકીને શીખવે નહિ. મદિરામાં ચકચૂર હોય. ઘણીવાર તો મોડી રાતે ઘેર આવે. આવા સંજોગોમાં ગણપતરાવનું મન મુઝાઇ જતું. આત્માને વેદના થતી.

પરિસ્થિતિ અસહ્ય થઇ પડી. એક દિવસ તો રહેવાયું નહિ. એ ઉપડી ગયા ઉસ્તાદની એક શિષ્યાને ત્યાં. એ સારી ગાયિકા હતી. ત્યાં જઇ મનની વાત કહી સમજાવી. એણે ગણપતરાવના સંગીત-શિક્ષણમાં દિલચસ્પી લેવા માટે ઉસ્તાદને ભલામણ કરી ને ઉસ્તાદે તે પછી નિયમિત તાલીમ આપવા માંડી. કેટલોક સમય ત્યાં તાલીમ લઇ એમણે વતનનો માર્ગ લીધો. વતનમાં આવીને સૌની સમક્ષ ઉસ્તાદે આપેલી તાલીમના પેટ ભરીને વખાણ કર્યાં. પોતાને પડેલી મુશ્કેલીઓનો ખ્યાલ સરખોય કોઇને ન આપ્યો. ત્યારબાદ તેમણે બંકુ નાના નામના પ્રસિદ્ધ તબલાવાદક પાસે તબલાવાદનની પણ ઉત્તમ તાલીમ મેળવી હતી.

પં. વિષ્ણુ દિગમ્બર પલુસ્કર ગણપતરાવની શરણાઇવાદનની કલા પર મુગ્ધ હતા. એમને લાગતું કે આવો પ્રતિભાસંપન્ન શરણાઈ-વાદક અન્ય બીજો કોઇ દેખાતો નથી. પોતે એક સમર્થ સંગીતકાર હોવા છતાં પાછલી અવસ્થામાં તે ધાર્મિક કીર્તનો કરતા. એમાં જ એમનું દિલ સદાયે મગ્ન રહેતું. એક વખતે નાસિકમાં એમનાં કીર્તનોનો કાર્યક્રમ હતો. વડોદરાથી તેમણે ગણપતરાવ વસઇકર અને તેમના શિષ્ય ગોવિંદરાવ શિંદેને બોલાવ્યા હતા. જાણીતા

પખવાજવાદક ગોવિંદરાવ બરહાનપુરકર પણ ત્યાં હાજર હતા. કાર્યક્રમ શરૂ થયો ત્યાં ગોવિંદરાવ પખવાજ બજાવવા બેસી ગયા. ગણપતરાવને એમના વાદનમાં કંઈક ઉણપ લાગી. પણ આવા નામી કલાકારને કહેવું શી રીતે? આખરે એક યુક્તિ સૂઝી. તેમણે ગોવિંદરાવને કહ્યું: 'ગોવિંદરાવજી! આપે તો ઘણા દિવસ સેવા કરી. હવે મારા જેવાને કંઇ લાભ લેવા દો.'

ગોવિંદરાવે એ માગણીનો સ્વીકાર કર્યો ગણપતરાવ તબલા બજાવવા બેસી ગયા. તે પ્રસંગે એમની તબલાવાદનની અનોખી કલા જોઇ સૌ મંત્રમુગ્ધ થઇ ગયા. પં. વિષ્ણુ દિગમ્બર પલુસ્કર તો એમને ભેટી પડ્યા ને બોલ્યા 'શરણાઈના તો તમે સ્વામી છો એ હું જાણું છું પણ તબલાવાદનમાં તમારી અજબ પ્રતિભા ઝળકી ઊઠે છે એ તો આજે જ જોયું-અનુભવ્યું.'

બીજો પણ એક પ્રસંગ જાણવા જેવો છે. એક વખત કોઇ કીર્તનકારના કીર્તન પ્રસંગે ગણપતરાવને તબલા બજાવવાનો પ્રસંગ આવ્યો દિલના પૂરા તલસાટથી એમણે તબલા વગાડયા ને કીર્તનકારનું કીર્તન દીપી ઊઠ્યું. શ્રોતામંડળ આનંદવિભોર થઈ ગયું. કીર્તનકારની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ એણે અંતરના ઉલ્લાસથી, ઊર્મિના આવેગથી પોતાનો જરીનો દુપટ્ટો ગણપતરાવને ભેટ આપી દીધો.

આમ તેઓ ગાયક હતા, વાદક હતા, કીર્તનકાર હતા, સંગીતકાર હતા. તેમણે ભારતના પ્રથમ પંક્તિના સંગીતસ્વામીઓ-પં. ભાસ્કરબુવા બખલે, ગાયનાચાર્ય વિષ્ણુ દિગમ્બર પલુસ્કર, ઉસ્તાદ ફૈયાઝખાં, સિતારવાદક ઇનાયતખાં, ફિડલવાદક શંકરરાવ ફાટક વગેરે સાથે તબલા પર સંગત કરી હતી. જ્યાં જ્યાં એ ગાયક-વાદકની તબલા પર સંગત કરતા ત્યાં ત્યાં મહેફિલ અજબ રંગ પર ચડતી.

તેઓ નિત્ય દશ-બાર કલાક શરણાઇવાદનનો રિયાઝ કરે. એમણે નજીરખાં જેવા સંગીતકસબી પાસે શીખેલું ઉચ્ચ કક્ષાનું ગાયકી અંગ શરણાઈમાં તંતોતંત ઊતાર્યું. ગાયકની ગાયકી જેવું એમનું શરણાઈ-

વાદન થતું. અનેક સ્થળે એમનાં શરણાઈવાદનના કાર્યક્રમો યોજવ-લાગ્યા. હૉલમાં એમનું શરણાઈવાદન ચાલતું હોય તો બહારના શ્રોતાને એમ જ લાગે કે કોઇ ગાઇ રહ્યું છે. એવી અજબ હતી એમની શરણાઈવાદન કલાની તાસીર.

એક વખત તેઓ પોતાના ઉસ્તાદ નઝરખાંને શરણાઈ સંભળાવવા મુંબઈ ગયા હતા. ઉસ્તાદ એમની શરણાઈ સાંભળી અત્યંત પ્રસન્ન થયા. એમણે ગણપતરાવને કહ્યું કે મેં તો તને ગાયકીની તાલીમ આપી હતી ને તું તો શરણાઈના રંગ રેલવા લાગ્યો.

શિષ્યે વિનમ્ર ભાવે ઉત્તર આપ્યો: 'ઉસ્તાદજી! મેરા ઘરાના શરણાઇ કા હૈ. ઇસ લિયે મૈંને રિયાઝ કિયા શરણાઇવાદન કા.'

ઉત્તર સાંભળી ઉસ્તાદે જણાવ્યું: 'ભારતભર મેં શાસ્ત્રીય ઢંગસે શરણાઈ બજાનેવાલા કોઈ મેરી નજર મેં હૈ નહિ. તેરા નામ દેશ-ભર મેં રોશન હોગા. મેરા આશીર્વાદ હૈ.'

ગુરુજીના આશીર્વાદ મેળવી તેમણે સમગ્ર દેશમાં પ્રવાસ કરવા માંડ્યો ને એમની કીર્તિસુવાસ ફૂલની ફોરમ પેઠે ફોરવા લાગી. પૂના, નાગપુર, કોલ્હાપુર, ઇન્દોર થઇ એ ગ્વાલિયર ગયા. તે સમયે મહારાજા માધવરાવ સિંધિયાના રાજ્યાભિષેકનો પ્રસંગ હતો. એ મંગળ પ્રસંગને દેદીપ્યમાન કરવા માટે અઢારસો જેટલા ગાયકો–ગાયિકાઓ, વાદકો, નર્તકો–નર્તકીઓને નોતરવામાં આવ્યા હતા.

એ બધાંની હાજરીમાં કાર્યક્રમની શરૂઆત થઈ–શરણાઈના મંગલ વાદ્યથી. ગણપતરાવની અનોખી વાદનકલાથી સૌ કોઈ મુગ્ધ થઈ ગયું. પ્રારંભમાં સામાન્ય રીતે શરણાઈવાદકો પ્યા પ્યા કરીને વગાડે છે તે રીતે ગણપતરાવે સૂરમાં વગાડી રાગ આલાપ કર્યા.

સૌ સંગીતકારોની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ. એક બે અગ્ર-ગણ્ય સંગીતસ્વામીએ તો કહ્યું: 'પ્યા પ્યા બજનેવાલી ચીજ કો આપને સુરીલી કર દી હૈ. ઇસ પર આપકા શરણાઇવાદન કૈસા હોગા ઈસકા હમે ખ્યાલ હોતા હૈ.' અને શરણાઇવાદન સાંભળી

ખુદ માધવરાવ મહારાજ અને એમના દરબારીઓ તથા કલાકાર મંડળી-સૌ કોઇ દિંગ થઇ ગયું- વાદકના ગાયકી ઢંગથી, અને મહારાજાએ બક્ષિસ અને પોષાક આપી શરણાઇના એ સ્વામીનું સન્માન કર્યું. ભારતભરમાં રંગમંચ ઉપર અને રાજદરબારમાં શરણાઇવાદનનો જો કોઇએ પ્રારંભ કર્યો હોય તો તે ગણપતરાવે જ કર્યો હતો.

વડોદરાનરેશ સર સયાજીરાવે ગણપતરાવની કીર્તિ સાંભળી તેમને વડોદરા આવવાનું નિમંત્રણ આપ્યું હતું. તે અનુસાર તેઓ વડોદરા આવ્યા અને દરબારમાં એમની શરણાઈ સાંભળી મહારાજાની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ, ને તેમને ત્યાં રાજ્યાશ્રય મળ્યો.

ત્યારે વડોદરા સંગીતનું કેન્દ્ર હતું. રાજ્યાશ્રય પામેલા ઊચ્ચ કોટિના ગાયકો, ગાયિકાઓ, વાદકો, નર્તકો-નર્તકીઓ, કીર્તનકારો વગેરેનો તો જાણે મેળો મળ્યો હતો. ગણપતરાવને પણ એ સૌ કલાકારોમાં સ્થાન મળ્યું ને ગુજરાતભરમાં એમનુ નામ પ્રસિદ્ધ થયું.

ઈ. સ. ૧૯૧૪મા સયાજીરાવ મહારાજે ગણપતરાવને કહ્યું : ‘ગણપતરાવ ! પાશ્ચાત્ય દેશનાં વાદ્યો આપણા દેશમાં વધવા લાગ્યાં છે, અને આપણા દેશના મૂલ્યવાન વાદ્યોનો લોપ થઈ રહ્યો છે. માટે તમે તમારા જેવા નિષ્ણાત ને નિષ્ઠાવાન શરણાઇવાદકો તૈયાર કરો.’

ત્યારે શરણાઇવાદકો પોતાની મરજી મુજબ શરણાઇ વગાડતા પણ એમાં કોઇ પદ્ધતિ ન હતી. લગ્નપ્રસંગોએ તેઓ જતા ને રોજી મેળવતા. આથી પદ્ધતિસરની તાલીમ આપી નિષ્ણાત વિદ્યાર્થીઓ તૈયાર કરવાના આશયથી શ્રીમંત સરકારના આશ્રયથી શરણાઇવાદન પાઠશાળાની સ્થાપના થઈ. એમાં ચાર શિષ્યવૃત્તિઓ રાખવામાં આવી. પાંચ વર્ષનો અભ્યાસક્રમ યોજવામાં આવ્યો. ઘણા વિદ્યાર્થીઓએ એમાં પ્રવેશ કર્યો. અને એ અભ્યાસક્રમ માટે ગણપતરાવ પાસે મહારાજા-સાહેબે ચાર પુસ્તકો તૈયાર કરાવ્યાં ને તે પ્રસિદ્ધિનો પ્રકાશ પણ પામ્યાં. કદાચ ભારતમાં શરણાઈવાદન વિષેનાં એ પ્રથમ જ પુસ્તકો રચાયાં હતાં. એ શરણાઇની શાળામાં અનેક વિદ્યાર્થીઓએ શિક્ષણ મેળવી નિપૂણતા પ્રાપ્ત કરી છે.

ઈ. સ. ૧૯૧૬ માં વડોદરામાં પ્રથમ અખિલ ભારતીય સંગીત પરિષદ ભરાઇ હતી, ત્યારે એમાં ભાગ લેવા માટે ભારતભરમાંથી અનેક નામી સંગીતકારો આવ્યા હતા. પરિષદનું ઉદ્‌ઘાટન શ્રીમંત સયાજીરાવે કર્યું હતું ત્યારે રંગમંચ ઉપર કાર્યક્રમનો પ્રારંભ ગણપતરાવના શરણાઈવાદનથી થયો હતો. સમગ્ર પરિષદનું સંચાલન ચતુરશિરોમણી પંડિત વિષ્ણુ નારાયણ ભાતખંડેએ કર્યું હતું. એ પ્રસંગે સૌ સંગીત-સ્વામીઓએ ગણપતરાવના શરણાઈવાદનને વધાવી લીધું હતું ને આવો શરણાઇનો સ્વામી વડોદરામાં હોવા માટે વડોદરા પણ ત્યારે ગૌરવાન્વિત બન્યું હતું.

વડોદરાની શરણાઈવાદન શાળાની ને એના અધ્યાપકની વાતો સાંભળી ભારતભરમાંથી અનેક જીજ્ઞાસુ વિદ્યાર્થીઓ વડોદરામાં આવવા લાગ્યા. તે માટેના કેટલાક ગરીબ વિદ્યાર્થીઓને ગણપતરાવજી પોતાના ઘરમાં રાખી શરણાઇનું શિક્ષણ આપતા. કોઇ પણ જાતનું વેતન લેતા નહિ. ઉપરથી દૂધ પીવાના પૈસા પણ આપતા.

દિલ્હી, બનારસ, લખનૌ, મુંબઈ વગેરે વિવિધ સ્થળોએ ભરાયેલી અખિલ ભારતીય સંગીત પરિષદના પ્રસંગોએ એના યોજકો તરફથી ગણપતરાવજીને સુવર્ણ ચંદ્રકો એનાયત કરી તેમનું બહુમાન કરવામાં આવ્યું હતું.

અમદાવાદમાં ઈ. સ. ૧૯૨૪ માં રાષ્ટ્રીય સંગીત મંડળના આશ્રય હેઠળ ગાંધર્વ મહાવિદ્યાલયની ૬ઠ્ઠી સંગીત પરિષદ યોજાઇ હતી. ત્યારે ગણપતરાવ પોતાની શિષ્યમંડળી સાથે અમદાવાદ આવ્યા હતા. તે વખતે ગાંધીજીએ ઉચ્ચ કોટિના સંગીતકારોને સાબરમતી આશ્રમમાં નોતર્યા હતા અને આશ્રમના રંગમંચ ઉપર તેમનો શરણાઇવાદનનો કાર્યક્રમ સાંભળી પ્રવચન દ્વારા તેમને બિરદાવ્યા હતા ને તેમને તથા તેમના શિષ્યોને પોતે વણેલી ખાદીનાં વસ્ત્રો પ્રેમપૂર્વક ભેટ આપી નવાજ્યા હતા. ઉપરાંત એ સૌને આશ્રમમાં એક દિવસ અતિથિ તરીકે પણ રાખ્યા હતા.

પોતાના આશ્રિત સંગીતસ્વામીની પ્રસરતી ખ્યાતિથી સયાજીરાવ

મહારાજને ઘણો આનંદ થતો. તે શ્રીમંતના અતિ કૃપાપાત્ર હતા. તેઓ અસગોપાત રાજમહાલયમા એમના શરણાઇવાદનનો કાર્યક્રમ રખાવતા.

વડોદરા રાજ્યમા ત્યારે ફાગણ માસમા શ્રીમંત જન્મોત્સવ સારી રીતે ઉજવાતો ને તે દશ દિવસ સુધી ચાલતો. તે વખતે સમગ્ર દેશમાથી ઉચ્ચ કોટિના ગાયકો–વાદકો ને નર્તકો–નર્તકીઓને નોતરવામા આવતા ને નિત્ય રાજમહાલયમા રાત્રે નવથી બાર વાગ્યા સુધી સગીતના જલસા થતા. તે સમયે મહારાજાસાહેબ ગણપતરાવને પોતાની પાસે બેસાડતા ને સૌ કલાકારોની માહિતી પૂછી લેતા.

ગણપતરાવની મુખમુદ્રા પ્રભાવશીલ હતી. સ્વભાવે તેઓ સરળ અને વિનમ્ર હતા. એમનુ શરીર સુદૃઢ હતુ મનોબળ મજબૂત હતું. તેઓ નિયમિત સધ્યાકાળે પાચ–૭ માઈલ ફરવા જતા. એક દિવસ સાજે તેઓ જઇ રહ્યા હતા તે જ સમયે મહારાજાસાહેબ પણ મોટરમા ફરવા નીકળ્યા હતા. એમણે વસઈકરને નિહાળી મોટર થભાવી ને એમને બોલાવી માર્ગમા જ સારો એવો સમય વાતચીત કરવામા ગાળ્યો.

તેમણે ઘણા ગ્રથો અવલોક્યા હતા રામાયણ તો એમનો પ્રિય-ગ્રંથ હતો ને રામચદ્રજી હતા એમના આરાધ્ય દેવ. એમને વિદ્વાનો ને સતોનો સમાગમ અધિક ગમતો.

સયાજીરાવ મહારાજે દરબારમા એમને ' કલાજ્યોતિ ' ની પદવી એનાયત કરી રાજચિહ્ન અને મોટુ પદક તથા પોશાક અર્પણ કરી એમને સન્માન્યા હતા, ને દરબારમા એમની ખુરશી કાયમ માટે નિયુક્ત થઈ હતી.

મુબઇના વિખ્યાત શિલ્પકાર પદ્મશ્રી રઘુનાથરાવ કૃષ્ણ ફડકેએ તબલાવાદનનું શિક્ષણ ગણપતરાવજી પાસે લીધેલુ ને એ વાદનકલામા પોતાના ગુરુ જેટલા જ નિષ્ણાત છે. હાલ તેઓ ધારમા રહે છે. તેઓ શિલ્પી અને તબલાવાદક ઉપરાત સારા વિદ્વાન લેખક પણ છે ને બહોળું શિષ્યમડળ ધરાવે છે. આજે સાડા છ દાયકાને આરે ઊભેલા એ શિષ્ય પોતાના ગુરુને યાદ કરતા ગૌરવ અનુભવે છે.

તબલાવાદનની તાલીમ લેનાર બીજા ગણનાપાત્ર શિષ્ય હતા

બાબુરાવ રત્નપારખે. તેઓ વડોદરા રાજ્યની વૃંદવાદક મંડળીના તબલા-વાદક હતા. ત્રીજા પણ એવા જ શિષ્ય કાશીનાથ બિડવે વડોદરાની તે સમયની રાજગાયિકા લક્ષ્મીબાઈ જાધવ સાથે તબલા પર સંગત કરતા હતા. ઉપરાંત નાગપુરના સંત બાપુરાવ ગુરુની પણ એ શિષ્ય-મંડળીમાં ગણના કરી શકાય.

એવી જ રીતે એમની પાસેથી શરણાઇની તાલીમ લઇ તૈયાર થયેલા એમના નોંધપાત્ર શિષ્યોમાં સ્વ. નરહરિરાવ પંડિત, સ્વ. ગણપતરાવ બિડવે, સ્વ૦ શંકરરાવ પેટવાદકર, ગોવિંદરાવ શિંદે, ભગવંતરાવ વાઘમારે વગેરેનો સમાવેશ થાય છે.

એ મહાન શરણાઈવાદકની શારીરિક સંપત્તિ સારી હતી એટલે તેમણે સિત્તેર વર્ષની ઉમર સુધી વડોદરા રાજ્યની સેવા બજાવી હતી અને ત્યારબાદ પણ એમની કદરદાની રૂપે એ જીવ્યા ત્યાંસુધી આખોયે પગાર એમને નિવૃત્તિવેતન તરીકે અપાતો હતો.

અહીં એક વાત નોંધવા જેવી છે કે શ્રીમંત સયાજીરાવ મહારાજને કલાકારો પ્રત્યે અજબ અનુરાગ હતો ને તેમણે ખાસ વટહુકમ કરાવ્યો હતો કે કલાવંત ગુણીજનો માટે નોકરીમાં ઉમરનો જરાય બાધ ન લેતાં જ્યાં-સુધી તેઓ કાર્ય કરવા શક્તિમાન હોય ત્યાંસુધી તેમને નોકરીમાં ચાલુ રાખવા. અને એનો લાભ ઘણા કલાવંતો-ગુણીજનોને મળ્યો પણ હતો.

શરણાઈના એ સ્વામીએ જીવનનો છેલ્લો દોઢ દાયકો કેવળ પ્રભુના ગુણાનુવાદ ગાવામાં જ ગાળ્યો હતો. શ્રીપંઢરીનાથજી સમક્ષ એક સાચા ભક્તની ભક્તિ પ્રગટતી-શરણાઈના સૂરોમાં. એમની એ તદ્રુપતા અનોખી હતી. આજે પણ એ દૃશ્ય આંખ આગળ ખડું થઈ જાય છે. સાડા આઠ દાયકાનું દીર્ઘાયુષ્ય ભોગવી વડોદરાને જ પોતાનું વતન માની, અનેક શિષ્યમંડળીમાં પોતાની વાદનકલા ઊતારી એ કલાકસબીએ-સંગીતના શિરોમણિએ તા. ૨૫-૧૦-૪૮ ના રોજ આ સંસારમાંથી વિદાય લીધી હતી. ત્યારે અનેક સંગીતપ્રેમીઓની આંખો આંસુથી ભીની થઇ ગઇ હતી. આજે પણ અનેક સંગીત-રસિયાં એમની મહાનુભાવિતાને યાદ કરે છે.

---

મહાન ગાયક દલસુખરામનો જન્મ થયો હતો મહેસાણા પ્રાંતના વિજાપુર તાલુકાના સોખડા ગામમાં—ઈ. સ. ૧૮૬૪માં. પિતાનું નામ વસ્તારામ. તેઓ તથા તેમના મોટા પુત્ર ચેલારામ બંને સંગીતના પ્રખર ઉપાસક હતા તેમજ જૂનાગઢ દરબારમાં ગાયક હતા.

દલસુખરામની ઉંમર પાંચ વર્ષની થઈ ત્યારે પિતા અને મોટાભાઈ સાથે જૂનાગઢ ગયા હતા ને ત્યાં શિક્ષણ લેવા માંડયું હતું. ગુજરાતી પાંચ ધોરણ સુધી તેમણે અભ્યાસ કર્યો અને ઉર્દૂ અને હિંદી પણ મૌલવી સાહેબ પાસેથી શીખી લીધું.

નાનપણથી જ દલસુખરામને સંગીત પ્રત્યે અભિરુચિ. ઘરનું વાતાવરણ પણ સંગીતમય. પિતા અને વડીલ બંધુ પાસેથી તાલીમ મળતી. ઉપરાંત ગુર્જરરંગભૂમિના વિખ્યાત નટવર્ય જયશંકર ભોજક 'સુંદરી'ના દાદાજી ત્રિભુવનદાસ ભોજક પણ એક પ્રખર ધ્રુપદગાયક હતા. તેમની જૂનાગઢ દરબારમાં અવરજવર રહેતી. તેમની પાસેથી પણ તેમને સંગીતશિક્ષણનો લાભ મળ્યો હતો અને બંદિશની ચીજો શીખ્યા હતા. વળી આદિત્યરામ જેવા નામી સંગીતસ્વામી પાસેથી એમણે પખવાજવાદનમાં નિપૂણતા મેળવી હતી.

ત્યારે જૂનાગઢના નાગરવાડામાં એક પ્રસિદ્ધ વ્યાયામમંદિર. એમાં બાળકો અને યુવાનોને કાયાને સુદૃઢ કરવાની તાલીમ મળતી. તેમાં ભાલા, ઢાલ, લકડીપટા, નિશાનબાજી, મલખમ, દંડ, કુસ્તી વગેરે શીખવાડવામાં આવતું. એ અખાડાનો લાભ પણ દલસુખરામને સારો મળ્યો હતો.

ચૌદેક વર્ષની ઉંમરથી તેઓ ચેલારામ સાથે દરબારમાં જતા ને ગાયક તરીકે તેમની સંગત કરતા.

ત્યારે જૂનાગઢની ગાદીએ નવાબ બડે મહોબ્બતખાનજી વિરાજતા હતા. તેઓ પોતે કુશળ સંગીતકાર હતા. તેમની પાસે ગંડો બંધાવી

તેઓ તેમના શિષ્ય થયા હતા. તેમને દલસુખરામ ઉપર અપાર મમતા હતી ને એમણે શિષ્યને એક બાજુ કુશળ ગાયક ને વાદક બનાવ્યા અને બીજી બાજુ શિકારમાં પણ પોતાની સાથે લઈ જઈ તલવાર, બંદૂક ને તમંચો વાપરતાં શીખવ્યું.

એકવાર તેઓ નવાબસાહેબ સાથે શિકારે ઉપડ્યા હતા. શિકાર હરણનો કરવાનો હતો. તેમને લાગ્યું કે નિર્દોષ પ્રાણીઓને મારવાં ઠીક નહિ. તેથી હવામાં બંદૂક ફોડી હરણને નસાડી મૂકયાં. એ જોઈ નવાબસાહેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ. એમાંથી ઊગરવા તેમણે નદીમાં ઝંપલાવ્યુ ને સામે પાર જઈ વનની વનરાઈમાં સંતાઈ ગયા. નવાબસાહેબ શિકાર કર્યા વિના પાછા ફર્યા.

ત્યાર પછી કેટલાક સંગીતકારો જૂનાગઢની મુલાકાતે આવ્યા હતા. દરબારમાં એમનાં સંગીતનો કાર્યક્રમ યોજાયો હતો. તેમનું સંગીત શ્રવણ કરતાં તેમને દલસુખરામની ખોટ સાલી. તેમને લાગ્યું કે જો અત્યારે એ અહીં હાજર હોત તો આ બધાને પોતાનું પાણી બતાવી મહાત કરત. તેમણે માફી બક્ષવાનાં વચન સાથે તેમની શોધ કરાવી ત્યારે ગિરનારની ગુફામાં વસતા સાધુઓનાં મંડળમાંથી તેઓ સાધુવેશે મળી આવ્યા. તેઓ દરબારમાં હાજર થયા ને નવાબસાહેબનાં ફરમાન મુજબ એમણે બે કલાક સુધી અનોખું સંગીત પીરસ્યું ને આવેલા સંગીતકારોને મહાત કર્યા. એમના ગાયા પછી એમાંના કોઈની સંગીત રજૂ કરવાની હિંમત ચાલી નહિ. નવાબની પ્રસન્નતાનો પાર ન રહ્યો.

તે જમાનામાં ઘણા સંગીતકારો જૂનાગઢના નવાબનાં નિમંત્રણથી આવ્યા હતા ને કેટલાક તો ઘણો સમય ત્યાં રહ્યા પણ હતા. એવા ગાયકો–વાદકોમાં બહાદુરસેન, લાલસેન, નવાબસેન, નિહાલસેન, અમૃતસેન, મુરાદખાં, મહમદઅલીખાં વગેરેનો સમાવેશ થતો. આવા પ્રખર સંગીતસ્વામીઓને કારણે ત્યારે જૂનાગઢના દરબારમાં સંગીતની અજબ મહેફિલ જામતી. દરબાર ઉપરાંત પુષ્ટિમાર્ગીય હવેલી

તેમજ રણછોડજીનાં મંદિરમાં પણ ત્યારે એ સંગીતની અસર પહોંચી ગઈ હતી.

સંગીતસ્વામી આદિત્યરામ અને પ્રજ્ઞાચક્ષુ ગટ્ટુલાલજી પણ ત્યારે જૂનાગઢમાં જ હતા.

દલસુખરામને આ બધી સંગીતવિભૂતિઓનો લાભ ઓછેવત્તે અંશે મળ્યો હતો.

ઇ. સ. ૧૮૮૬માં સ્વ. દયાશંકર વસનજી ગિરનારાની પ્રસિદ્ધ નાટ્યસંસ્થા–મુંબઇ ગુજરાતી નાટક મંડળી જૂનાગઢ આવી હતી. એમાં સંસ્થાના આગ્રહથી તેઓ દિગ્દર્શક તરીકે જોડાયા હતા. ત્યાં એ ત્રણ વર્ષ કાર્ય કર્યા પછી તેમને તે વખતના પ્રસિદ્ધ નાટ્યકાર સ્વ. વાઘજીભાઇ ઓઝાની મોરબી આર્ય સુબોધ નાટક મંડળીનુ નિમંત્રણ મળ્યું ને તેનો તેમણે સ્વીકાર કર્યો–પોતાની સંગીતાભિરુચિને નાટ્યસંસ્થામાં વેગ મળશે એ ઉદ્દેશથી.

ઇ. સ. ૧૮૮૯ થી ૧૮૯૪ એ પાચ વર્ષ દરમિયાન રંગભૂમિ પર વિવિધ ભૂમિકાઓ ભજવી એક કુશળ અભિનેતા તરીકેનુ સ્થાન પ્રાપ્ત કર્યું. 'રાણકદેવી–રા'ખેંગાર 'મા રા'ખેંગાર, 'ત્રિયારાજ 'મા ગોરખ, 'જગદેવ પરમાર 'મા જગદેવ, 'ત્રિવિક્રમ 'મા ત્રિવિક્રમ, 'ચંદ્રહાસ 'માં કુલિંદસિંહ, 'વીરબાળા 'મા ઔરંગઝેબ અને 'વિબુધ-વિજય 'માં ગુરુ–એ સૌ ભૂમિકાઓમા એમણે અજબ કૌશલ દાખવ્યુ હતુ. ઉપરાંત એ નાટકોનુ સંગીતનિયોજન પણ કર્યું હતુ ને કેટલાક નાટકોનુ દિગ્દર્શન પણ સંભાળ્યુ હતુ. એમના દિગ્દર્શન નીચે કેટલાક નામી નટો પણ તૈયાર થયા હતા એમા સ્વ. ચિમનલાલ ભૂધરદાસ ભોજક તેમજ ગોવિંદરાવ જેવાનો સમાવેશ થાય છે. ચિમનલાલ તો પાછળથી ભાવનગર દરબારની મદદથી લંડન જઇ બેરિસ્ટર થઇ આવેલા અને ભાવનગર રાજ્યમા તેમને સારુ સ્થાન પ્રાપ્ત થયુ હતું. એમણે પોતાના હાથમા દિગ્દર્શક તરીકેની જવાબદારી આવ્યા પછી રિહર્સલો કરાવવા ઉપરાન ગાયનોની તરજો બાંધી હતી અને નૃત્ય

નિયોજન પણ સંભાળ્યું હતું. વેષભૂષામાં પણ તેમની જ પસંદગી કામ લાગતી. સંસ્થાના માલિકો વાઘજીભાઇ ઓઝા અને મૂળજીભાઇ ઓઝાનાં દિલ તેમણે જીતી લીધાં હતાં–પોતાની બહુવિધ કાર્યદક્ષતાથી.

કસરતબાજ કાયા, નરશાર્દૂલ જેવી મુખાકૃતિ, તેજસ્વી ભાલ, ગાલ પર થોભિયા ને વળવાળી મૂછો, માથે સાફો, બુલંદ અવાજ–એ બધાંથી ઓપતું એમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી લાગતું.

એકવાર નાટ્યસંસ્થા વડોદરામાં હતી. મુકામ હતો મોરબી થીએટરમાં. ત્યારે વડોદરાના રાજ્યગાયક હતા ઉસ્તાદ મૌલાબક્ષ. દલસુખરામનાં સંગીતે તેમને આકર્ષ્યા હતા ને તેમની સંગીતશાળાના કેટલાક વિદ્યાર્થીઓના અતિ આગ્રહથી તેઓ નાટક નિહાળવા ગયા હતા.

નાટકનો પડદો ઊપડ્યો ને દલસુખરામે દેખા દીધી–સૂત્રધારની વેશભૂષામાં–ગાતાં ગાતાં. સ્થાયી, અંતરો, સંચારી ને આભોગ એ ધ્રુપદનાં ચાર ચરણ પૂર્ણ થતાં તેમણે લયકારીનો પ્રકાર શરૂ કર્યો. હારમોનિયમ, પખવાજ અને સારંગીના અવાજને દાબીને તેમનો મેઘરાજનાં ગર્જન સમો અવાજ તારસપ્તકના પંચમની પરાકાષ્ઠાએ પહોંચ્યો.

અને સંગીતના જાણકાર મૌલાબક્ષ સમી મહાન વ્યક્તિ પ્રેક્ષક-ગણમાં હોય પછી તો એના હૈયાને આવી અનોખી સંગીતકલા સ્પર્શ્યા વિના કેમ રહે? એમનાથી ઉદ્‌ગારો નીકળી ગયા; 'સુભાન-અલ્લા! કયા કસબ હૈ–લાજવાબ. કમાલ કર દિયા. આફરીન!' એટલું બોલતાં એ ઊભા થઇ ગયા. પ્રેક્ષકોનું ધ્યાન એમના ભણી ખેંચાયું. શિષ્યમંડળે ઉસ્તાદનો હાથ ઝાલી બેસાડ્યા. અંક પૂરો થયો ને એમનાથી રહેવાયું નહિ. એ ઉપડ્યા રંગમંચ ઉપર ને દલસુખરામને મળ્યા. એમની પેટ ભરીને પ્રશંસા કરી ને બંને મિત્રતાના સંબંધથી જોડાયા. ત્યારે તેમણે વડોદરા દરબારના કલાવંત ખાતામાં નોકરી આપવાની પણ ઇચ્છા વ્યક્ત કરી હતી પણ એમણે એનો અસ્વીકાર કર્યો હતો.

સયાજીરાવ મહારાજને મૌલાબક્ષે એમની ગાયકી ને અભિનય-પટુતા વિષે વાત કરી ત્યારે તેઓ પણ નાટક જોવા ગયા હતા ને આનંદવિભોર બની ગયા હતા. તેમણે એમને કહ્યું હતું : 'દલસુખરામ ! તમારે જો પોતાની નાટ્યસંસ્થા કાઢવી હોય તો એનું ૭ માસનું ખર્ચ હું આપીશ, ને ૭ માસનું ખર્ચ નાટકો ભજવી મેળવી લેજો.'

દલસુખરામે મહારાજની કદરદાની માટે આભારની લાગણી વ્યક્ત કરતા એમની વાતનો અસ્વીકાર કર્યો હતો.

રંગભૂમિ પર જ્યારે દલસુખરામ પગ માંડતા ત્યારે પોતાની ભૂમિકા સાથે તદ્રુપ થઈ જતા ને પ્રેક્ષકો ઉપર જબરા પ્રભાવ પાડતા. એમની વિવિધ ભૂમિકાઓથી પ્રભાવિત થતા એક વ્યક્તિને ગાર્હસ્થ્ય ઉપર વૈરાગ્ય ઉપજ્યો હતો ને દીક્ષા લઈ મન્યસ્ત ધારણ કર્યું હતું, જેનું નવું નામાભિમાન હતું મુનિવર કાંતિવિજયજી.

ભાવનગરનરેશ ભાવસિંહજી પણ એવા જ બીજા પ્રભાવિત થયેલા પ્રેક્ષક હતા. એમણે એમને રંગમંચ ઉપર નિહાળ્યા હતા, સાંભળ્યા હતા, અને પોતાના દરબારમાં રાજગાયક તરીકેનું સ્થાન સ્વીકારવા ઘણીવાર આગ્રહ પણ કર્યો હતો. પરિણામે ૧૮૯૮ના ડિસેમ્બરમાં રંગમંચને રામ રામ કરી એમણે ભાવનગર દરબારનું રાજગાયકપદ સંભાળ્યું હતું ને ત્યારથી જીવનના અંત સુધી તેઓ ભાવનગરમાં જ રહ્યા હતા.

ભાવનગરનરેશે દલસુખરામનું સંગીત જળવાઈ રહે એ દૃષ્ટિએ એમનાં સંગીતની કેટલીક રેકર્ડો પણ ઊતરાવી હતી.

ત્યારે ભાવનગર દરબારમાં અનેક નામી સંગીતકારો હતા તેમાં સેનિયા ઘરાણાના હમીરખાં, રહીમખાં સિતારિયા, આગ્રાના પ્રસિદ્ધ સંગીતકાર નથ્થનખાની શિષ્યા અને સ્વ. ગાયનાચાર્ય ભાસ્કરબુવા બખલેની ગુરુભગિની ચંદ્રપ્રભા ઉર્ફે બાબનીબાઈ તથા ડાહ્યાલાલ શિવલાલ નાયક વગેરેનો સમાવેશ થતો.

ત્યારે ચંદ્રપ્રભાના સંગીતનો અજબ પ્રભાવ પડતો. એ સ્વર કિન્નરીની તો બોલબાલા હતી. નામી ગવૈયાઓ પણ એની સાથે ટક્કર ઝીલી શકતા નહિ એના સંગીતના કાર્યક્રમ પછી કોઇ પણ ગાયક ગાવાની હિંમત કરી શકતો નહિ પણ દલસુખરામ એમાં અપવાદ રૂપ હતા

એવો જ બીજો પણ એક નોંધપાત્ર પ્રસંગ છે. ત્યારે કવિવર રવીન્દ્રનાથ ટાગોર ગુજરાત–સૌરાષ્ટ્રની પ્રવાસયાત્રાએ પધાર્યા હતા, ઇ. સ. ૧૯૨૨–૨૩ના અરસામાં. વિશ્વભારતી સંસ્થાના હિતાર્થે એ ન્સસ્કારયાત્રા યોજાઇ હતી.

એ પ્રવાસ દરમિયાન જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં ત્યાંની સંસ્કાર-પ્રવૃત્તિઓ ભણી એમનું લક્ષ્ય ખેંચાતું ને એને પ્રેમથી નિહાળતા. તેઓ સાહિત્યકારોને મળતા, કલાકારોને મળતા, સંગીતકારોને મળતા.

સૌરાષ્ટ્રની સંસ્મરયાત્રા દરમિયાન તેઓ લીમડી પધાર્યા. લીમડીમાં ત્યારે સ્વ ઠાકોરસાહેબ દૌલતસિંહજીનું શાસન હતું. કવિવર ટાગોર એમના અતિથિ હતા

એક દિન કવિવરે ઠાકોરસાહેબને પૂછ્યું ‘દરબારમાં કોઈ પ્રભાવશાળી ગાયક છે?’

ત્યાર ઠાકોરસાહેબે ભાવનગરથી દલસુખરામને તેડાવ્યા ને દરબારમાં કવિવરની હાજરીમાં એ મહાગાયકે સંગીતની રેલ રેલાવી

કવિવરે તો એમનું સંગીત સાંભળી અજબ પ્રસન્નતા અનુભવી ને એ મહાગાયકને ધન્યવાદ આપતા કહ્યું ‘મહાગાયક! તમે શાંતિનિકેતન પધારો–મારું નિમંત્રણ છે ને ત્યાં સંગીતગુરુનું સ્થાન સંભાળો’

દલસુખરામે ઉત્તર આપ્યો ‘આપના નિમંત્રણ માટે આભારી છું પણ સૌરાષ્ટ્ર છોડીને અન્ય સ્થળે જવાની મારી ઇચ્છા નથી’

કવિવરે કહ્યું ‘જેવી તમારી ઇચ્છા પણ મારા સૌરાષ્ટ્રના પ્રવાસ દરમિયાન તમે મારી સાથે રહો તો સારું આશા છે કે મારી આ માગણીનો તો સ્વીકાર કરશો જ.’

અને દલસુખરામે કવિવરની એ માગણી સ્વીકારી સૌરાષ્ટ્રના પ્રવાસ દરમિયાન તેમની સાથે જ રહ્યા. ગુજરાત-સૌરાષ્ટ્ર માટે આ પ્રસંગ ગૌરવભર્યો હતો.

દલસુખરામની ગાયકી ચોમુખી હતી. ધ્રુપદ, ધમાર, ખ્યાલ ટપ્પા, હોરી, ઠુમરી, તેમજ ભજનો અને ગરબીઓ—એ સર્વ સંગીત-પ્રકારોમા એમણે સિદ્ધિ પ્રાપ્ત કરી હતી.

ઇ. સ. ૧૯૨૪ના ફેબ્રુઆરીમા અમદાવાદમા રાષ્ટ્રીય સંગીતમંડળના આશ્રય હેઠળ સંગીત પરિષદ યોજાઇ હતી. એમા અનેક નામી સંગીતધુરંધરો નિમંત્રણથી હાજર રહ્યા હતા. એ સૌના સંગીતના કાર્યક્રમો યોજાયા હતા. તેમા દલસુખરામનો પણ સમાવેશ થતો હતો. ત્યારે પ્રસિદ્ધ સંગીતનવેશ અત્તાગ દેખાએ ઉદ્ગારો કાઢ્યા હતા. 'દલસુખરામજી કે મુકાબને કા વહા કોઇ ગાયક હય નહિ.'

યુરોપની વિખ્યાત ગાયિકા ડેઈમ કનેરા બટ્ટ સાયમન કમિશન સાથે ૧૯૨૮મા ભારત આવી હતી. ભારતના પ્રવાસ દરમિયાન તેને ઘણા પ્રસિદ્ધ સંગીતકારોને સાભળવાની તક મળી હતી. સાયમન કમિશન સાથે તે જામનગર પણ ગઈ હતી ત્યારે જામનગરમા સ્વ. જામસાહેબ રણજીતસિંહજીનુ શાસન. તે વખતે કમિશનના સભ્યો, સૌરાષ્ટ્રના રાજકર્તાઓ અને કાઉન્સિલના પ્રમુખ જામનગરનરેશને ત્યા એકત્ર થયા હતા. ભારતીય સંગીત વિષે વાત નીકળતા ડેઇમ કલેરા બટ્ટે કહ્યુ: 'મે ભારતીય સંગીત તો સારા પ્રમાણમા સાભળ્યુ છે પણ એનુ હાર્દ મારાથી સમજાતુ નથી. વળી મને લાગે છે કે ભારતના ગાયકોમા કંઠની તાલીમ-વૉઇસકલ્ચર જેવુ કંઇ નથી. તેઓ નાકમાથી ગાય છે ને કઇ અસર પણ કરી શકતા નથી.'

આ ચર્ચા પ્રસંગે પોરબંદરના મહારાણા નટવરસિંહજી પણ ત્યા હાજર હતા. એમણે એ પાશ્ચાત્ય-ગાયિકાને કહ્યુ: 'આપ એક વખત પોરબંદર પધારો—મારુ નિમંત્રણ છે. ત્યા આપની શંકાઓનુ સમાધાન થઇ જશે. સમસ્યાઓ ઉકલી જશે.'

અને ત્યારબાદ દિવસ નક્કી થયો. પોરબંદરમાં ડેઇમ કલેરા બટ્ટનું આગમન થયું. નટવરસિંહજીએ બીજા પણ નામી સંગીતસ્વામીઓ અને મર્મજ્ઞોને ત્યાં નોતર્યા હતા. તેમાં વડોદરાદરબારની પ્રસિદ્ધ ગાયિકા ઇંદનબાઇ અને નિસારહુસેનખાંનો સમાવેશ થતો હતો. હસસુખરામ ને એમના પુત્ર વાસુદેવ પણ નિમંત્રણથી હાજર રહ્યા હતા. પોરબંદરનરેશે હસસુખરામને ડેઈમ કલેરા બટ્ટનો પરિચય કરાવતાં કહ્યું હતું કે ભારતનાં વિવિધ સ્થળોએ સંગીત સાંભળી તેઓ એવા અભિપ્રાય ઉપર આવ્યા છે કે ભારતના સંગીતકારો નાકમાંથી અવાજ વિશેષ પ્રમાણમાં કાઢે છે. તે પછી હસસુખરામે બોલ લઇ ગાવા માંડયું. મહેફિલ જામી રહી હતી.

એમણે પોતાના મધુર કંઠ દ્વારા શ્રોતાઓનું ધ્યાન ખેંચ્યું. તેમણે મંદ, મધ્ય અને અને તાર ત્રણે સપ્તકથી નાસિકાદોષ વિના છાતીમાંથી જોમભર્યો અવાજ કાઢી સંગીત રજૂ કર્યું. ડેઈમ કલેરા બટ્ટ એમની ગાયકીથી મંત્રમુગ્ધ થઇ ગઇ. અને એના મોંમાંથી ઉદ્ગાર નીકળ્યા: 'What a voice! Never heard before in the whole world! It is as if a lion is roarnig in perfect music '

એ નરશાર્દુલે ડેઇમ કલેરા બટ્ટને સમજણ પાડી: 'ભારતીય સંગીતમાં નોમતોમ આલાપચારીનો પ્રકાર એવો છે કે એમાં અમુક પ્રમાણમાં નાસિકામાંથી અવાજ તો આવે જ અને આ પ્રકાર હિંદુસ્તાની સંગીતનો ઉત્તમ પ્રકાર કહેવાય છે, અને રાગ અને રસની જમાવટ માટે વિવિધ રીતે વર્ણોચ્ચાર કરવો જરૂરી છે' એ હકીકત સમજતાં એ વિદેશી સંગીતરસિકણની શંકા નિર્મૂળ થઇ ગઇ હતી, અને ભારતીય સંગીત માટે ઉતાવળિયો અભિપ્રાય બાંધવા બદલ પોતે દિલગીરી વ્યક્ત કરી હતી. એ વિશ્વવિખ્યાત ગાયિકા ભારતમાંથી પોતાના દેશમાં સંચરી ત્યારે એ પ્રસંગનાં મોંઘામૂલાં સ્મરણોનો સંભાર સાથે લઇ ગઇ હતી.

તેઓ ભાવનગર રાજ્યના દરબારી ગાયક હતા તે દરમિયાન તેમણે અનેક રાજ્વીઓ તરફથી નિમંત્રણો આવ્યાં હતાં. એવાં રાજ્યોમાં પોરબંદર, લીમડી, પાલીતાણા, માંગરોળ, ધાંગધ્રા, કચ્છ, ઈડર, સરદારગઢ, પન્ના વગેરેનો સમાવેશ થાય છે. ત્યાં એમનાં સંગીતની સારી એવી કદર થઇ હતી ને એમને અમૂલ્ય ભેટસોગાદો અને પુરસ્કાર દ્વારા નવાજવામાં આવ્યા હતા.

ભાવનગરના મહારાજા ભાવસિંહજીનો સ્વર્ગવાસ થયો ત્યારે બાળમહારાજા કૃષ્ણકુમારસિંહજી પોતાના બંને બંધુઓ સાથે લંડનની 'હેરો' સ્કૂલમાં શિક્ષણ લેતા હતા. તે સમયે બ્રિટિશ સરકાર તરફથી સર પ્રભાશંકર પટણી એડમિનિસ્ટ્રેશન કાઉન્સિલના વડા તરીકે કાર્ય કરતા હતા.

તે દરમિયાન એક વખત તેમને હેડકીનો રોગ લાગુ પડ્યો. પ્રસિદ્ધ વૈદ્યો અને તબીબોના ઉપચાર કર્યા છતાં પણ ફેર પડ્યો નહિ. તે વખતે તેમનો મુકામ ગૌરીશંકર સરોવરના દક્ષિણ કિનારે હતો—'સુંદરાવાસ' નિવાસસ્થાનમાં, હવાફેર નિમિત્તે. સ્થળ દૂર હતું ને આજના જેવી ત્યારે ભાવનગરમાં વાહનોની છૂટ ન હતી. કેટલાક મોટા અમલદારો જ એમની મુલાકાતે ત્યાં નિત્ય જતા હતા.

એક દિવસ દલસુખરામને સંદેશ મળ્યો : 'પટણીસાહેબ યાદ કરે છે. લેવા માટે રાત્રે આઠ વાગે દરબારી ગાડી આવશે. વાજિંત્રો સાથે તૈયાર રહેજો.' અને નિયત સમયે ગાડી આવતાં દલસુખરામ પોતાના સંગીતસરંજામ સાથે સુંદરાવાસમાં હાજર થઈ ગયા.

પટણીસાહેબ તો તેમની વાટ જ જોઈ રહ્યા હતા. તેઓ સાહિત્ય, સંગીત ને કલાના ઉપાસક હતા. કલાકોવિદોના પરખંદા હતા, પ્રશંસક હતા. સ્વયં કાવ્યોના સર્જક હતા ને પોતે રચેલી કવિતાઓ વાસુદેવ પાસે રાગ–ઢાળમાં ઘણી વખત ગવડાવી આનંદતા.

પ્રારંભમાં થોડીક વાતચીત થયા બાદ મહાગાયક દલસુખરામે સંગીતનો આરંભ કર્યો.

તે પછી મહારાજા કૃષ્ણકુમારસિંહજી ઇંગ્લાંડથી શિક્ષણ લઈ પાછા ફર્યાં બાદ અઠવાડિયામાં એક દિવસ એ દલસુખરામનું સંગીત સાંભળે અને શીખે એવો પ્રબંધ કરવામાં આવ્યો હતો. તેમને પણ એ મહાગાયક માટે અપૂર્વ સદ્‌ભાવ હતો, અસીમ પ્રેમ હતો. એ રાજવીએ તા. ૨૮–૧૦–૬૪ના રોજ રાજકોટના આકાશવાણી કેન્દ્ર પરથી એમની શતાબ્દી પ્રસંગે એમને ભવ્ય અંજલિ આપતાં એમની મહાનુભાવિતાને બિરદાવી હતી.

એક વખત અડિયારનાં કલાક્ષેત્રના સ્થાપિકા–સંચાલિકા જગવિખ્યાત નૃત્યાંગના શ્રીમતી રુક્મિણીદેવી એરુંડેલ પોતાની સાથે સંગીતકારો તેમજ નર્તકો–નર્તકીઓનાં વૃંદ લઇ ભાવનગર આવ્યાં હતાં. એ વૃંદમાં કર્ણાટકી સંગીતના પ્રખર સંગીનસ્વામીઓ અને ભરતનાટ્યમ્‌ના ગુરુઓ–ચોકલિંગમ્ પિલ્લાઇ, સુંદરમ્ ઐયર, ગણેશન ઐયર તથા પંચાપકેશવ ઐયર વગેરેનો સમાવેશ થતો હતો. એ સૌને દલસુખરામનુ સંગીત શ્રવણ કરવાની ઇચ્છા થઇ. ત્યારે તેમનાં જીવનનો સંધ્યાકાળ હતો. મંડળી એમને મળવાને એમને ઘેર ગઇ. વયોવૃદ્ધ સંગીતસ્વામીએ સૌનો ભાવભીનો સત્કાર કર્યો. તે પછી એમના પુત્રો વાસુદેવ અને ગજાનને દોઢેક કલાક અનેકવિધ તાલ અને રાગિણીઓ ગાઇ સંભળાવ્યા. દલસુખરામે પણ પોતાની નોમતોમ આલાપચારી સહિત ધ્યાન ગાયકીથી વિવિધ રાગિણીઓ પોતાના મેઘગંભીર કંઠથી સંભળાવી તાલ, ગત, નૃત્યના બોલ અને તોડા વગેરેની ચર્ચા કરી તબલાવાદનની પોતાની કલા દર્શાવી સૌને મુગ્ધ કર્યા. તેઓ સૌ એ વયોવૃદ્ધ સંગીતાચાર્યની પરમ વિદ્વતા ને સંગીતસાધનાથી પ્રભાવિત થયા, તેમને ભેટી પડ્યા ને બોલી ઊઠ્યા: 'આપનાં દર્શનથી ને સંગીતપ્રદર્શનથી આજ અમે જીવનની ધન્યતા અનુભવી છે.'

એ મહાગાયકે આઠ દાયકાનું આયુષ્ય ભોગવી એકાશી વર્ષની ઉંમરે પરલોકગમન કર્યું હતું–ઇ. સ. ૧૯૪૫ના ઓક્ટોબરની પંદરમી તારીખે.

એમના બે પુત્રો વાસુદેવ ને ગજાનનને પિતાની પાસેથી જ સંગીત દીક્ષા લઈ એમની સંગીત-જ્યોત જ્વલંત રાખી છે. ગજાનનભાઈ હાલમાં મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી સંચાલિત કોલેજ ફોર મ્યુઝિક, ડેન્સ એન્ડ ડ્રામેટિકસમાં અધ્યાપક તરીકેનું કાર્ય કરે છે. તેઓ એક સારા ગાયક હોવા ઉપરાંત વાગ્ગેયકાર પણ છે. તેમણે ધ્રુપદ, ધમાર, ખ્યાલ, ઠુમરી ઇત્યાદિની પ્રચલિત-અપ્રચલિત રાગોમાં ત્રણસો ઉપરાંત બંદીશો બનાવી છે.

એક વખત જૈનાચાર્ય વલ્લભવિજયજી તળાજા પધાર્યા હતા ત્યારે એક-બે પૂજા પૂર્ણ થયા બાદ તેમણે પૂછ્યું : 'દલસુખરામ નથી?'

ઉત્તર મળ્યો : 'એમણે તો સંસારમાંથી વિદાય લીધી છે.'

ત્યારબાદ એમના પુત્ર ગજાનનને તેડાવી પૂજાનાં પદો ગવડાવ્યાં. સૌ મુગ્ધ થયા. આચાર્યજીએ તો અંતરના ઉદ્દગાર કાઢયા: 'પૂજાની રાગરાગિણીઓ અને પ્રભાવ તો દલસુખ સાથે જ ગયાં.'

આ ઉપરથી શું સંસારીઓ કે શું સાધુઓ, શું રાજવીઓ કે શું રંકજનો-સૌ પર દલસુખરામના સંગીતે ભૂરકી નાંખી હતી એ વાત નિર્વિવાદ છે.

આજે પણ એ મહાગાયકને ગુજરાત અને સૌરાષ્ટ્રનાં સંગીત-પ્રેમીઓ સંભારે છે.

---



ભાસ્કરબુવા બખલે

ભાસ્કરબુવા બખલેનો જન્મ થયો હતો તા. ૧૭-૧૦-૧૮૬૯ના રોજ તે વખતના વડોદરા રાજ્યના કઠોર ગામમા. પિતાનુ નામ રઘુનાથપત તેઓ રાજ્યની સામાન્ય નોકરીમા હતા. એમની આર્થિક સ્થિતિ ઠીક ન હોવાથી તેઓ પોતાના પુત્રને અગ્રેજી શિક્ષણ આપી શક્યા ન હતા. આથી તેમણે તેને વેદશાસ્ત્રસપન્ન ગજાનન શાસ્ત્રી ટોપલેની સસ્કૃત પાઠશાળામા પ્રવેશ કરાવ્યો હતો.

ત્યા તેમણે સમાસચક્ર, ધાતુરૂપાવલિ, અમરકોશ, કૌમુદી, રઘુવશ પર્યંત સસ્કૃતનો અભ્યાસ કર્યો હતો સસ્કૃતશિક્ષણ દરમિયાન એ વિદ્યાર્થી સસ્કૃતના શ્લોક રાગ કાઢી ગાય ઉપરાત હરિદાસના કીર્તનોમા પણ એની વિશેષ રુચિ રહેવા લાગી આથી અધ્યાપકને લાગ્યુ કે ભાસ્કરનુ ધ્યાન સગીત ભણી વિશેષ છે તેથી તે સમયના વડોદરાના પ્રસિદ્ધ હરિદાસ વિષ્ણુબુવા પિંગળે પાસે જઈ એ દિશામા અભ્યાસ કરવા સૂચવ્યુ

બીજા દિવસથી જ સગીતશિક્ષણ શરૂ થયુ એ દરમિયાન ગજાનનપત ભાટવડેકરનો ભાસ્કરબુવાને સારો સહારો હતો તેમણે જ તે પછી વડોદરાની મૌલાબક્ષ ગાયનશાળામા એ આશાસ્પદ વિદ્યાર્થીને ઊચુ સગીતશિક્ષણ લેવા પ્રવેશ કરાવ્યો એમની વયમા તો એની સુદર તૈયારી થઈ ગઈ કે શાળાના વાર્ષિક સ્નેહસમેલનમા એ ઊગતા સગીતકારે સારી પ્રશસા પ્રાપ્ત કરી

એ પ્રસગનો અહેવાલ તે વખતના વડોદરાના સયાજીવિજય પત્રમા પ્રસિદ્ધ થતા સ્વ અણ્ણાસાહેબ કિર્લોસ્કરનુ ધ્યાન એ ભણી ખેચાયુ ત્યારે તેમની નાટ્યસસ્થા મહારાષ્ટ્રમા પોતાના નાટકો ભજવતી હતી, ને તેઓ પોતાની નાટ્યમડળી માટે કોઈ સારીના છોકરાની શોધમા હતા તેમણે ગજારામ શાસ્ત્રી મારફત ભાસ્કરબુવાને શોધીને ઈ. સ. ૧૮૮૪મા પનવેલ મુકામે પોતાની કિર્લોસ્કર સગીત

મંડળીમાં સ્ત્રીભૂમિકા માટે પ્રવેશ કરાવ્યો. એ સંસ્થામાં અણ્ણાસાહેબ દ્વારા અભિનયકળાનું શિક્ષણ મળતું ગયું. તે પછી સંસ્થાએ 'રામ-રાજ્ય વિયોગ' નાટક તૈયાર કર્યું ને એમાં ભાસ્કરબુવાને કૈકેયીની ભૂમિકા સોંપવામાં આવી. આ નાટક તા. ૧૯–૮–૧૮૮૪ના રોજ મુંબઈમાં પ્રથમવાર રજૂ થતાં એ ઊગતા નટે એ ભૂમિકાને ન્યાય આપ્યો—એ ભૂમિકા લોકપ્રિય થઈ.

નાટ્યસંસ્થા જ્યારે ઇંદોરમાં પોતાનાં નાટકો ભજવવા આવી ત્યારે પ્રખ્યાત સંગીતકાર બંદેઅલીખાં નાટક જોવા આવ્યા હતા. એક દિવસ રંગમંચ પર ભાસ્કરબુવાનું સંગીત સાંભળીને તેઓ પ્રભાવિત થયા ને રાતભર કંપનીમાં જ રહ્યા. સવારે જ્યારે બધું નટમંડળ ખાંસાહેબ પાસે ગયું ત્યારે ખાંસાહેબે પૂછ્યું: 'પેલો છોકરો ક્યાં છે ?—જેણે 'નૈન ચકોર'—ગાયન ગાયું હતું. એટલે એમની સામે ભાસ્કરને ઉપસ્થિત કરવામાં આવ્યો.

ખાંસાહેબે એ નટના મધુર કંઠની પ્રશંસા કરતાં કહ્યું : 'આ છોકરાના અવાજમાં એક વિશિષ્ટ પ્રકારનું આકર્ષણ છે—માધુર્ય છે. હું એને સંગીતની તાલીમ આપવા ઇચ્છું છું. એમણે એ બાલનટને ગંડો બાંધ્યો—પોતાને ખર્ચે અને જ્યાંસુધી સંસ્થા ઇંદોરમાં રહી ત્યાંસુધી પોતે એને સંગીતશિક્ષણ આપ્યું. કંઈક સમય બાદ નાટ્ય-સંસ્થા બીજે સ્થળે જતાં ખાંસાહેબની તાલીમ અધૂરી રહી ગઈ, પણ ભાસ્કરે રિયાઝ ચાલુ જ રાખ્યો હતો.

પણ ભાસ્કરબુવાના કિસ્મતમાં એ નાટ્યસંસ્થામાં ઝાઝો વખત રહેવાનું લખાયું ન હતું.

એક દિવસ સૌ અભિનેતા મંડળીના જમી રહ્યા બાદ ભાસ્કરબુવાએ ભોજન માટે પ્રવેશ કર્યો. બાઉરાવ કોલ્હાટકરનો મિજાજ ગયો ને ગુસ્સાના આવેશમાં કહ્યું : 'તું બધી મંડળી સાથે જમવા સમયસર કેમ ન આવ્યો ? શું તેં ભોજનની ઘંટડી સાંભળી ન હતી ?'

ઉત્તર આપ્યો : 'ના જી ! મેં ઘંટડી સાંભળી ન હતી.'

'ત્યારે આટલો સમય શું કરતો હતો ?'

'હાથમાં તંબૂરો લઈને રિયાઝ કરતો હતો.'

'મોટા ન જોયા હોય તો રિયાઝ કરનારો. તારે શું મોટા ગવૈયા થવું છે? ભાગ્યે જ થઈ શકે.'

ભાસ્કરના અંતરમાં વેદના થઈ. એના મુખમાંથી ઉદ્‌ગારો નીકળ્યા : 'આજથી મારે તમારું અન્ન હરામ છે. હવે તો હું તમને મારું મોં ત્યારે જ બતાવીશ–જ્યારે મોટા ગવૈયા થઈશ.'

એટલું કહી પોતાનો બિસ્તરો બાંધી કિર્લોસ્કર સંગીત મંડળીને રામ રામ કરી એ ટેકીલા અભિનેતાએ મિરજ છોડયું. અને વડોદરાની વાટ લીધી.

વડોદરામાં ત્યારે એના હિતચિંતક હતા ભાટવડેકર અને બાળશાસ્ત્રી તેલંગ. તેમણે એ ઊગતા સંગીતકારને આશ્વાસન આપ્યું–હિંમત આપી.

તે વખતે વડોદરામાં ફૈઝમહંમદખાં જેવા સંગીતનિપૂણ દરબારી ગાયક હતા. બાળશાસ્ત્રીએ એમની પાસે ભાસ્કરબુવાનાં સંગીતશિક્ષણની ગોઠવણ કરી. પણ ઉસ્તાદ એ નવા શિષ્યને સંગીત શીખવવું તો બાજુએ રહ્યું પણ ભળતું જ કામ કરાવવા લાગ્યા. ઘરમાં ઝાડુ વાળવું, કપડાં ધોવાં, વાસણ માંજવાં–આવું બધુ કામ એ સંગીત-પિપાસુ વિદ્યાર્થીને કરવું પડતું.

આવ્યો હતો સંગીતની તાલીમ માટે પણ તે ન મળતાં એ નિરાશ થયો. એને માટે અશ્રુપાત વિના બીજો માર્ગ ન હતો.

એક દિવસ બાળશાસ્ત્રી માર્ગમાં મળી ગયા. એમને જોઈને એ પોક મૂકીને રડી પડ્યો. એમણે રડવાનું કારણ પૂછતાં ભાસ્કરબુવાએ બધી વાત સવિસ્તર કહી સંભળાવી.

તેઓ ભાસ્કરનો હાથ ઝાલીને સીધા ફૈઝમહંમદખાંને ત્યાં ઉપડી ગયા ને ત્યાં જઈ કહ્યું : 'ખાંસાહેબ ! મારે ભાસ્કરનું સંગીત સાંભળવું છે.'

ભાસ્કરે ગાવા માંડ્યું. પણ એને અટકાવીને તેમણે કહ્યું : "ખાંસાહેબ ! ૭ મહિના પહેલાં મેં એને તમારી પાસે મૂક્યો હતો—સંગીતશિક્ષણ લેવા. પણ એ સમય દરમિયાન એણે કંઈ પ્રગતિ કરી હોય એમ દેખાતું નથી. તમે તો મને ૭ મહિનામાં એને તૈયાર કરવાનું વચન આપ્યું હતું. તેનું શું આજ પરિણામ આવ્યું ? તમને દરબારના આશ્રયે રાખવા કે રાજ્યની હદપાર કરવા બંને બાબત મારા હાથમાં છે તે તમે જાણો છો. હવે વિચાર કરીને ઉત્તર આપો.'

ફૈઝમહંમદખાનિ કડવો ઘૂંટડો ગળે જ છૂટકો હતો. એમણે નમ્રતાથી કહ્યું : 'સાહેબ ! બનનાર હતું તે બની ગયું. આગામી ૭ મહિના પછી તમે એને સાંભળજો ને પછી જે કંઈ કહેવું હોય તે કહેજો.'

ત્યારે વડોદરામાં ફૈઝમહંમદખાંની સંગીતમાં બોલબાલા હતી. તેઓ સિદ્ધપ્રધાન ગાયકીમાં એક્કા હતા. એમની ચીજ ભરવાની શૈલી આકર્ષક ને રંગીલી હતી. ત્યારે વડોદરામાં એવો બીજો ઉસ્તાદ શોધ્યો જડે એમ ન હતું. એમણે હવે ભાસ્કરબુવાને તૈયાર કરવાનો નિર્ણય કર્યો ને મન મૂકીને શીખવવા માંડ્યું. શિષ્યે પણ વિશેષ પરિશ્રમ દ્વારા સાધના કરવા માંડી.

ગણેશોત્સવનો દિવસ હતો. કિર્લોસ્કર સંગીત મંડળીનો મુકામ ત્યારે વડોદરામાં હતો. એ મુકામની પડોશમાં તે રાત્રે ઉત્સવ નિમિત્તે સંગીતનો કાર્યક્રમ યોજાયો હતો. કોઈ સંગીતકારનું અત્યંત સુરીલું સંગીત સંભળાતું હતું. એ સંગીતે ભાઉરાવ કોલ્હાટકરનું ધ્યાન ખેંચ્યું. પોતે ઊઠીને કપડાં પહેરી ત્યાં આવ્યા ને તરુણ કલાકારને નિહાળ્યો. શ્રોતાઓ સંગીતથી મુગ્ધ થઈ ગયા હતા. મનમાં પ્રશ્ન થયો: 'અરે ! આ પેલો ભાસ્કર તો ન હોય ?' 'વાહ ! વાહ !' શબ્દોથી વાતાવરણ ગાજી ઊઠતું. સંગીતે ચિત્ત હરી લીધું.

ગાયકની દૃષ્ટિ ભાઉરાવ ઉપર પડી. સંગીત થંભી ગયું. એણે ભાઉરાવને વંદના કરી. ભાઉરાવનું હૈયું હાથ ન રહ્યું. મોટેથી બોલી ઊઠ્યા: 'અરે! ભાસ્કર! તું તો મોટો ગવૈયો થઈ ગયો. તને સાંભળી આજ મારું હૈયું પ્રસન્ન થયું છે. તારું સંગીત જ મને અહીં ખેંચી લાવ્યું છે. ખરેખર તેં તારા શબ્દો સાચા પાડ્યા છે. ગઈગુજરી ભૂલી જા. આવ ને મને ભેટી પડ.'

યુવાન ગાયકની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. એને લાગ્યું કે આજ મારું જીવન ધન્ય બન્યું છે. મારી પ્રતિજ્ઞા પ્રભુએ નિભાવી છે. અને ભાઉરાવને ઉદ્દેશીને કહ્યું: 'હું તમારો ઘણો જ ઋણી છું. મારી આજની ગૌરવગાથા તમને આભારી છે. તે દિવસે જો તમે મારું અપમાન ન કર્યું હોત તો હું ત્યાં જ સ્ત્રીપાઠમાં અટવાતો હોત. ખરેખર હું તમને જીવનભર નહિ ભૂલી શકું.'

તે વખતે વડોદરામાં છોટુ મહારાજ નામના એક ધુરંધર વિદ્વાન રહે. એમનું મૂળ નામ લાલા હરિચરણ. તિહોંગઢ સંસ્થાનમાં તે નોકરી કરતા ને કુદઉસિંહના પટશિષ્ય હતા. સંગીતમાં તેઓ પ્રવીણ હતા. ભાસ્કરબુવાએ રાગતાલનું જ્ઞાન તેમની પાસે મેળવવા માંડ્યું.

તેઓ તબલાવાદનમાં પણ નિપૂણ હતા. બનારસ ખાતે યોજાયલી અખિલ ભારતીય સંગીત પરિષદ તરફથી તેમને નિમંત્રણ પાઠવવામાં આવ્યું હતું. તે વખતે અલવર દરબારના પ્રસિદ્ધ ધ્રુપદિયા અલ્લાબંદેખાં સાથે સંગત કરવા માટે પરિષદે તેમને ખાસ નોતર્યા હતા. છોટુ મહારાજનો સ્વભાવ પ્રેમાળ હતો, વિનમ્ર હતો. તેમણે પણ ભાસ્કરબુવાનાં સંગીતઘડતરમાં સારો ફાળો આપ્યો હતો.

તે પછી બળવંતરાવ સહસ્ત્રબુદ્ધેને કહીને ભાઉરાવ કોલ્હાટકરે જ ધારવાડ ટ્રેનિંગ કોલેજમાં સંગીતગુરુ તરીકે તેમની નિમણૂક કરાવી. થોડાક સમય ત્યાં નોકરી તો કરી પણ સંગીતશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરવાની વૃત્તિને કારણે એમણે એ નોકરી છોડી દીધી.

દરમિયાન ધારવાડના શંકરરાવ પિત્રેની એમને સારી સહાય મળી. અને એમની દ્વારા તે વખતના મૈસૂરના દરબારી ગવૈયા ઉસ્તાદ નથ્થનખાંનો પરિચય સાધી સંગીતનો અભ્યાસ આગળ વધાર્યો. એ સંગીતકારે પોતાના પિતા પાસેથી સંગીતવિદ્યા મેળવી હતી. તેઓ જયપુર ઘરાણાની ગાયકીના પ્રતિનિધિ હતા. તેઓ ૧૯૨૦ના અરસામાં બેહસ્તનશીન થયા હતા.

જેમ ભગવાન દત્તાત્રયે ચોવીસ ગુરુ કર્યા હતા તેમ ભાસ્કરબુવાએ પણ સંગીતની આરાધના માટે અનેક ગુરુઓનું શરણ શોધ્યું હતું. કોલ્હાપુર દરબારના પ્રસિદ્ધ ગાયક ઉસ્તાદ અલ્લાદિયાખાંની ગાનકલા પણ તેમણે અપનાવી હતી. એક વખત મુંબઈમાં બ્રાહ્મણસભાની મહેફિલમાં તેમણે ગ્વાલિયરના બાળાસાહેબ ગુરુજી અને અલ્લાદિયાખાં બંનેની સંગીતસ્પર્ધા નિહાળી હતી. મહેફિલમાં રંગ જમાવવાની કળા અને અજબ રાગ ગાઈને શ્રોતાઓનાં મન હરી લેવાની કળા તેમણે અલ્લાદિયાખાંસાહેબ પાસેથી મેળવી હતી.

ધારવાડ છોડીને મુંબઈ આવ્યા પછી તેમણે ઉસ્તાદ મહંમદખાં પાસે ગુમારે નવુસો જેટલી સંગીતની ચીજો પ્રાપ્ત કરી હતી.

મુંબઈની હવા માફક ન આવવાને કારણે તેમણે પૂનામાં ઇ. સ. ૧૯૧૧ની સાલમાં ભારત ગાયન સમાજની સ્થાપના કરી હતી.

ઇ. સ. ૧૯૧૭ માં તેઓ પંજાબ અને સિંધના પ્રવાસે ગયા હતા— પોતાની સંગીતકલાનું રસદર્શન કરાવવાના હેતુથી.

એમના સિંધના પ્રવાસ દરમિયાન તેમને કરાંચીના પ્રસિદ્ધ સંગીતકાર ઉસ્તાદ ગામનખાંનો પરિચય થયો. એ ઉસ્તાદને ત્રણ પુત્રો હતા. જ્યારે કરાંચીમાં ભાસ્કરબુવાની સંગીતસભા યોજાઈ ત્યારે ઉસ્તાદે પોતાના ત્રણે પુત્રોને કહ્યું : 'તમે એમનો કાફી રાગ સાંભળજો.'

પરંતુ એમનો ત્રીજો પુત્ર મુબારક પિતાનું કહ્યું માને એમ ન હતું. એણે ગુસ્સાના આવેશમાં જ પોતાના પિતાને સંભળાવી દીધું:

'આ કોણ તમે બોલો છો ? મહારાષ્ટ્રનો એક બામણ અમારી સાથે શું ગાઈ શકવાનો છે ?'

પણ બાપે આગ્રહ કર્યો એથી મુંબારક ગુસ્સે થયો ને સંગીત-સભાના યોજકોને મળ્યો ને તેમને વિનંતી કરીને ત્રણે ભાઈઓનું સંગીત બુવાની પહેલાં એ બેઠકમાં રાખવાની ગોઠવણ કરાવી.

ભાસ્કરબુવાને તો એની કલ્પના પણ ન હતી. એમને એ ત્રણેનાં સંગીતનું નિમંત્રણ મળ્યું હતું. તેઓ ત્યાં ગયા હતા. ગામનખાં એમની પાસે જ બેઠા હતા. એ ત્રણે જણે અજબ રીતે ગાઈ તાનોનો વરસાદ વરસાવ્યો ને રંગ જમાવ્યો.

તે પછી ભાસ્કરબુવાને બાજુએ લઈ જઈ ગામનખાંએ પોતાના પુત્રોનાં સંગીત વિષે અભિપ્રાય પૂછ્યો.

જવાબ મળ્યો : 'ખાંસાહેબ ! તમે એક ઉત્તમ પ્રતિના ગાયક છો ને તમારા પુત્રોને તાલીમ પણ સુંદર આપી છે. હવે તેઓ પ્રસિદ્ધ સંગીતકારોનાં સંગીત સાંભળે. જેમ જેમ તેઓ સાંભળતા જશે ને ગાતા જશે તેમ તેમ તેમની સંગીતકલા વિશેષ સુધરશે.'

ત્રણે ભાઈઓ છાનામાના બાજુએ રહી એ વાર્તાલાપ સાંભળતા હતા. તેમને ગુસ્સો ચઢયો. પણ જ્યાં ભાસ્કરબુવાએ હમીર રાગની અસ્થાઈ ગાવા માંડી કે ત્રણે ભાઈઓનાં મુખમાંથી ઉદ્દગાર નીકળ્યા: 'વાહ ! વાહ ! સુભાનઅલ્લા !'

એમણે પોતાના પિતા ભણી નિહાળ્યું તો ગામનખાંની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ વહેતો હતો.

પછી તો તે ત્રણેને સમજાયું કે પોતાના પિતા એ હિંદુ પંડિતનાં વખાણ કેમ કરતા હતા. તે પછી મુબારક તો એક વર્ષ પંડિતજી સાથે સિંધના પ્રવાસમાં સર્વ સ્થળે એમના શાગિર્દ તરીકે ઘૂમ્યો ને શિકારપુરમાં તો એમના પગે મચકોડ આવી ત્યારે તેણે એમની સેવા પણ કરી હતી.

એક વખત કોલ્હાપુરની દેવળ કલગમાં ચાર દિવસનો સંગીતોત્સવ હતો. ત્યાં ઘણા ગવૈયા ને બજવૈયાનો મેળો મળ્યો હતો.

બેઠકખંડની બાજુની ઓરડીમાં ભૂગંધર્વ રહિમતખાં આવીને બેઠક પર લાંબા પગ કરીને પડ્યા હતા. ગંભીર વદને બેઠકનો કાર્યક્રમ સાંભળતા હતા. બે દિવસ વીતી ગયા. ત્રીજા દિવસે રાત્રે અગિયારનો શુમાર હતો. રોજના નિયમ પ્રમાણે રહિમતખાં પડ્યા પડ્યા કાન માંડી રહ્યા હતા. એટલામાં એમને કાને અજબ અવાજ આવ્યો. સફાળા ઊઠીને બેઠા થયા ને લોકોને પૂછવા લાગ્યાઃ 'અરે કોણ ગાય છે?'

કોઈએ કહ્યું : 'ભાસ્કરબુવા.'

એટલે એ ધ્યાન દઈને સાંભળવા લાગ્યા ને જ્યાં અસ્થાઈનો વજનદાર મુખડો બાંધીને બુવા જ્યારે સમ પર આવ્યા ત્યારે રહિમતખાં બોલી ઊઠ્યાઃ 'વાહ! વાહ!' ને ઊભા થયા ને ફેંટો ઠીક કર્યો ને બોલ્યાઃ 'હવે સંગીત શરૂ થયું છે. હવે મારે ત્યાં મહેફિલમાં જવું જ પડશે.'

ને તેઓ ભાસ્કરબુવાની સામે આવીને બેઠા ને તેમને દાદ દેવા લાગ્યા.

બીજો એક નોંધવા જેવો પ્રસંગ છે. પ્રતિ વર્ષે વસઈમાં એક વૈદ્યને ત્યાં ખાંસાહેબ અલ્લાદિયાખાંની સંગીતસભા યોજાતી. એ વૈદ્યની દવાથી એમને આરામ થયો હતો.

તે વખતે વસઈ બબ્બે કલાકને આંતરે ટ્રેનો આવતી. એકવાર ખાંસાહેબે ભાસ્કરબુવાને કહ્યું : 'બેટા ભાસ્કર! તું આ તંબૂરો લઈને આ ગાડીમાં જા. હું પાછળથી આવી પહોંચું છું.'

ભાસ્કરબુવા વસઈ ગયા ત્યારે સભાખંડ શ્રોતાઓથી ચિક્કાર ભરાઈ ગયો હતો ને સૌ ખાંસાહેબની વાટ જોઈ રહ્યા હતા.

હવે જે ટ્રેનમાં ખાંસાહેબ પધારવાના હતા તે ટ્રેન સમયસર આવી જ નહિ. શ્રોતાઓ અધીરા થઈ ગયા. યજમાને ભાસ્કરબુવાને સંગીત શરૂ કરવા વિનંતી કરી. તેમણે કહ્યું : 'એ વાત અશક્ય છે.

ખાંસાહેબનો સ્વભાવ તમે જાણતા નથી. તેઓ આવશે ને મને ગાતો જોશે તો રીસાઈને ચાલ્યા જશે. જ્યારે મારી સ્વતંત્ર સંગીતસભા રાખશો ત્યારે તમે કહેશો તેટલો સમય રસપાન કરાવીશ, પણ આજે તો નહિ જ.'

પણ શ્રોતાઓ એમને છોડે એમ કયાં હતા? આખરે નાઇલાજે એમણે તંબૂરો હાથમાં લીધો ને ગાવા બેઠા. વીસેક મિનિટ વીતી હશે ત્યાં તો ખાંસાહેબનાં પગલાં પડ્યાં. લોકો વિસ્મિત થયા. એમને લાગ્યું કે હવે એ શું કહેશે? પણ ખાંસાહેબે કહ્યું : 'ઠીક, ભાસ્કર ગાઈ રહ્યો છે? સારું થયું. આજે આપણે એને જ સાંભળીએ.' ને પોતે સાંભળવા બેસી ગયા.

ભાસ્કરબુવાએ તંબૂરો મૂકી દીધો ને ખાંસાહેબને બેઠક લેવા વિનંતી કરી.

ખાંસાહેબે કહ્યું : 'એમ કેમ બને? તું પણ એક મોટો ગાયક છે. બે ગુરુએ તને સંગીતદાન દીધું છે. ત્રીજો હું છું. ત્રણ ત્રણ ગુરુ પાસે શીખેલો ગવૈયો શું નાનો હોઇ શકે?'

ભાસ્કરબુવાએ બનેલી ઘટના કહી સંભળાવી, પણ ખાંસાહેબ એકના બે ન થયા. બુવાએ હાથ જોડી વિનંતી કરી. પણ ખાંસાહેબે કહ્યું : 'ભાસ્કર! આજે તો મારે તારું જ સંગીત સાંભળવું છે. તારા બે ગુરુઓએ તને શું આપ્યું છે તે જ મારે જોવું છે.'

ભાસ્કરબુવાને ગુસ્સો ચડયો ને બોલ્યા : 'ખાંસાહેબ! મારા બે ગુરુએ શું શીખવ્યું છે એ જ તમારે જોવું છે ને? તો સાંભળો.'

અને તંબૂરો હાથમાં લઈ સંગીત શરૂ કરતાં પહેલાં ખાંસાહેબને વંદના કરી ને ગાવાની આજ્ઞા માગી.

ફૈઝમહંમદખાં અને નથ્થનખાં એ બંને ઉસ્તાદોના આલાપ અને નોમતોમ–બંનેનો સુમેળ કરી એમણે પ્રથમ રાગસ્વરૂપ પાકું કરી ખ્યાલથી શરૂઆત કરી. આલાપ, મિંડ, અસ્થાઈતાન, દ્રુતતાન વગેરે ધીમે ધીમે વધારી એક કલાક સુધી રંગત જમાવી. સમય-ક્યાં

ગયો તેની પણ ખબર ન પડી. તે પછી તેમણે તે જ રાગમાં દ્રુતની ચીજ શરૂ કરી. એ સાંભળી ખાંસાહેબની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો ને તેઓ પોતે ગૌરવ લઈ શકે એવા શિષ્યની ગાયકીને દાદ દેવા લાગ્યા.

બે કલાકે એક રાગ પૂરો થયો ને ઉસ્તાદે કહ્યું : 'વાહ ! ભાસ્કર ! બેટા ! તારા હજાર ગુના માફ છે. મારી પાસે જે કંઈ છે તે તારા જેવા સુપાત્ર માટે જ છે. ગા ફરી ગા. મને પેટ ભરીને સાંભળી લેવા દે.' અને પછી તો ભાસ્કરબુવાએ ત્રણે ઘરાણાનો સુમેળ કરી રંગ જમાવ્યો ને શ્રોતાઓને લાગ્યું કે આજે જીવન ધન્ય થઈ ગયું.

ભાસ્કરબુવાનો અવાજ કર્ણપ્રિય હતો. મશ્કરીમાં તે કહેતા : 'મારી જન્મભૂમિના ગામનું નામ તો છે કઠોર, પણ નિરનિરાળા ઘરાણાની ગાયકીનું મધુર સંગીત મારા ગળામાંથી નીકળે છે એ કેવળ ઈશ્વરની કૃપાનું જ ફળ છે.'

એમણે ગંધર્વ નાટક મંડળીનાં 'સ્વયંવર,' 'વિદ્યાહરણ' ને 'દ્રૌપદી' નાટકોમાં સંગીતદિગ્દર્શન સંભાળી મરાઠી રંગભૂમિ ઉપર શાસ્ત્રીય સંગીતને પ્રવેશ કરાવ્યો હતો.

એમની પાસે ઘણી શિષ્યમંડળીઓએ સંગીતશિક્ષણ લીધું હતું. એમાં સ્વ. તારાબાઈ શિરોડકર, સ્વ. બાપુરાવ કેતકર, મા. કૃષ્ણરાવ ફૂલંબ્રીકર, સ્વ. ગોવિંદરાવ ટેમ્બે, માલતીબાઈ જોશી, સ્વ. પિત્રે, નારાયણરાવ રાજહંસ ઊર્ફે બાલગંધર્વ વગેરેને સારી પ્રસિદ્ધિ મળી હતી.

તેમણે પૂનામાં સ્થાપેલી સંગીતસંસ્થા ભારત ગાયન સમાજ દ્વારા હજારો વિદ્યાર્થીઓએ સંગીતની તાલીમ લીધી છે ને હજુ પણ લે છે. એ જએ સંગીતભાસ્કરનું એક સાચું સ્મારક છે.

તા. ૮–૪–૧૯૨૨ ના રોજ પૂના મુકામે એ નામી સંગીત-સ્વામીએ આ સંસારમાંથી વિદાય લીધી હતી. આજે પણ અનેક સંગીતરસિયાં એ અમર ગાયકને યાદ કરે છે.

---



વિષ્ણુ દિગમ્બર પલુસ્કર

સંગીતના એ સાધક હતા. તપસ્વી હતા. શ્રદ્ધા અને શ્રમ દ્વારા એમણે સંગીતની સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. એમની જીવનસાધના અજોડ હતી, અલૌકિક હતી, અનુપમ હતી.

એ તપસ્વીનું નામ પંડિત વિષ્ણુ દિગમ્બર પલુસ્કર. મહારાષ્ટ્રના કુરુંદવાડ નામના એક નાના રજવાડામાં એમનો જન્મ આજથી સાડા નવ દાયકા પહેલાં– ઇ. સ. ૧૮૭૨માં થયો હતો.

પિતા દિગમ્બર પંત કીર્તનકાર હતા. વંશપરંપરાથી હરિકીર્તન એમના કુટુંબમાં ઉતરી આવ્યું હતું.

કુરુંદવાડના રાજવી આ પ્રસિદ્ધ કીર્તનકારનું ભારે સન્માન કરતા. નાના વિષ્ણુની તેજસ્વી મુખમુદ્રાએ એમને પ્રભાવિત કર્યા હતા. એમણે એનામા ફૂલની ફોરમ જોઈ, ચંદ્રનું તેજ જોયું, ભાવિનો તેજસ્વી સિતારો જોયો, સંગીતનો સાધક જોયો. મન એના તરફ આકર્ષાયુ અને એ આશાસ્પદ બાળકના લાલનપાલન ને શિક્ષણની જવાબદારી એ રાજવીએ સ્વીકારી.

એણે શાળાને સોપાને પદસંચાર કર્યો. એની અભ્યાસપ્રિયતાએ એના શિક્ષકો પ્રસન્ન થયા.

એક વખત પ્રસિદ્ધ ક્ષેત્રસ્થાન નરસોબાની વાડીમાં મેળો ભરાયો હતો. વિષ્ણુ પણ એ મેળામાં ગયો હતો. દારૂખાનુ ફૂટતાં અકસ્માત થયો. વિષ્ણુની આંખ દાઝી ગઈ. એને મિરજ લઈ જવામાં આવ્યો, અનેક ઉપાયો કરવામાં આવ્યા પણ આંખો સુધરી નહિ.

અને એ જ કારણે વિદ્યાભ્યાસ પડતો મૂકવો પડયો. અંગ્રેજીનું શિક્ષણ લઇ શકાયું નહિ.

કુરુંદવાડનરેશને આ વાતની જાણ થઇ. એમણે એને સંગીત-શિક્ષણ આપવાનું નક્કી કર્યું અને બાલકૃષ્ણબુવા ઈચલકરંજીકર જેવા નામી સંગીતસ્વામી પાસે મિરજમાં એનાં શિક્ષણનો પ્રબંધ કર્યો.

મિરજના રાજવી બાળાસાહેબ સંગીતના ભારે રસિયા. બાળકૃષ્ણબુવા એમના દરબારી ગાયક. એમની છત્રછાયામાં વિષ્ણુએ સંગીત-શિક્ષણનો પ્રારંભ કર્યો. મિરજપતિએ પણ એ બાલસંગીતકારના શિક્ષણમાં સારો રસ લેવા માંડયો.

એક વખત ગુરુજી શિષ્યને કલ્યાણ રાગનું પદ શીખવી રહ્યા હતા. શિષ્યથી એ બરાબર ગ્રહણ થઇ શકતું ન હતું. ગુરુએ આવેશમાં આવી જઈ કહ્યું : 'વિષ્ણુ ! તારા કંઠને શું થઇ ગયું છે ? હું મન મૂકીને શીખવું છું છતાં તારાથી એ ઝીલાતું નથી. મને લાગે છે કે સંગીતશિક્ષણ લેવાનું બંધ કર.'

શિષ્યને માથે જાણે વીજળી પડી. ગુરુના શબ્દોએ હૈયું વીંધી નાખ્યું. એની આંખોમાંથી આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો. એણે ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું : 'ગુરુદેવ ! દયા કરો. મારી આશાનો ભંગ ન કરો. મારાં નયનોની જ્યોતિ મેં ગુમાવી છે. સંગીત નહિ શીખું તો હું બીજું શું કરી શકીશ ? હવે ઘેર જવા મારું મન ના કહે છે. આપ મારું જીવનસર્વસ્વ છો.'

શિષ્યના શબ્દોએ ગુરુના હૈયાને પીગળાવ્યું. અડવાડિયું વીત્યા બાદ પુનઃ ગુરુજીએ આલાપો શિખવવા માંડયા ને કહ્યું : 'શ્રદ્ધા અને શ્રમની જરૂર છે—સાધના માટે.'

ગુરુદેવના શબ્દોને એણે વહાલથી વધાવી લીધા. સંગીતવિદ્યા સાથે શિષ્યે ઓતપ્રોત થવા માંડયું. નિત્ય અઢાર કલાકનો પરિશ્રમ લેવા માંડયો.

ગુરુજીની સેવા કરી ને કૃપા મેળવી—આશીર્વાદ મેળવ્યા. ગુરુની સંગીતવિદ્યા શિષ્યમાં ઊતરી. ચાર ચાર કલાક એક જ પદ એક જ રાગમાં વિવિધ આલપો દ્વારા રજૂ થવા માંડયું. આ નિર્વ્યસની વિદ્યાર્થીએ ધીમે ધીમે સંગીતનાં શિખરો સર કરવા માંડયા.

એક વખતે ત્યાંના એક મિલમાલિકે મહેફિલ ગોઠવી પોતાના સંબંધીઓ તેમજ કેટલાક નાત્રરિકોને નોતર્યા હતા. આ મહેફિલમાં

બાળકૃષ્ણબુવાને નિમંત્રણ નહોતું અપાયું. તે વખતે સંગીતકારો પ્રત્યે ઘૃણાની દૃષ્ટિએ જોવાતું.

શિષ્યને આથી ઘણું ખોટું લાગ્યું અને પ્રતિજ્ઞા કરી કે સંગીત-કળાને સમાજમાં ઉંચું સ્થાન અપાવી મારા ગુરુદેવ પ્રત્યેનું ઋણ અદા કરીશ.

વળી બીજો પણ એક પ્રસંગ બન્યો. એક વખતે ગુરુશિષ્ય સંગીતની ચર્ચા કરતા માર્ગમાં જઈ રહ્યા હતા. એટલામાં શ્રીમંત બાળાસાહેબ બગીમાં બેસીને પસાર થતા હતા. એમની દૃષ્ટિ ગુરુ-શિષ્ય ઉપર પડી એટલે બગી થંભાવી શિષ્યને બગીમાં બેસાડયો અને ગુરુને પગે ચાલતા જવાની આજ્ઞા કરી કારણ કે એ એમના આશ્રિત હતા. જ્યારે શિષ્ય આવ્યો હતો એમના સાઢુભાઇ કુરુંદવાડપતિ દ્વારા. આથી શિષ્યને ખોટું લાગ્યું પણ કરે શું ? મનમાં ગાંઠ વાળી કે હવે આવા આશ્રિત અને આશ્રયદાતા વચ્ચેના ભેદભાવના અંત લાવવા જોઇએ અને તે માટે એક જ ઉપાય ધ્યાનમાં આવ્યો અને તે મિરજ છોડવાનો અને સંગીતવિદ્યાનો પ્રચાર કરવાનો. એમણે પોતાના એક સહાધ્યાયીને આ વાત કરી અને બંનેએ એક દિવસ મિરજમાંથી વિદાય લીધી.

ફરતા ફરતા તેઓ સતારા આવ્યા ને ત્યાં થોડો સમય વીતાવી વડોદરાની વાટ લીધી. વડોદરામાં ત્યારે અનેક પ્રસિદ્ધ ગાયકો હતા. તેઓ દરબારી કલાકારો હતા. પણ એ બધાંનો સંપર્ક સાધવો શી રીતે ? ને શ્રીમંત સરકાર સુધી પણ પહોંચવું કેવી રીતે ?

એક નવો જ વિચાર મનમાં ઉદ્દભવ્યો, અને તે એક મંદિરમાં પોતાનાં સંગીતનો કાર્યક્રમ રાખવાનો. તે પ્રસંગે શહેરના સાંભાવિત જનોને નિમંત્રણ આપવામાં આવ્યું.

અને એ મુજબનો કાર્યક્રમ થતાં શ્રોતાઓ મુગ્ધ થયા ને એ સંગીતની સુવાસ તે વખતના વડોદરાનાં મહારાણી જમનાબાઈ, સાહેબ સુધી પહોંચી ગઈ. તેમણે વિષ્ણુબુવાને તરત જ નિમંત્રણ

પાડવીને બોલાવ્યા ને સંગીત શ્રવણ કરી પ્રસન્નતા અનુભવી. ઉપરાંત એમણે બે માસ સુધી એ આશાસ્પદ સંગીતસ્વામીને વડોદરામાં રહેવા માટે પણ કહ્યું.

પાછળથી સયાજીરાવ મહારાજે એમની સંગીતસભા રાજમહાલયમા રાખી એમનુ બહુમાન પણ કર્યું ને વડોદરાના દરબારી ગવૈયા તરીકે રહેવા વિનંતી કરી, પણ એમણે તો સંગીતપ્રચારનું વ્રત લીધું હતું એટલે નોકરીનો અસ્વીકાર કર્યો. મહારાજાએ એમને ભાવભીની વિદાય આપી. એમણે સૌરાષ્ટ્ર ભણી પ્રયાણ કર્યું ને રાજકોટ, જૂનાગઢ, માગરોળ વગેરે નગરોમાં પોતાનો કીર્તિધ્વજ ફરકાવી તેઓ આવ્યા ગિરનાર–શ્રીદત્તાત્રયના દર્શન કરવાની જીજ્ઞાસાથી.

સાચા હૃદયથી કરેલા સંકલ્પો ફળવાનો જાણે યોગ આવી ગયો. અહીં એમને એક સિદ્ધ યોગીનો સમાગમ થયો. એ દરમિયાન તેમણે સંગીતસૃષ્ટિમાં નવી ચેતનાનો સંચાર કરવાની પોતાની મહેચ્છા વ્યક્ત કરી.

યોગીરાજે પંડિતજીના મનોભાવને વધાવી લીધા અને આશીર્વાદ આપતા કહ્યુ: 'તું પંજાબમાં જા ને સંગીતનો પ્રચાર કર. સાૈ તારી અભિલાષા પૂર્ણ થશે.'

પંડિતજીએ શંકા દર્શાવી; 'હું રહ્યો મહારાષ્ટ્રનિવાસી. પંજાબ જેવા પરપ્રાંતમાં મારુ કોણ?'

યોગીરાજે ઉત્તર આપ્યો: 'એની ચિંતા તું શા માટે કરે છે? જા ને વિજય કર. તારો માર્ગદર્શક છે સર્વેશ્વર. તને કોઈ જાતની વિટંબણા નહિ પડે.'

સિદ્ધોના બોલ ફળ્યા વિના રહેતા નથી. એમના આશીર્વાદનું બળ અગાધ હોય છે. એની સીમા નથી હોતી. તેઓ વિજયધ્વજ ફરકાવતા ગ્વાલિયર આવ્યા–જ્યાં એમના ગુરુ બાળકૃષ્ણબુવાએ સંગીતનું શિક્ષણ લીધુ હતું. ચારેક મહિનાના ત્યાંના વસવાટમાં તો

એમનાં સંગીતની અનેક મહેફિલો યોજાઈ અને એમની કીર્તિના ડંકા વાગ્યા.

તે પછી મથુરા, ભરતપુર, દિલ્હી, અમૃતસર, લાહોર વગેરે સ્થળે પણ માન મેળવ્યું. પંડિતજીએ મથુરામાં ટૂંક સમયમાં હિંદી ભાષા ઉપર સારુ પ્રભુત્વ મેળવ્યું. જાણે વક્તૃત્વકલાની સિદ્ધિ લાધી.

પ્રવાસ દરમિયાન પંડિતજીને ખરો લાભ થયો અલીગઢમાં. જાણે એમનાં ભાગ્યનાં ખીડેલાં બારણાં ખૂલી ગયાં. જાણે યોગીરાજના આશીર્વાદ ફળી ગયા. વિશેષ વિદ્યા સંપાદન કરવાનો અનોખો યોગ સાંપડી ગયો.

ત્યાં એક વ્યક્તિએ એમને કેટલાક ધ્રુપદ ગાઇ સંભળાવ્યા અને એની 'સરગમ' પણ કરી દેખાડી. એ જ રીતે રાગોનાં વિવેચનવાળા શ્લોકો સંભળાવી એમને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા. એમણે જે સંગીતશિક્ષણ મેળવ્યું હતું તેમાં તો આવું કંઇ શીખવા મળ્યું ન હતું. ગુરુજીને મુખે સાંભળેલું સંગીત પોતે ઘૂંટીને તૈયાર કર્યું હતું. એટલે એમને શાસ્ત્રીય જ્ઞાન ક્યાંથી જ હોય? રાગોનાં નામ કે તેમની ઉત્પત્તિ, રાગના સ્વરોના આરોહઅવરોહ એ બધાથી એ ઘણા દૂર હતા.

તે સમયમાં શિષ્યોથી ગુરુને વિશેષ કંઈ પૂછાતું ન હતું. પૂછે તો કહે: 'તારે શુ કામ છે? તને શિખવ્યું છે એ જ તારે માટે પૂરતું છે,'

પંડિતજીને લાગ્યું કે મારું જ્ઞાન અપૂર્ણ છે. તરત જ સંગીતના કાર્યક્રમો બંધ રાખી સંગીતશાસ્ત્રનો અભ્યાસ અને તેનું સંશોધન હાથ ધર્યું. નવ નવ માસ સુધી મહાન પરિશ્રમ ઊઠાવ્યો ને ચિંતન કર્યું, મનન કર્યું. સ્વરલેખન પદ્ધતિનું સંશોધન કર્યું. તાલદર્શન માટે તેને આધારે ચિહ્નો તૈયાર કર્યા. અને એમ કરીને ભારતીય સંગીતને લિપિબદ્ધ કરવા માટેની ભૂમિકા તૈયાર કરી. અને એ પદ્ધતિને આધારે એમણે પાછળથી પોતાની સંગીતસંસ્થા ગાંધર્વ મહાવિદ્યાલય

માટેનાં પાઠ્યપુસ્તકો પણ તૈયાર કરી પ્રસિદ્ધ કર્યાં. ઉપરાંત કેટલીક સુંદર-ચીજોને લિપિબદ્ધ કરીને તેને પ્રગટ કરવા માટે તેઓ લાહોર આવ્યા ને લાહોર જ એમનું કાર્યક્ષેત્ર બની ગયું.

પંજાબમાં પંડિતજીની ભારે નામના થઈ. કીર્તિ અને કલદાર એમની કદમબોસી કરવા લાગ્યા.

પોતાની સંગીતકુશળતા અને આદર્શ જીવન દ્વારા લાહોરના પ્રતિષ્ઠિત નાગરિકોમાં એમણે પોતાનું વિશિષ્ટ સ્થાન મેળવી લીધું.

અહીં પંડિતજીને એક સંગીતવિદ્યાલય કાઢવાની ઉત્કંઠા થઈ. એમણે જોયું કે પોતાનો સંકલ્પ હવે સિદ્ધ થવા માંડ્યો છે, ને સંગીતશાળા દ્વારા સંગીતનો સારો એવો પ્રચાર થઈ શકશે.

તા. ૫મી મે ૧૯૦૧ ના રોજ એમણે લાહોરમાં 'ગાંધર્વ મહાવિદ્યાલય'ની સ્થાપના કરી. પોતાને અત્યારસુધી થયેલી દ્રવ્યપ્રાપ્તિ એમણે એ સંસ્થાને સમર્પણ કરી.

વિદ્યાલય માટે એક મકાન ભાડે રાખ્યું, વાજિંત્રો ખરીદ્યાં ને કાર્યની શરૂઆત કરવાનું નક્કી કર્યું.

તે સમય દરમિયાન એમના પિતાજીના સ્વર્ગવાસનો તાર મળ્યો પરંતુ પંડિતજી એથી નિરાશ ન થયા. એમણે પોતાનું કામ જારી રાખ્યું.

વિદ્યાલય તો સ્થાપ્યું પણ વિદ્યાર્થીઓ વિના અભ્યાસ કોને કરાવવો ? એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ—એમ દિવસો વીતવા લાગ્યા. દશેક દિવસ સુધી એક પણ વિદ્યાર્થી આવ્યો નહિ.

તે વખતે ત્યાંના ન્યાયમૂર્તિ ચેટરજીએ પંડિતજીને કહ્યું : 'પંડિતજી ! મેં તો આપને પ્રથમથી જ ચેતવ્યા હતા કે આ નગર સંગીતવિદ્યાને નહિ આવકારે. પંજાબી લોકો સંગીતની કદર નહિ કરે, પણ આપને મારા શબ્દોમાં વિશ્વાસ જ બેઠો નહિ ને આપે સાહસ કર્યું. આપે જોયું કે એનું શું પરિણામ આવ્યું ?'

પંડિતજીએ ઉત્તર આપ્યો : 'મહાશય ! આપ એની ચિંતા ન કરો. વિદ્યાર્થી આવે કે ન આવે હું તો અહીં જ રહીશ. હું અને મારો તંબૂરો — મારી સંગીતની સાધના ચાલુ જ રહેશે. શ્રદ્ધાથી આરંભેલું મારું કાર્ય નિષ્ફળ નહિ જાય.'

પંડિતજીના શબ્દોનો ચેટરજી ઉપર સારો પ્રભાવ પડયો ને બીજા દિવસથી વિદ્યાર્થીઓ આવવા માંડયા. ૭ માહનામાં તો વિદ્યાર્થીઓની સંખ્યા એકસો પાચ સુધી પહોંચી ગઈ. એમ આ વિદ્યાલય દ્વારા પંજાબમાં સંગીતનો સારો એવો પ્રચાર થવા માંડયો. આ સંગીતવિદ્યાલયનાં સંચાલન માટે દ્રવ્ય પ્રાપ્ત કરવા માટે પંડિતજીને બહાર જઇ સંગીતના કાર્યક્રમો કરવા પડતા.

એ જ સાલમાં ઓકટોબર માસમા પંડિતજી મુબઈ આવ્યા ને વિજ્યાદશમીને શુભ દિવસે ગાંધર્વ મહાવિદ્યાલયની સ્થાપના કરી. આ વિદ્યાલયનું સંચાલન લાહોરની સંસ્થાને ધોરણે જ થતુ હતુ પણ લાહોર કરતા મુબઇમા એમને સારો આવકાર મળ્યો. ઘણા વિદ્યાર્થીઓ એ સંસ્થાનો લાભ લેવાં લાગ્યા. વિદ્યાલયનાં સંચાલન માટે પંડિતજી સંગીતના કાર્યક્રમો દ્વારા દ્રવ્ય મેળવતા ને વિદ્યાલય વિકાસ પામતું ગયું. ૧૯૧૫ સુધી આ વિદ્યાલય સારી રીતે ચાલ્યા કર્યું.

એ જ સાલમાં સંગીત વિદ્યાલય માટે પંડિતજીએ મુબઈમાં જમીન ખરીદી અને એ સ્થળે મકાન બાંધવા માટે એક મિત્રે જરૂરી રકમ ઉછીની આપી. મકાન તૈયાર થયું ને સંગીતવિદ્યાનો લાભ ઘણા વિદ્યાર્થીઓ લેવા લાગ્યા.

ઉછીના રૂપિયા અપાયા નહિ એટલે ૧૯૨૪ માં એ રકમ ધીરનારે મકાનનો કબજો લીધો. પંડિતજી માનસિક શાંતિ માટે પ્રભુસ્મરણ કરવા લાગ્યા. એક વખત તેઓ દત્ત ભગવાનનાં દર્શન કરવા માટે નરસિંહવાડી ગયા. ત્યાં તેમણે સાત દિવસ સુધી રામાયણ પર સંગીત સાથે પ્રવચનો કર્યાં. તે પછી તેઓ નાશિક ગયા. ત્યા એમણે કથા આરંભી. એમાંથી જે કંઈ પ્રાપ્ત થયું એનાથી એક નાનું મકાન

તૈયાર કરાવ્યું ને 'શ્રી રામનામ આધાર' આશ્રમની સ્થાપના પણ કરી. એમના ઘણા શિષ્યોએ ત્યાં ભક્તિભાવથી ભજન કરવાનું શરૂ કર્યું.

મુંબઈ ખાતેનું સંગીતવિદ્યાલય બંધ થયું એથી એમના મનમાં જરાએ દુઃખ ન થયું.

કોઈ પૂછતું તો કહેતા: 'શ્રીરામજીની જેવી ઇચ્છા.'

એ સમય દરમિયાન પંડિતજી રામનામની ધૂનમાં મચી રહેતા હતા. 'રઘુપતિ રાઘવ રાજા રામ' એ ધૂનના પ્રચાર દ્વારા એમણે જનતામાં ભક્તિભાવ જગાવ્યો હતો.

એમણે પ્રાચીન ભક્તોનાં ભજનોને પોતાની સંગીતમય વાણી દ્વારા જનતા સમક્ષ રજૂ કરી એનો સારો પ્રચાર કર્યો હતો. સાધુ-સંતોની ભક્તિભાવભરી વાણી આ રીતે એ પ્રખર સંગીતસ્વામીને હાથે સંગીતદેહ પામી હતી.

મુંબઈનાં વિદ્યાલયના કસોટીકાળમાં એમણે સંગીત વિષેના ગ્રંથોનું લેખનકાર્ય જારી રાખ્યું હતું. પચાસ ઉપરાંત ગ્રંથો એમને હાથે તૈયાર થયા હતા.

ભક્તિભાવ ઉપરાત રાષ્ટ્રીય ભાવના પણ પંડિતજીનાં સંગીતમાં વણાઈ ગઈ હતી. રાષ્ટ્રીય મહાસભાનાં અધિવેશનો પ્રસંગે પંડિતજીને નિમંત્રણ અપાતું ને તેઓ પોતાના શિષ્યો સાથે વંદેમાતરમ્ તથા અન્ય રાષ્ટ્રીય ગીતોના ગાન કરતા.

પંડિતજીએ શૃંગાર રસના પદોમાથી અશ્લીલતા દૂર કરી એને શુદ્ધ રાગરાગિણીઓ દ્વારા ભક્તિરસનો રંગ આપી લોકપ્રિય કર્યાં હતાં. એમની એ મહાન સેવા ન ભૂલાય એવી છે.

એમણે શિષ્ટ, સાત્વિક અને ભાવપ્રધાન સંગીતના પ્રચાર માટે સંગીતપ્રવીણ શિષ્યો તૈયાર કર્યા હતા—જેમાં સંગીતમાર્તંડ પંડિત ઓમકારનાથજી, નારાયણ મોરેશ્વર ખરે, પ્રો. બી. આર. દેવધર,

પં. વિનાયકરાવ પટવર્ધન, પં. વામનરાવ પાધ્યે વગેરે સંગીતકારોનાં નામો ઉલ્લેખનીય છે.

પંડિતજી એક સંત તરીકે, સંગીતતપસ્વી તરીકે જીવન જીવ્યા હતા. એમનું જીવન મહાન હતું ને એથીય વિશેષ એમનું કાર્ય મહાન હતું.

એમનાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં 'સંગીત બાલપ્રકાશ', 'સંગીતશિક્ષક', 'રાગપ્રવેશ' ભા—૧ થી ૨૦, 'રાષ્ટ્રીય સંગીત', 'મહિલા સંગીત' વગેરેનો સમાવેશ થાય છે. સંગીતના ઉત્કર્ષ માટે એમણે 'સંગીતામૃત પ્રવાહ' નામની માસિક પત્રિકા પણ કાઢી હતી.

એમના જીવનના અંતિમ દિવસો મિરજમાં વીત્યા હતા.

ઈ. સ. ૧૯૧૮માં પોતાના વિદ્યાલય તરફથી તેમણે એક મોટી સંગીતપરિષદ બોલાવી હતી અને એમાં પ્રસિદ્ધ સૌ સંગીતસ્વામીઓને બોલાવી પોતાને માટે થયેલી ગેરસમજ દૂર કરી હતી.

ભાસ્કરબુવા બખલેને એ પ્રસંગે ખાસ તેડાવ્યા હતા. તે ઉપરાંત ભૂગંધર્વ તરીકે પ્રસિદ્ધ થયેલા રહિમતખાં, બાળકૃષ્ણબુવા, વગેરે સંગીતજ્ઞો સમક્ષ પં. ભાસ્કરબુવાએ મન મૂકીને ગાયું ને રંગ જામી ગયો. ભાસ્કરબુવાએ એમને ઉદ્દેશીને કહ્યું : 'સંગીતવિશારદો તો રસપૂર્વક સાંભળે પણ સામાન્ય જનતા પણ આટલો ઊંડો રસ લેશે એની તો મને કલ્પનાયે ન હતી. એ સઘળો પ્રતાપ છે આપનો. આપે જ જનતામાં શાસ્ત્રીય સંગીતનો પ્રચાર કર્યો છે ને એની પ્રતિષ્ઠા વધારી છે.'

૧૯૨૧ની સાલમાં અમદાવાદમાં કોંગ્રેસનું અધિવેશન ભરાયું હતું તે વખતે એટલી મોટી માનવમેદની ભરાઇ હતી કે ગાંધીજી તથા એમની મંડળીને મંડળમાં પ્રવેશવું દુષ્કર થઈ પડયું હતું. એ વખતે પંડિતજીએ મંચ ઉપર જઈને 'રઘુપતિ રાઘવ રાજા રામ' શરૂ કર્યું ને લોકોએ પણ પોતાની જાતને ભૂલી પંડિતજી સાથે તે ગાવા માંડયું. એ દરમિયાન ગાંધીજી તથા બીજી મંડળી મંચ ઉપર જઈને

ક્યારે બેસી ગઈ તેની પણ કોઈને ખબરે ન પડી. ત્યાર પછી તો આવા મોટાં અધિવેશનોમાં પંડિતજીને નિયમિત નિમંત્રણો મળવા લાગ્યાં.

ઈ. સ. ૧૯૨૧ ના મે ની ૧૮ મી તારીખે પંડિતજીને ત્યાં પુત્ર જન્મ થયો–કુરુંદવાડમાં. નામ પાડ્યું દત્તાત્રય. પંડિતજીના આનંદની સીમા ન રહી. જાણે ઘરનો દીપક આવ્યો–અજવાળાં પાથરવા. જાણે એક મોંઘામૂલું રત્ન સાંપડ્યું.

પંડિતજીનાં અગિયાર સંતાનો નાની નાની વયમાં જ કાળનો કોળિયો બની ગયા હતા. આથી દત્તાત્રયનો જન્મ માતાપિતા બંને માટે આનંદજનક હતો. ૧૯૨૯ માં પંડિતજીએ પુત્રનો યજ્ઞોપવિત સંસ્કાર ઉજવ્યો–અજબ ઉત્સાહથી નાશિકમાં. આ પ્રસંગે ભારત-ભરમાંથી પંડિતજીના શિષ્યો નાશિકની ધરતી પર ઊતરી આવ્યા હતા–એમના આનંદમેળાના ભાગીદાર થવા માટે.

ઈ. સ. ૧૯૨૬ માં ગાંધર્વ મહાવિદ્યાલયનો રજતજયંતી–મહોત્સવ ઉજવીને પોતે સંગીતના પ્રચારપ્રવાસે નીકળી ગયા ને સિલોન, બ્રહ્મદેશ વગેરે દૂર દૂરનાં સ્થળોએ પ્રયાણ કરી સંગીત-વિદ્યાનો મહિમા વધારી તેઓ નેપાળ ગયા હતા.

આ લાંબી પ્રવાસયાત્રાની અસર એમના શરીર ઉપર થઈ ને તેઓ નેપાળથી પાછા ફર્યા. એ સ્થિતિમાં એમણે રામનામ જ ઔષધ તરીકે સ્વીકારી એનો જાપ ચાલુ રાખ્યો.

પંડિતજીની ઇચ્છા પુત્રને પણ મહાન ગાયક બનાવવાની હતી ને એ દૃષ્ટિએ તાલીમ પણ આપવા માંડી. પણ વિધાતાનાં વિધાન કંઈક જુદાં હતાં. કાળની ગતિ ગહન છે. એનો કોઈ પાર પામી શકતું નથી.

ઈ. સ. ૧૯૩૧ ના ઑગસ્ટ માસની ૨૧મી તારીખે આ મહાન સંગીતતપસ્વીએ આ સંસારમાંથી વિદાય લીધી હતી. છતાં એ અમર છે. એમનાં સંસ્મરણો ન ભૂલાય એવાં છે. સંગીતસૃષ્ટિમાં એમનો ફાળો અપૂર્વ છે, અનોખો છે, ચિરસ્મરણીય છે.

ગોવિંદરાવ બુરહાનપુરકરના ગુરુ હતા સખારામ પંત આગલે ને તેમના ગુરુ હતા નાનાસાહેબ પાનસે. તેઓ પ્રખર મૃદંગાચાર્ય તરીકે પ્રસિદ્ધ હતા. તેઓ સતારા જિલ્લાના વાઈ ગામના વતની. બાલ્યકાળમાં તેમણે ઘરમાં જ મૃદંગ પર અભ્યાસ કર્યો હતો. પછીથી કેટલોક સમય સ્વ. પં. મનાજી કોડિતકરની પાસે પૂનામાં રહ્યા હતા. તે પછી તેઓ એકવાર પોતાના પિતા સાથે એક કીર્તનમંડળીમાં કાશીની યાત્રાએ ગયા હતા. ત્યારે એમનાં યૌવનની વસંત ખીલતી હતી. કાશીમાં તેઓ જ્યોતિસિંહ ઊર્ફે જોધસિંહ નામના એક કીર્તનકારના સંપર્કમાં આવ્યા. તેઓ દેવાલયમાં રામચરિત માનસનો પાઠ કરતા. ઉપરાંત ભજન–કીર્તન દ્વારા પણ વાતાવરણમાં રંગ જમાવતા. વળી તેઓ પખવાજવાદનની કલામાં પણ નિપૂણ હતા.

નાનાસાહેબને જ્યોતિસિંહના પખવાજવાદને અજબ રીતે આકર્ષ્યા. આથી પોતાના પિતાની સંમતિ મેળવી તેમણે પખવાજ શીખવાનો પ્રારંભ કર્યો. બાર બાર વર્ષ સુધી એમણે એકાગ્ર ચિત્તે એ વિદ્યા સંપાદન કરી, ને તે પછી તેઓ અલાહાબાદ ગયા. સંત માધવસ્વામીની ત્રિવેણી સંગમ આગળ કુટિર હતી. એ શોધી કાઢી તેમની સમીપ જઈ તેઓ વંદના કરી ઊભા રહ્યા. ગુરુએ પૂછ્યું: ‘હે નારાયણ! તું મારી પાસે શી ઇચ્છાથી આવ્યો છે?’

એમણે કહ્યું: ‘આપ તો અતર્યામી છો.’

સ્વામીજીએ સ્મિત કરીને આશ્રમમાં રહેવાની અનુમતિ આપી અને ગુરુવારના દિનથી શાસ્ત્રોક્ત પદ્ધતિથી મૃદંગશિક્ષણ આપવા માંડ્યું. આશ્રમમાં એમણે બાર વર્ષ શિક્ષણ લીધુ. તે પછી સ્વામીજીએ એક દિવસ કહ્યું: ‘હે નારાયણ! કાલે હું જળસમાધિ લેવાનો છું. બેટા નાના! તને હું આ હસ્તલિખિત ગ્રંથ અને મૃદંગ પ્રસાદરૂપે અર્પું છું. સંસારમાં તારો વિજય થશે.’

એ દિવસ હતો ચૈત્ર સુદ નવમીનો. સ્વામીજીની વિદાયે નાનાસાહેબનાં હૈયામાં વેદના જાગી. તે પછી થોડો સમય ત્યાં રહીને તેઓ પતિયાળા રાજ્યમા આવ્યા. ત્યાં ઉસ્તાદ કુદૌસિંહનુ મૃદંગવાદન સાભળ્યુ ને આનંદ અનુભવ્યો. ત્યાથી અનેક ગુણીજનોને સાભળતાં અનેક સ્થળે પરિભ્રમણ કરતા તેઓ ઇંદોર આવ્યા. ઇંદોરનરેશ તુકોજીરાવના દરબારમા તેમનું મૃદગવાદન થયુ. તેઓ પ્રસન્ન થયા ને એમને દરબારમા રાખી લીધા.

એ મહાન મૃદંગાચાર્યે સાડા આઠ દાયકાનુ આયુષ્ય ભોગવી આ સસારમાથી વિદાય લીધી હતી. એવા તાલશાસ્ત્રના અજોડ જ્ઞાતા પાસે ઘણા શિષ્યોએ પખવાજ, તબલા અને નૃત્યનુ શિક્ષણ લીધુ હતુ. એમાંના એક હતા સખારામ પંત આગલે.

એમની ઉમર સાત વર્ષની હતી ત્યારે એમની માતાનો સ્વર્ગવાસ થયો હતો અને પિતાજીએ સન્યસ્ત ધારણ કર્યું હતુ. એવા સંજોગોમાં એમની માની માએ એમનુ લાડકોડથી પાલનપોષણ કર્યું હતુ.

જ્યારે એમની ઉમર દશ વર્ષની થઈ ત્યારે એમના મામા સ્વ. કૃષ્ણરાવ કોપરગાવકર એમને લઈને મૃદંગસમ્રાટ સ્વ. નાનાસાહેબ પાનસે પાસે ગયા હતા.

ગુરુની કૃપા ઊતરી અને શિષ્યની તાલીમ શરૂ થઈ. ગુરુપુત્ર બાલાસાહેબ પાનસે અને સખારામ સમવયસ્ક હોવાથી બંનેનુ શિક્ષણ એક સાથે થવા માડયુ. આવો અજબ યોગ સદ્‌ભાગીને જ સાંપડે છે. એમણે ગુરુજી પાસે સોળ વર્ષ તાલીમ લીધી હતી. એમની ગુરુભક્તિ અપૂર્વ હતી ને એ ભક્તિએ જ એમને મહાન મૃદંગાચાર્ય બનાવ્યા હતા તથા ઇંદોર દરબારમા એક અનોખા સંગીતરત્ન તરીકે સ્થાન અપાવ્યુ હતુ.

એમની પાસે તાલીમ લેવાનુ સદ્‌ભાગ્ય સાંપડ્યુ હતું. સ્વ. ગોવિંદરાવ બુરહાનપુરકરને.

તેમનો જન્મ થયો હતો બુરહાનપુરમાં ઈ. સ. ૧૮૮૦ માં. તેમના દાદાના સમયથી તેમનું કુટુંબ બુરહાનપુરવાસી બન્યું હતું.

એમના કુટુંબની સાધારણ સ્થિતિને કારણે શાળાનું શિક્ષણ એમને વિશેષ મળી શક્યું ન હતું. જેમ તેમ કરીને મરાઠી ફાઈનલની પરીક્ષામાં તેઓ ઉત્તીર્ણ થયા હતા.

પરંતુ સંગીત પ્રત્યે નાનપણથી જ અભિરુચિ હતી અને સંગીતશિક્ષણનો પ્રારંભ પણ તેમની પાંચ વર્ષની વયથી થયો હતો.

તેમના પિતા દેવરાવ પણ સંગીતના સારા જાણકાર હતા. તેથી તેમણે પુત્રને સારું ઉત્તેજન આપ્યું. પંદર વર્ષની ઉમર સુધી તેમણે પખવાજવાદનનું શિક્ષણ લીધા કર્યું. સાથે ઇંદોર અને બુરહાનપુરમાં તબલાવાદનની તાલીમ પણ લેવા માંડી. ઉપરાંત સ્વ. હરહર બુવા કોપરગાંવકર પાસે એમણે ધ્રુપદ ધમારની ગાયકીનું શિક્ષણ પણ શરૂ કર્યું. વળી હૈદ્રાબાદના સ્વ. પં. વામનરાવ પાસેથી પણ એમણે થોડોક સમય તબલાની તાલીમ લીધી હતી.

પણ એમનું વિશેષ લક્ષ્ય પખવાજવાદનના અભ્યાસ ભણી જ રહ્યું. આથી એમણે સખારામજી પાસેથી સતત બાર વર્ષ સુધી પખવાજવાદનું શિક્ષણ લીધુ હતું, અને એ રીતે તેઓ પખવાજ અને તબલા બંને વાદનકલામાં પારંગત થયા હતા.

તે પછી તેઓ પ્રસિદ્ધ સંગીતસ્વામી પં. વિષ્ણુ દિગમ્બર પલુસ્કરના પરિચયમાં આવ્યા અને એમની સાથે એમનો અજબ મેળ મળી ગયો.

સંગીતપ્રચાર માટે જ્યારે એમણે ભારતના અનેક નગરો અને તે ઉપરાંત બ્રહ્મદેશ અને લંકાની પ્રવાસયાત્રા આદરી ત્યારે ગોવિંદરાવને પણ સાથે લેતા ગયા. આમ એક સંગીતસ્વામી સાથે એમને અનેક સ્થળોનો પ્રવાસ કરવાની તક મળી ને તેમાં જ્યાં જ્યાં પં. વિષ્ણુ

દિગમ્બરના સગીતના કાર્યક્રમો યોજાતા ત્યા ત્યા તેઓ પખવાજ ઉપર એમની સગત કરતા ઉપરાત તેમના પખ્ખવાજ્વાદનના સ્વતત્ર કાર્યક્રમો પણ અનેક સ્થળે યોજાતા ને એમનું સન્માન થતુ

તેમણે એ સગીતસ્વામીની પ્રેરણાથી 'મૃદગ-તબલાવાદન સુબોધ' ના ત્રણ ભાગ તથા 'ભારતીય તાલમજરી' નામના પુસ્તકો રચ્યા હતા ને તેમને પ્રસિદ્ધિનો પ્રકાશ પણ જોયો હતો

એમનુ પ્રથમ પુસ્તક છે મૃદગ-તબલાવાદન સુબોધ-ભાગ ૧. એમા કટલાક પ્રસિદ્ધ તાલોનો (પ્રચલિત લેખનપદ્ધતિથી) સમાવેશ કરવામા આવ્યો છે પ્રત્યેક તાલના ઠેકા, મોહરા, સાથના બોલ, ગત, કાયદા મુખડા, રેલા, સસ્કૃત શ્લોક વગેરે આપવામા આવ્યા છે એ સિવાય થાપટ બજાવવાની રીત, મૃદગ અને તબલા સ્વરમા મેળવવાની રીત, વર્ણ કેવી રીતે કઈ કઈ આગળીઓથી કાઢવા તેની રીત દર્શાવવામા આવી છે એમા બધા મળીને ૧૬૦ બોલ સગ્રહવામા આવ્યા છે

બીજા ભાગમા પારિભાષિક શબ્દોના અર્થ આપવામા આવ્યા છે અને તાલ-કાલ આડ-કુઆડ, સમ ઇત્યાદિ કોને કહે છે તે વિષય પર પ્રશ્નોત્તરીના રૂપમા વિસ્તારપૂર્વક લખવામા આવ્યુ છે. વધારેમા તાલનુ મહત્વ, તાલનુ સ્વરૂપ, તાલનુ ધ્યાન, તાલ માત્રા બદ્ધ તાનના દશ પ્રાણ, (કાલ, માર્ગ, ક્રિયા, અગ, ગ્રહ, જાતિ, કલા, યતિ લય અને પ્રસ્તાર) માનાનો ખુલાસો, વર્ણન પરિચય, સસ્કૃત શ્લોક, મૈનગષ્ટ (લકડી) ના મૃદગ તબના મધુર બોલે છે– વગેરેની સમજ આપી છે એ સિવાય સાથ, રેલા, મોહરા, મુખડા, ચક્રદાર પરણ ગત તિપલી ગત, ચૌપલ્લી ગત, બીનની સાથે વગાડવાના ઝાલા વગેરે બહુ ઉપયોગી ૨૦૧ બોલ, સગ્રહ વગેરે વિષયનુ સ્પષ્ટીકરણ આપ્યુ છે

ત્રીજા ભાગમાં લોકપ્રિય એવા મૃદંગ વિભાગમાં ચોતાલ, ધમાર-તાલ, સુરફાક્તા, (સૂલ), ઝપતાલ, તથા મત્ત તાલ, અને તબલા વિભાગમા તીન તાલ, એક તાલ, દીપચંદી તાલ, દાદરા, કહરવા તથા મત્ત તાલ, ઇત્યાદિ તાલોમા ચતસ્ત્રજાતિ અને તિસ્ત્રજાતિ લયમા વિસ્તારપૂર્વક સુપ્રસિદ્ધ તાલ સગ્રહ એકત્ર કરવામા આવ્યો છે. એટલુ જ નહિ પણ પ્રચલિત લેખનપદ્ધતિ અનુસાર ઉપર નિર્દેશ કરેલા તાલોમા ગત, લડી, રેલા, લગ્ગી, મોહરા, મુખડા ગતપરણ, સાથ, આડી, ચક્રદાર પરણ, ચક્રદાર ફરમાસની પરણ, ચક્રદાર આડની પરણ, કહરવાની ગત અને મિશ્રનત્રની ગતનો સમાવેશ થાય છે. કાલ-તાલ શાસ્ત્રીય વિચાર, તાલની ઉત્પત્તિ, લયનુ વિવરણ, વાદ્યવિવેચન, આદિ સર્વ વસ્તુઓનુ વિવરણ આપવામા આવ્યુ છે.

'ભારતીય તાલમજરી'મા પ્રાચીન અને અર્વાચીન જેટલા તાલ ઉપલબ્ધ છે, એ મોટા મોટા જાણીતા ૧૧૨ તાલોના શાસ્ત્રીય ઠેકા, આ પુસ્તકમા સગ્રહિત કરવામા આવ્યા છે. પ્રત્યેક તાલની સમ, તાલી, ખાલી, તમનાની ગત વગેરે વિષયનુ જ્ઞાન પ્રચલિત લેખનપદ્ધતિ અનુસાર સમજાવવામા આવ્યું છે

ઇ. સ. ૧૯૨૯મા અમદાવાદમા એક સગીતસમેલન યોજાયું હતુ ત્યારે નામી સગીતકારો પણ ઉપસ્થિત થયા હતા. તે પ્રસગે એમને સ્વ૦ સરદાર વલ્લભભાઈ પટેલને હસ્તે 'મૃદગાચાર્ય'ની પદવી એનાયત થઇ એમનુ બહુમાન થયુ હતુ.

વડોદરા રેડિયો દ્વારા ઇ સ ૧૯૪૮ના જાન્યુઆરીમા તે વખતના મહારાજા શ્રીમત પ્રતાપસિંહરાવના જન્મોત્સવ સપ્તાહ નિમિત્તે કાર્યક્રમ યોજાયો હતો ત્યારે તેમા તેમના પખવાજવાદનનો પણ સુદર કાર્યક્રમ થયો હતો તે પ્રસગે તેમને મળવાનું થયુ હતું.

દિલ્હીના ગાધર્વ મહાવિદ્યાલયની સુવર્ણજયતી પ્રસગે ભારતના તે સમયના રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ દ્વારા પણ તેમનુ સન્માન કરવામા આવ્યુ હતુ.

ઈ. સ. ૧૯૫૫ ના માર્ચ માસમાં દિલ્હીની સંગીત નાટક અકાદમી દ્વારા પણ તેમનો સન્માનસમારોહ યોજાયો હતો.

તેમણે પ્રસિદ્ધ નૃત્યસાધક ઉદયશંકરના ' કલ્પના ' ચિત્રમાં તેમજ ભારત સરકારના ફિલ્મ ડિવિઝન તરફથી ઊતરેલા બોલપટમાં પખવાજવાદન આપ્યું હતું. એમણે ઘણા રાગો ઉપર પ્રભુત્વ મેળવ્યું હતું. પણ એ સૌમાં એમનો પ્રિય રાગ હતો ટોડી અને પ્રિય તાલ હતો ધમાર.

જીવનના સંધ્યાકાળે પણ એમનો અભ્યાસ ચાલુ જ હતો. ઉપરાંત તેમણે ઘણા શિષ્યોને પણ એટલી જ દિલચસ્પીથી પખવાજ-વાદનનું શિક્ષણ આપ્યું હતું

તેમણે ઘણો સમય ગીતાબહેન સત્યદેવ સાથે રહી તેમને પખવાજ-વાદનની તાલીમ આપી હતી ને તેમના જ આગ્રહથી ' મૃદંગ તબલાવાદન સુબોધ ' ભાગ–ત્રીજો ઇ. સ. ૧૯૪૪માં પ્રસિદ્ધનો પ્રકાશ જોઈ શક્યો હતો. ૧૯૫૬ સુધી તેઓ ગીતાબહેન સાથે એમના પખવાજગુરુ તરીકે રહ્યા બાદ ૧૯૫૭માં પોતાના વતન બુરહાનપુરમાં આવ્યા હતા ને ત્યાં તેમની તબિયત બગડતાં તેઓ મૃત્યુના મહેમાન બન્યા હતા.

એમનાં પખવાજવાદનની કેટલીક રેકર્ડ હિઝ માસ્ટર્સ વૉઈસ કું. તરફથી ઊતારવામાં આવી હતી તે સાંભળતાં એ નામી મૃદંગાચાર્યની વાદનકલાની યાદ તાજી થાય છે.

---

સંગીતકલાનો સાધક પોતાની સાધના દ્વારા જ્યારે સિદ્ધિને શિખરે પહોંચે છે ત્યારે સંસારને ચકિત કરી મૂકે છે. એ સિદ્ધિને શિખરે પહોંચવાનું સદ્ભાગ્ય ઘણા ઓછા સંગીતકારોને લલાટે લખાયું હોય છે. ખરુ કહીએ તો સંસારને એવા સંગીતસિદ્ધો ક્યારેક જ સાંપડે છે—જે સંગીત દ્વારા સંસારમાં સ્વર્ગ ઊતારે.

એવા સિદ્ધ સંગીતસ્વામી હતા ઉસ્તાદ ફૈયાઝખાં સારાયે ભારતમાં એમની ખ્યાતિ પ્રસરી ગઇ હતી—ગુલાબના ફૂલની ફોરમ જેવી.

એમનો જન્મ થયો હતો ઇ સ ૧૮૮૧ માં, આગ્રા શહેરના સુપ્રસિદ્ધ રંગીલા ઘરાણામાં. જન્મતા પહેલા જ પિતા સફદરહુસેનખાનુ અવસાન થયુ હતુ. ફૈયાઝખાના દાદા મહમદઅલીખાં ઝાલાવાડ દરબારમાં ત્યારે રાજગવૈયા તરીકે નવસો રૂપિયાના પગારે નોકરી કરતા હતા. આમ એમને સંગીત વારસામાં મળ્યુ હતુ

શહેનશાહ અકબરશાહના માનીતા સંગીતકાર તાનસેને પોતાની પુત્રી સુજાણદાસ સાથે પરણાવી હતી એમના વંશમાં થના ગુલામ અબ્બાસખાં એમની દીકરીના દીકરા તે ફૈયાઝખાં.

પિતાની છત્રછાયા ગુમાવી ચૂકેલા બાળકને પોતાના માતામહ ગુલામઅબ્બાસખાની શીળી છાયા લાધી હતી એમની પાસે નાનપણથી જ ફૈયાઝખાને તાલીમ મળતી ગઈ.

જેને સિદ્ધિના સોપાન સર કરવા હોય તેને સાધના કરવી પડે છે પાંચ વર્ષની ઉંમરથી માંડીને પચીસ વર્ષની ઉંમર સુધીની એમની સાધના અજબ હતી. નાનપણમાં એમના હાથ પર પલંગના પાયા મૂકી એમને તાલીમ આપવામાં આવતી—જેથી ઊંઘ કે ઝોકું ન આવી જાય ને ધ્યાન સંગીતમાં રહે

યુવાન સંગીતકારે સંગીતસૂર્યનો અપૂર્વ પ્રકાશ જોયો. જાણે કંઠમાં વાગીશ્વરી આવીને વસી ગઈ. એમની ગાયકીની શ્રોતાઓ ઉપર જાદુઈ અસર થતી ગઈ.

ગુનાબઅબ્બાસખાં એકસો વીસ વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવી ઇ સ ૧૯૩૫માં બેહસ્તનશીન થયા હતા એમના ભત્રીજા ઉસ્તાદ નથ્થનખાં પાસેથી પણ ફૈયાઝખાંને તાલીમ મળી હતી તેઓ મૈસૂર દરબારના રાજગાયક હતા ફૈયાઝખાં અવારનવાર ત્યાં જતા ને એમની પાસેથી એમણે અનોખી સંગીતસમૃદ્ધિ સાંપડી હતી

એક વખત પતિયાળાના નામી ગાયક ફત્તેહઅલીખાંના શિષ્ય ઉસ્તાદ મિયાંજાનના સંગીતની મહેફિલ હતી – ઇ સ ૧૯૦૭માં. ત્યારે ફૈયાઝખાંની ઉંમર બાવીસ વર્ષની એ બેઠકમાં એ હાજર હતા. મિયાંજાને અનોખી શૈલીમાં મુલતાનીનો ખ્યાલ ગાયો એ પછી એમની ગાયકીનું અનુસરણ કરવાની કોઇ કલાકારની હિંમત ચાલી નહિ. એ પ્રસિદ્ધ ગવૈયાના ગાયા બાદ ગાવું એ લોઢાના ચણા ચાવવા જેવું હતું. ફૈયાઝખાંને પણ જરાક સંકોચ તો થયો પણ પછી સ્વસ્થ થઈ મુલતાની રાગ ગાયો–આલાપ, અસ્થાઇ અને અંતરા સાથે–જે ઢંગમાં ઉસ્તાદે ગાયો હતો તે ઢંગમાં અને પછી પોતાની રંગીલી ગાયકીમાં પણ રાગનો આવિષ્કાર કર્યો સૌ કોઈ દંગ થઇ ગયું ને યુવાન સંગીતકારના અનોખા સંગીતે પ્રશંસા મેળવી કાર્યક્રમ પૂર્ણ થયા બાદ ફૈયાઝખાં બાજુના ખંડમાં ગયા–પરસેવાથી રેબઝેબ થઈને. મિયાંજાન પણ એમની પાછળ ખંડમાં પ્રવેશ્યા ને યુવાન ગાયકની સંગીતકલાને બિરદાવતા બોલી ઊઠ્યા 'કેવું ઉત્તમ ગાયું ! ખરેખર તમે કલાના ઉસ્તાદોના વારસ લાગો છો !' એ શબ્દોએ યુવાન સંગીતકારના હૈયાને વાસ્તવિક પ્રસન્નતાથી ભરી દીધું

ઇ સ. ૧૯૦૬નું વર્ષ ફૈયાઝખાંના જીવનઇતિહાસમાં એક મહત્વનું પ્રકરણ લખી ગયું એ લખવામાં મૈસૂરનરેશનો પણ અપૂર્વ ફાળો ગણાય. ત્યારે વિજ્યાદશમી નિમિત્તે મૈસૂરનરેશે એમને સૌ

પ્રથમ આમંત્રણ આપી બોલાવ્યા હતા. ત્યારે મૈસૂરમાં સંગીતના સત્તર સત્તર જલસા થયા. એમાં એક યુવાન ગવૈયો પોતાની સંગીત-કલાનું રસદર્શન કરાવી રહ્યો હતો. એની કલા પર એ રાજવી મુગ્ધ થયા. એમણે ખાંસાહેબને સુવર્ણચંદ્રક એનાયત કરી નવાજ્યા-સન્માન્યા. જ્યારે માનવીની કલાને પ્રોત્સાહનનાં બળ મળે છે ત્યારે એ વિશેષ ખીલી નીકળે છે.

તે પછી તેઓ હૈદ્રાબાદ પણ ગયા હતા ને ત્યાં દરબારમાં એમનું સંગીત સાંભળી નિઝામ સરકારે એમને હીરાની મુદ્રિકા ભેટ આપી હતી.

ત્યારબાદ તેઓ આગ્રા છોડી કલકત્તા આવ્યા. ત્યાં બાબુ દુલીચંદ કરોડપતિએ એમને આવકાર્યા. ત્યારપછી ગ્વાલિયરના મહારાજકુમાર ગણપતરાવ સૈયાએ એમને રોકી લીધા. એમની પાસે એ પાંચેક વર્ષ રોકાયા.

એ દરમિયાન ૧૯૧૧ની સાલમાં તેઓ કલકત્તામાં રહેતી આગ્રાની ગાયિકા મલકાજાનના સમાગમમાં આવ્યા. એણે સંગીત શીખવાની માગણી કરી ને ઉસ્તાદ પાસે ગંડો બંધાવ્યો.

બંને જુવાન હતાં, રસિક હતાં, સંગીતકલાનાં ઉપાસકો હતાં. મલકા પાસે સૌંદર્ય હતું, યૌવન હતું, સાહ્યબી હતી, સમૃદ્ધિ હતી. ખાંસાહેબની સંગીતકલાએ મલકા ઉપર જાદુ કર્યું. એમણે એને પૂરવ અંગની ઠુમરી શીખવી. મલકાના ગળામાંથી એના બોલ અનોખી અદાથી નીકળતા : 'બાબુલ મોરા નૈયર છૂટો જાય.' ફૈયાઝખાં પણ એ સાંભળીને મુગ્ધ થઇ જતા. મલકાની ગાયકી અને ભાવદર્શન બંને અજબ હતાં. સંગીતકલાની જાણે પરાકાષ્ઠા.

એક દિવસ એણે ઉસ્તાદ પાસે પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો : 'ખાંસાહેબ ! આપ મને અપનાવી લ્યો તો ? મારે તો આપની પત્ની બનવું છે.'

ફૈયાઝખાએ આવા પ્રસ્તાવની આશા રાખી ન હતી. એમણે ઉત્તર આપ્યો : 'મલકા ! એ અશક્ય છે. તું મારી શિષ્યા છે હું તારો ઉસ્તાદ છુ. એ સંજોગોમા તારી માગણી મારાથી મંજૂર થાય એવી નથી.'

મલકાને આઘાત લાગ્યો. એની આશા નિરાશામા પરિણમી. સગીતના ઇતિહાસનો એ વિરલ પ્રસગ હતો.

તે જમાનામા વડોદરાના દરબારમા સારા ગાયક ન હતા. એટલે સયાજીરાવ મહારાજે તે વખતના દરબારી સગીતકાર ફૈજ મહમદખાંને ભારતનો પ્રવાસ કરી કોઈ નવયુવાન શક્તિશાળી સગીતકારને શોધી કાઢવા ફરમાવ્યું હતુ ફૈજમહમદખા પ્રવાસે નીકળ્યા ને આગ્રા ગયા. ત્યા એમણે ફૈયાઝખાનુ સગીત સાભળ્યુ ને પ્રસન્નતા અનુભવી. પછી વડોદરા આવી મહારાજાને વાત કરી અને હોળીના ઉત્સવ પ્રસંગે તેમને નિમત્રણ આપી સગીતનો કાર્યક્રમ ગખવામા આવ્યો.

સયાજીરાવ મહારાજ કલાકારોના પરખદા હતા સાહિત્ય, સગીત અને બીજી વિવિધ કલાઓને એ મહાન નરેશ તરફથી સારુ ઉત્તેજન મળ્યુ હતુ

પોતાના જન્મોત્સવ પ્રસગે એમણે ફૈયાઝખાનુ સગીત સાભળ્યુ ને સાભળ્યુ એવુ હવામા વની ગયુ એમણે ઉદ્ગાર કાઢ્યા. 'આ સગીતકારને અદ્ભુત લાગે છે'

અને જ્યારે ફૈયાઝખાને એમ કહેવામા આવ્યુ કે વડોદરાનરેશ તમારા સગીતથી પ્રસન્ન થઇ તમને નોકરીમા રાખવા માગે છે શુ પગાર લેશો ?'

ઉત્તરમા ખાનસાહેબે કહ્યુ 'જે આપશો તે'

અને આમ સો રૂપિયા પગાર તથા પચાસ રૂપિયા સવારીના એમ નોકરી નક્કી થઈ. ત્યારથી એ વડોદરા રાજ્યના એક કલાવત થયા. એમનુ વડોદરા ખાતેનુ એ આગમન એવા શુભ ચોઘડિયે થયું

હતું કે પછી જીવનના અંત સુધી એ એમનું વહાલું વતન બની ગયું. એ હતી ૧૯૧૨ ની સાલ.

ઇ. સ. ૧૯૧૯ ની સાલમાં બ્રિટનના પ્રિન્સ ઑફ વેલ્સ વડોદરાની મુલાકાતે પધારનાર હતા. સયાજીરાવ મહારાજને લાગ્યું કે આવા કલાપ્રિય મહેમાનને ભારતીય સંગીત અને નૃત્યની કલાનાં રસદર્શન કરાવવાં જોઈએ.

અને એ માટેના કાર્યક્રમનું નિયોજન કરવા માટે કેટલાક કલાકારોને—સંગીતકારોને મહારાજાએ રાજમહાલયમાં બોલાવ્યા. એમાં ઉસ્તાદ ફૈયાઝખાં પણ ઉપસ્થિત થયા હતા.

એમાં દરેક કલાકાર માટે સમયની મર્યાદા નક્કી કરવામાં આવી. ફૈયાઝખાંને ફાળે સૌ કલાકારો કરતાં વધુ સમય નિયત થયો હતો અને તે અગિયાર મિનિટનો. એ ફરમાન હતું શ્રીમંત સયાજીરાવ મહારાજનું.

ફૈયાઝખાંએ નમ્રતાથી ઉત્તર આપ્યો: 'સરકાર! હું આપનો સેવક છું એની ના નહિ પણ નક્કી થતા કાર્યક્રમમાં મારું સંગીત ન રખાય તો સારું.'

સંગીત જેવી કલાને સમયની મર્યાદા ન હોવી જોઇએ એવું માનનાર કલાસ્વામીએ વિના સંકોચે પોતાના મનની વાત વ્યક્ત કરી દીધી હતી. તે વખતે એમણે પોતાની નોકરીને પણ હોડમાં મૂકી દીધી. એ બતાવે છે કલાકારની દૃઢતા ને નિડરતા.

તે જ સાલમાં ઇંદોરનરેશ તુકોજીરાવ હોલ્કરે ફૈયાઝખાંનું સંગીત સાંભળી પ્રસન્નતા અનુભવી અને એમની કલાને બિરદાવતાં એમને મહામૂલાં પારિતોષિકોથી નવાજવામાં આવ્યા હતા. એ પારિતોષિકોમાં પંદરેક હજારની કિંમતનો પોતાના ગળામાંનો રત્નકંઠો, પાંચસો રૂપિયાનો પોષાક અને દસ હજાર રૂપિયાની રોકડ રકમ એ સૌ એનાયત થયું હતું.

અખિલ હિંદ સંગીત પરિષદની બેઠકો વડોદરા, દિલ્હી, બનારસ, કલકત્તા, અલીગઢ, અલાહાબાદ વગેરે સ્થળોએ મળતી ગઈ અને એમાં ફૈયાઝખાંની સંગીતકલા સૌને આંજી નાંખવા લાગી.

પૂર્વ બંગાલમાં મહિશાદળ નામનું એક રાજ્ય. તેના રાજવી સંગીતના ભારે રસિયા. તેઓ પ્રતિ વર્ષે પોતાના જન્મદિન નિમિત્તે નામી સંગીતકારોને નોતરતા ને સંગીતની મહેફિલો જામતી.

આવી જ એક મહેફિલ રંગ પર ચડી હતી. તે વખતે વિષ્ણુપુરના ખ્યાતનામ ગાયક જ્ઞાન ગોસાંઇ પણ ઉપસ્થિત હતા.

ફૈયાઝખાંનું સંગીત શરૂ થયું. દરબારી રાગના આલાપોએ શ્રોતામંડળને મુગ્ધ કર્યું. નાદબ્રહ્મની સૃષ્ટિ સાકાર થઇ. ઉસ્તાદની અનોખી ગાયકીએ મશહૂર સંગીતસ્વામી જ્ઞાન ગોસાંઈને જાણે રસમાં ડૂબાડી દીધા. એમનાં નયનોમાંથી અસ્ખલિત આંસુપ્રવાહ વહેવા માંડ્યો. એમને લાગ્યું કે આજે જીવનની ધન્યતા અનુભવી. અને પોતે ખ્યાતિપ્રાપ્ત સંગીતસ્વામી હોવા છતાં ઉસ્તાદ ફૈયાઝખાંનું શિષ્યત્વ ગ્રહણ કર્યું.

ઈ. સ. ૧૯૨૫ માં લખનૌ ખાતે સંગીત પરિષદ ભરાઇ હતી તેમાં ખાંસાહેબે પોતાની અપ્રતિમ ગાયકીથી સૌને મુગ્ધ કર્યા હતા ને તેમને 'સંગીતચુડામણિ' ની પદવી એનાયત કરવામાં આવી હતી. અલાહાબાદમાં એમને 'સંગીતભાસ્કર' અને 'સંગીતસરોજ' ની ઉપાધિઓથી નવાજવામાં આવ્યા હતા.

પછી તો જયપુર, જોધપુર, અલવર, પાલનપુર, ઈડર, ચંપાનગર, બનૈલી વગેરે રાજ્યોમાં પણ એમનાં સન્માન થયાં હતાં ને પારિતોષિકો અપાયા હતાં.

ઈ. સ. ૧૯૨૯ માં મહારાજા સયાજીરાવ વિલાયતમાં હતા ત્યારે મૈસૂરનરેશે તારથી એમની અનુમતિ લઇ ફૈયાઝખાંને પોતાને ત્યાંની સંગીતસ્પર્ધા માટે નોતર્યા હતા. ત્યારે એમની સંગીતકલા કસોટીની એરણ પર ચડી હતી. એ વખતે મૈસૂરના રાજગવૈયા ઉસ્તાદ

હાફિઝખાં સાથે યુવાન ફૈયાઝખાંને સાત સાત દિવસ સુધી ગાવાની ફરજ પડી હતી. એમાં શરત એવી હતી કે જુગલબંદીમાં જે સંગીતકાર વિજયી નીવડશે તેને સાત સાત થાળમાં મૂકેલાં સાત સાત સેલાં, સાત સાત દુશાલા, રત્નજડિત સુવર્ણકંકણ ને રોકડા રૂપિયા ચૌદસો એનાયત કરવામાં આવશે. ઉપરાંત 'આફતા બે મૌસિકી' ની પદવીથી એ સન્માનિત થશે. એ જુગલબંદીના પરીક્ષકો હતા તે જમાનાના પ્રતિભાસંપન્ન સંગીતમર્મજ્ઞો મોતિયા ભાગવત અને શેપન્ના.

૭ દિવસ સુધી સ્પર્ધામાં કોઇથી કોઇ ન ઊતરે. બંને પોતાની કલાસિદ્ધિનું પ્રદર્શન કરતા હતા. સાતમે દિવસે ફૈયાઝખાંએ પોતાના પ્રતિસ્પર્ધીને ધમાર શરૂ કરવાનું કહ્યું. હાફિઝખાં એ ગાયકીથી અજ્ઞાત હતા. એમણે ના પાડી. ફૈયાઝખાંએ ઠુમરીથી શરૂઆત કરી ને એનો અજબ રીતે વિસ્તાર કરી રમાડવા માંડી ને રંગ જામ્યો–મેઘધનુષ્યના જેવો. સૌ કોઇ દિંગ થઇ ગયું. આખુંય વાતાવરણ 'વાહ ! વાહ !' ના ઉચ્ચારણથી ગાજી ઊઠ્યું. મૈસૂરનરેશ પણ એમાં અપવાદ રૂપ ન હતા. યુવાન ગાયકનો વિજય થયો ને શરત મુજબનું અપૂર્વ માન મેળવવાનું સદ્‌ભાગ્ય ત્યારે સાંપડ્યું.

તેઓ વડોદરાના દરબારી સંગીતકાર હતા તે વખતે બનેલી એક ઘટના જાણવા જેવી છે.

શ્રીમંત મહારાજા સયાજીરાવની પેઠે તેમનાં રાણીસાહેબ ચિમનાબાઈ–દ્વિતીય–ને પણ સંગીતનો ખૂબ શોખ. સ્વ. વિષ્ણુ નારાયણ ભાતખંડે પાસે તેઓ સંગીત શિક્ષણ લેતા હતા.

એક ઉનાળામાં તેઓ કાશ્મીરના પ્રવાસે ગયાં હતાં. સાથે હતા સંગીતમર્મજ્ઞ ભાતખંડે અને કર્નલ પરબ.

ત્યાંથી એક દિવસ ફૈયાઝખાં ઉપર તાર આવ્યો. એમાં એમને ત્વરિત કાશ્મીર પહોંચી જવાનું નિમંત્રણ હતું.

ને ઉસ્તાદે કાસ્મીરની ધરતી ઉપર પગ મૂકયો ને પ્રકૃતિના એ મહિમાવંતા પ્રદેશમાં, પુષ્પોની સૃષ્ટિસમા રંગઉદ્યાનમાં સંગીતની બેઠકો થવા લાગી.

એક દિવસે સંગીતચર્ચા થઈ. એમાંથી પ્રશ્ન ઉદ્‌ભવ્યો.

'પ્રાચીન સમયમાં દીપક રાગ ગવાતા દીપકો પ્રગટતા હતા, મલ્હાર રાગ ગવાતા મેઘ વરસતો, ગુનકલી કે ખટરાગનું ગાન થતાં કરુણ ભાવ જાગૃત થતો પણ હવે એ રાગોના ગાયકો દ્વારા એવું પરિણામ કેમ નથી આવતું? શું રાગોની શુદ્ધિ અલોપ થઇ છે કે પછી એવી ગાનકલા આજના ગાયકોએ સિદ્ધ કરી નથી?'

ફૈયાઝખાંએ ઉત્તર આપ્યો: 'માસાહેબ! એવા ગાયકો તો છે પણ એવી શ્રોતામંડળી કયાં છે? તે છતાં પણ મને જો તક આપવામાં આવે તો હું પ્રયત્ન આદરું. હું મારી પ્રભુશ્રદ્ધાને કસોટીએ ચડાવી જોઉં.'

મહારાણીસાહેબે એ માટે સંમતિ આપી. બીજા દિવસનું ઊગતું પ્રભાત એ માટે નક્કી કરવામાં આવ્યું. સ્થળ હતું અચરાવળ–જ્યાં મોગલ શહેનશાહ જહાંગીર અને નૂરજહાં કલા, સંગીત ને પ્રકૃતિસૌંદર્યની રસલહાણ માણતા એ ઐતિહાસિક ભૂમિ.

પ્રકૃતિનાં પ્રેમભર્યા વાતાવરણમાં, પુષ્પોનાં હાસ્યસમા પમરાટમાં, મંદ મંદ સમીરની લહેરોની લિજ્જતમાં સંગીતસ્વામીએ ગુનકલી રાગના કરુણભાવના આલાપ શરૂ કર્યા.

જેમ જેમ સંગીત જામતુ ગયું તેમ તેમ વાતાવરણમાંથી હાસ્યસભરતા અદશ્ય થવા માંડી. સંગીતકારના આલાપોથી નાદબ્રહ્મ જાગૃત થયું. ઉલ્લાસના રંગો રેલતી પ્રકૃતિએ કરુણ ભાવો વેરવા માંડ્યા. શ્રોતામંડળનાં હૈયાને પણ ગુનકલીની ગાયકીએ કરુણરસથી ભીંજવી દીધાં. રસની સંક્રાંતિ થઈ. હાસ્યમય વાતાવરણ કરુણમય બન્યું. શ્રોતાઓથી એ સ્થિતિ અસહ્ય થઇ પડી. ભાતખંડેજીએ અર્ધ હોશમાં ઉસ્તાદને ઈશારો કરી સંગીત થંભાવી દેવા વિનંતી કરી.

સૌને ખાતરી થઈ કે હજુ પણ પોતાનાં સંગીતનો પ્રભાવ વાતાવરણ પર પાડી શકે એવા ગાયકો છે. એમાં સંગીતકારની કલાનો, એની શ્રદ્ધાનો, એના સંકલ્પનો વિજય હતો.

ઈ. સ. ૧૯૩૫માં કલકત્તા ખાતે સંગીત પરિષદ હતી. એમાં ફૈયાઝખાંનાં સંગીતે અનેકને અસર કરી. એ શ્રોતા સમુદાયમાં તે વખતનો પ્રસિદ્ધ ફિલ્મી અભિનેતા કુંદનલાલ સાયગલ પણ હતો. એ સંગીતદીવાનાએ ખાંસાહેબ પાસે આવીને કહ્યું: 'મારે આપનો શિષ્ય થવું છે.'

ખાંસાહેબે કહ્યું: 'તમે તો મોટા ફિલ્મી અભિનેતા છો. કીર્તિ ને કલદાર બંને દોડતાં આવે છે. પછી મારું શિષ્યત્વ ગ્રહણ કરવાની શી જરૂર?'

પણ સાયગલે નમ્રતાથી પોતાની માગણી મંજૂર કરાવી ગંડો બંધાવ્યો ને ખાંસાહેબનો શિષ્ય થવામાં ગૌરવ અનુભવ્યું.

એ જ વર્ષમાં જ્યારે સર સયાજીરાવ વિલાયતથી વડોદરા પધાર્યા ત્યારે એમણે ફૈયાઝખાંને કહ્યું: 'ફૈયાઝખાં! બધાયે તમને ઓળખ્યા અને હું બીજાઓથી પાછળ રહી ગયો.'

અને એ કદરદાન નરેશે ખાંસાહેબને 'જ્ઞાનરત્ન'ની પદવી અને પોપાકથી નવાજી દરબારમાં ખુરશીનું માન આપ્યું.

ઇ. સ. ૧૯૩૬–૩૭માં મુંબઈમાં જ્યારે સંગીતનો જલસો કરવામાં આવ્યો ત્યારે ખાંસાહેબે દોઢ કલાક સુધી રામકલી રાગ ગાઇ સૌને મુગ્ધ કર્યા હતા. આ સમય દરમિયાન સંગીતસમ્રાટ અલ્લાદિયાખાં તો રડતા જ રહ્યા. બાદમાં એમણે કહ્યું: 'આજે તો ભૂતકાળના સૌ સંગીતકારોની ખોટ પૂરે એવો એ એક જ ગવૈયો છે.'

ઇ. સ. ૧૯૪૨માં મુંબઈના તમામ સંગીતસંઘો તરફથી માટુંગા ખાતે ખાલસા કૉલેજમાં એક જલસો ગોઠવવામાં આવ્યો હતો. આ પ્રસંગે ખાંસાહેબને 'સંગીતસમ્રાટ'નો ઇલ્કાબ અને એક હજાર

રૂપિયાની થેલી અર્પણ કરવામાં આવી હતી. પોતાને મળેલા રૂપિયામાંથી અડધી રકમ તેમણે સ્થાનિક સંગીતસંઘોને આપી દીધી હતી.

૧૯૪૩ માં કલકત્તામાં યોજાયેલી સંગીત પરિષદમાં એમના સંગીતનો કાર્યક્રમ હતો. સંયોજકોએ ટિકિટ માટે ઘણી મથામણને એની જાણ થઈ. વણ દાયકા પહેલાના સંસ્મરણો હૈયામાં જાગૃત થયાં. એનું મન આતુર થઈ ગયું—એ સંગીતસ્વામીને નિહાળવાને—એમનું માધુર્યભર્યું સંગીત શ્રવણ કરવા માટે. એણે એક સજ્જ ધીને એ કાર્યક્રમની એક બેઠક પોતાને માટે રીઝર્વ કરાવવા માટે ટેલિફોન કર્યો જેથી પોતે ફરી એક વાર એ સમર્થ સંગીતકારને જોઈ શકે—સાઠ્ઠી શરે વર્ષો પહેલાં પરણીને પરદેશવાસી થયેલી મનકા પુન એક વાર બહાર આવી અને એ મહાન સંગીતસ્વામીના વ્યક્તિત્વ અને સંગીતથી પ્રભાવિત થઈ હતી ત્યારે એણે સૂકા મેવો ભરેલો એક થાળ ખાંસાહેબને ઊતારે પાઠવીને પોતાના મનની મમતા વ્યક્ત કરી હતી.

૧૯૪૮ ના જાન્યુઆરીની ત્રીસમી તારીખ ભારતવર્ષ માટે વેદનાના ઘેરા રંગ લઈ આવી હતી. તે દિવસે ભારતના ભાગ્યવિધાતા મહાત્મા ગાંધીજી આ ફાની દુનિયામાંથી વિદાય લઈ ચૂક્યા હતા.

વડોદરા રેડિયોના તે વખતના ડાયરેક્ટર શ્રી નારાયણ મેનને બાપુજીને અંજલિ આપવાના કાર્યક્રમો રેડિયો પરથી યોજ્યા હતા. આ પ્રસંગે અંજલિ આપવા ઉસ્તાદ ફૈયાઝખાંને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું. એમને ફી માટેનો કોન્ટ્રાક્ટ આપતાં એમણે ગદ્ગદ કંઠે કહેલા શબ્દો આજે પણ યાદ આવે છે. 'ક્યા ઉનકે મૌત પે હમ ગા ભી ન સકે?' એમ કહી એમણે ફી લેવાની ના પાડી અને દિલના ઊંડાણમાંથી વેદનાપૂર્ણ સ્વરે તે રાતે ગાયું 'વૈષ્ણવજન તો તેને કહિયે, જે પીડ પરાયી જાણે રે!' બાપુજીના એ પ્રિય ભજને વાતાવરણને ભક્તિ રંગે રંગી દીધું હતું ને ત્યાર

પછી એ ઉસ્તાદે જમાવેલી ' રઘુપતિ રાઘવ રાજારામ 'ની ધૂન આજ પણ હૃદયમાં ગુંજી રહી છે. '

ખાંસાહેબની ગણના એક શ્રેષ્ઠ ખ્યાલગાયક તરીકે હતી છતાં પણ ભારતીય સંગીતની પાંચ મુખ્ય પ્રચલિત પદ્ધતિઓ– ધ્રુપદ, ખ્યાલ, ટપ્પા, ઠુમરી વગેરેમાં પણ એમણે સિદ્ધિ મેળવી હતી. એવી અજબ સિદ્ધિનો વિરલ યોગ ભાગ્યે જ એક જ વ્યક્તિમાં જોવામાં આવે છે.

વડોદરાની કૉલેજ ઑફ ઇન્ડિયન મ્યુઝીકના ભૂતપૂર્વ પ્રિન્સિપાલ શ્રી. હીરજીભાઈ ડૉક્ટરે એમની ગાયકી વિષે એક સ્થળે લખ્યું હતું: 'ખાંસાહેબનો ધ્રુવપદ અંગેનો નોમતોમ ઘણો પ્રખ્યાત હતો. તેઓ રંગીલા ઘરાણાના ગાયક હોઈ તેમની ગાયકી તેમનાં ઘરાણાને શોભાવે તેવી ખરે જ રંગીલી હતી. ખાંસાહેબનો ધીરગંભીર માધુર્યપૂર્ણ ઘૂંટેલો જવારીદાર કંઠ, સ્પષ્ટ શબ્દોચ્ચાર, રાગદિગ્દર્શન, પરિણામ-કારક આલાપ, લડીદાર સટ્ટાની તાનો ખાસ સાંભળવા જેવાં હતાં. તૈયારીથી સપાટ સટ્ટા લગાડનારા ઘણા ગાયકો હશે, પરંતુ દરેક સ્વરની પૂરી શ્રુતિ સુધી સ્વરના દાણાને પહોંચાડી ગાવુ અત્યંત કષ્ટસાધ્ય છે અને એ બાબતમા ખાંસાહેબ દૈવાઝખા અજોડ હતા.

ગાયન કલાને જેવી કંઠની આવશ્યકતા છે તે જ પ્રમાણે કંઠ-માધુર્ય, શ્વાસનિયંત્રણ, અવાજની ચોડાઈ, સરળતા એની પણ ખાસ જરૂર હોય છે. ખાંસાહેબની ગાયકીમા મૃદુ સ્વરકંપન, મીંડની ઝોંક, ગાયંકાનુ વૈવિધ્ય, હરકતોની સરળતા, આલાપ સંચારીનું ગાંભીર્ય, તાનની તૈયારી અને અત્યંત સુરેલપણુ તેમજ લયકારી એ બાબતો સ્પષ્ટ નજરે પડતી હતી. ગીતની ભાવના પણ એમની કલામાં સ્વરસંયોગની સાથે રસપરિપોષનો ફેલાવ કરતી. એ રીતે સંગીતના બે મુખ્ય ભાવપક્ષ ને કલાપક્ષ એ બંનેમાં ખાંસાહેબ અજોડ હતા.

બે સ્વરોની હુંકારયુક્ત ગમક, નપુ નપુ સ્વરોની ધીરગંભીર આલાપી, સ્વરભરણુ, મીંડ, મુર્કી, ઘસીટ અને મુખ્યમદી તાનો એ એમના ઘરાણાની મુખ્ય વિશિષ્ટતાઓ હતી

ધીરે ધીરે આલાપ સંચારીનું છંદ બાંધીને નાની નાની તાનોની ઝાલર ગૂંથીને શ્રોતાઓની ભાવના જ્યાં ગતિમાન થાય એવા મોકા ઉપર તેઓ જ્યારે મહેકદાર તાનોના ફુવારા છોડતા ત્યારે, તથા તાર સપ્તકમાંથી એકસા તાનની વીજળી કડકડાવી, મધ્ય મંદ્ર સપ્તકમાં ઘૂસી સમની જગ્યા ઉપર વીજળીની ચમક જેવી ચાલાકી અને ઝડપથી આડી લયકારીમાં જ્યારે તેઓ આવી પડતા ત્યારે તેમની રસપરિપૂર્ણ ગાયકીથી શ્રોતાઓ મંત્રમુગ્ધ થઈ જતા

એમનો ખરજ મંદ્રનો ગંભીર અવાજ મનમાં સનસનાટી ઉત્પન્ન કરતો રાગ અને લયની દૃષ્ટિએ ગાયનને શુદ્ધ રાખવાનું એમનું ધ્યેય હતું ધ્રુપદ પદ્ધતિની એમની બોલ તાનો, મધુરતિયાઓ, મીંડ ગમકપ્રધાન આલાપચારી તથા સમ ઉપર આવવાની એમની નવલ પૂર્ણ તથા જોશીલી અનોખી પદ્ધતિ અત્યંત પ્રભાવશાળી હતી '

ખાંસાહેબ એઈ અનોખા રસિક ગાયક હતા એમની અજબ ગાયકી દ્વારા અમર બનેલી અનેક ચીજો આજે પણ એમના અસંખ્ય શ્રોતાઓના હૃદયમાં એ મહાન ગાયકની સ્મૃતિઓ જાગૃત કરે છે 'સાજન નોગ નૈયર છૂટો જાય—કે 'બાજુબંધ ખુલ ખુલ જાય' જેવી ઊંચી હુનરી અને બીજી કયી કયી ચીજો સંભારિયે ?

ખાંસાહેબ મહાન સંગીતકાર હતા એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે પણ એ કવિ હતા એ વાત ઘણા ઓછા જાણે છે કારણ કે એમની કૃતિઓ હજુ પુસ્તક રૂપે પ્રસિદ્ધિનો પ્રકાશ જોઈ શકી નથી તેમણે 'પ્રેમપિયા'ના ઉપનામથી અનેક ચીજોની ધ્રુપદ, ધમાર, ઠુમરી, તરાના, ટપ્પા, દાદરા આદિમાં રચના કરી છે તેમાંની 'મારે મંદિર અજહુ નહિ આયે'—(જયજયવંતી) કે 'અખિયાં ઉનસે લાગી રહી'—

(ઝીંઝોટી) જેવી કેટલીય ચીજો આજે પણ એ મહાગાયકની ગાયકીનું સ્મરણ કરાવે છે.

એમનું વ્યક્તિત્વ અજબ હતું–પ્રતિભાવંતું હતું. સોહામણો ગોરો વાન, હૃષ્ટપુષ્ટ કાયા, આંખોની ચમક, પાનથી રંગાયલા હોઠ ને ભરાવદાર મુખમુદ્રા એ સૌ જોનાર ઉપર પ્રભાવ પાડતાં. આવા રંગીલા ગાયકની કામણગારી ગાયકી હવે ક્યાં સાંભળવા મળે એમ છે ?

વર્ષો સુધી ખાંસાહેબ સાથે અનેક મહેફિલોમાં અને સંગીત-પરિષદોમાં હારમોનિયમ ઉપર એમની સંગત કરનાર આજે સાત-દાયકાના આયુષ્યને આરે ઉભેલા એમના ભાણેજ ઉસ્તાદ ગુલામ-રસૂલખાં પાસે એમનાં મહામૂલાં સંભારણાંનો અખૂટ ભંડાર ભર્યો છે.

એમનાં જ્વાજ્વલ્યમાન વ્યક્તિત્વથી બધા વર્ગોના માનવી આકર્ષાયા હતા. સાઠબાસઠ વર્ષની બુઝર્ગ વયે પણ માનવસમૂહમાં એમની સોહામણી આકૃતિ નિરાળી તરી આવતી.

જેમ તેઓ ઉત્તમ પ્રકારનાં સંગીતની રસલહાણ આપતા તેમ અનેક ઉમદા ગુણોનો તેમનામાં સમન્વય પણ થયો હતો. એ ઉદાર હતા, સંતોષી હતા, દયાળુ હતા. સાચા મિત્ર અને શિષ્યપ્રેમી ગુરુ હતા. એમની વિનમ્રતા, સંસ્કારિતા શિક્ષિત અને અશિક્ષિત સૌ વર્ગને આકર્ષતી. એ જીવન જીવ્યા ઉન્નત મસ્તકે, ગૌરવભરી રીતે. એમણે કદી કોઇને નમતું આપ્યું નથી. સસ્તા પ્રચાર કે ખોટાં વખાણને એમને કદી આવકાર્યાં નથી. આવાં માનવી સંસારમાં મળવા દુર્લભ છે. સંગીતસૃષ્ટિનું એ મહામૂલું રત્ન હતું–અનેરા તેજથી ઝગમગે એવું. દેશની એ શોભા હતા. રાષ્ટ્રની એ મહામૂલી સંપત્તિ હતી. એમના અંતરમાં માનવતાની જ્યોત હતી. એમનાં અંગે અંગમાં સંગીત હતું, કલા હતી. કૈંકના એ પ્રેરણાદાતા હતા. કૈંકના એ આશ્રયદાતા હતા. દર્દ અને આનંદ એમનાં સંગીતમાં અજબ રીતે ઊતરી આવતાં. એમાં એક ચિત્રકારની અદા હતી, શિલ્પની

સર્જકતા હતી, ગાયકની ગૌરવાન્વિત કલા હતી. શ્રીમંત ફત્તેહસિંહરાવ ગાયકવાડે એકવાર રેડિયો ઉપર તેમને અંજલિ આપતા કહ્યું હતું:

'શાસ્ત્રીય સંગીતમાં રુચિ અને એનાં પ્રત્યેના પ્રબળ આકર્ષણની પ્રેરણા મને એમની પાસેથી મળી હતી. મારી આજ સુધીની લઘુ જીવનયાત્રામાં મને અનેક પ્રખ્યાત ગાયકોને સાંભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે પરંતુ એમાં કેવળ ઉસ્તાદ ફૈયાઝખાં જ એવા હતા કે એકવાર ઉષ્માભર્યા ગ્રીષ્મકાલીન સંધ્યા સમયે એમણે 'મિયાંકી મલ્હાર' રાગ ગાઈને મને એવું પ્રતિભાસિત કરાવી દીધું હતું કે બહાર મૂસળધાર વરસાદ પડી રહ્યો છે. વાસ્તવમાં આકાશમાં એક પણ જળભરી વાદળી ન હતી.'

ખાંસાહેબનું શિષ્યમંડળ ઘણું વિશાળ હતું. એમાં પં. એસ. એન. રતનજનકર, લતાફતહુસેનખાં, આતાહુસેનખાં, અઝમતહુસેનખાં, સ્વામી વલ્લભદાસ, સોહનસિંઘ, દિલીપચંદ્ર વેદી, રજનીકાંત દેસાઈ, શરાફત હુસેનખાં, કુંદનલાલ સાયગલ, અધગાયક ચંદ્રશેખર પંડ્યા, હમીદ-હુસેનખાં, સુશીલકુમાર ચૌબે, ગુલામકાદીરખાં વગેરેનો સમાવેશ થાય છે. એમાંના સાયગલ સિવાયના સૌ હયાત છે ને સંગીતક્ષેત્રે ખ્યાતિ પ્રાપ્ત કરી પોતાના ઉસ્તાદની સંગીતજ્યોતને જ્વલંત રાખે છે.

ખાંસાહેબના દેહવિલય પહેલાંનો એક વર્ષ અગાઉનો એક પ્રસંગ છે. તે વખતે કલકત્તામાં બપોરના સમયે તેમનાં સંગીતની મહેફિલ ગોઠવાઇ હતી. કેટલાક ટીખળખોર યુવાનિયાએ દૈનિક પત્રોમાં છપાવ્યું: 'ખાંસાહેબ વૃદ્ધ થયા છે. તે સાથે તેમનું સંગીત પણ બુઝર્ગ થયું છે.' ખાંસાહેબના પ્રશંસકોને આથી ઘણું માઠું લાગ્યું. પણ તેમને મન એની કંઇ અસર ન હતી. એમણે તો હસીને કહ્યું: 'ભલે હું વૃદ્ધ થયો. મને મારું વૃદ્ધ થયેલું સંગીત ગાવા દો.'

અને તે પછી નિર્ધારિત સ્થળે અને સમયે સંગીતસભા યોજાઈ. એમાં એમનાં પ્રશંસકો ઉપરાંત વિરોધીઓ પણ સારા પ્રમાણમાં હાજર હતા. ખાંસાહેબે એમની રંગીલી અદાથી 'ખટ' રાગ ગાવા

આંસો-કારુણ્ય પ્રચુર રાગથી વાતાવરણમાં શોકની ઘેરી છાયા ફરી વળી. એમના વિરોધીઓ પણ દિંગ થઈ ગયા. નાદબ્રહ્મના ઉપાસકે ઉપજાવેલી ઘેરી અસરમાં ડૂબી ગયા. વિરોધનો વંટોળ ક્યાંય અદશ્ય થઈ ગયો ને માનની ભાવના જાગૃત થઈ. ચારે બાજુથી 'આફરીન ! આફરીન ! ના પોકારો થવા લાગ્યા. ને સંગીત સમાપ્ત થતાં ખાંસાહેબે શ્રોતાઓ ભણી દષ્ટિપાત કરતાં કહ્યું : 'તમે બુઢ્ઢા માનવીનું સંગીત તો સાંભળ્યું. હવે જુવાનિયાઓ પોતાનું સંગીત સાદર કરે. મારા જીવનના સંધ્યાકાળે હું તે સાંભળી તો લઉં.'

પણ કોણ ઊઠે ? ખાંસાહેબનાં સંગીતની જાદુઈ અસર અજબ હતી.

પોતાની છેલ્લી માંદગી વખતે ખાંસાહેબે પોતાનુ વીલ કરવાના સમયે ડૉ. સિંધુભાઈ દીવેટિયાને તાર કરીને વડોદરા તેડાવ્યા હતા. ને એ આવ્યા ત્યારે એમણે એમને ઉદ્દેશીને કહ્યું હતું : ડૉક્ટર ! તમે મને ઓળખ્યો છે. મેં તમને ઓળખ્યા છે માટે બોલાવ્યા છે. હું જાઉં છું. મે કંઈ એવું કામ કર્યું નથી કે જેનો મારે અફસોસ કરવો પડે. મેં સંગીતને કંઈ નથી આપ્યું પણ મને સંગીતે એક વસ્તુ આપી છે-ઈશ્વરને ઓળખવાની શક્તિ. એ ઈશ્વરની આગળ ગાવા માટે હું જાઉં છું.'

અને તા. ૫-૧૧-૫૦ ના રોજ એ ખ્યાતનામ સંગીતકારે સંસારમાંથી વિદાય લીધી. એમણે ઉદ્‌ગારો કાઢ્યા હતા તે પ્રમાણે ઈશ્વરે જ જાણે એ અપૂર્વ સંગીતકારનુ સંગીત શ્રવણ કરવા માટે મરુભૂમિના એ સંગીતકારને ન નોતર્યા હોય.

અને એ મહાન સંગીતસ્વામી જતાં સંગીતની દુનિયાનો એક તેજસ્વી સિતારો અદશ્ય થયો. સંગીતની સૃષ્ટિ ઝાંખી પડી. સમસ્ત ભારતવર્ષે એક મહાન સંગીતકાર ગુમાવ્યો. એમનું સ્થાન આજે પણ ખાલી જ છે.

સ્વભાવે એ ઘણા ઉદાર હતા. એમની ઉદારતા અસીમ હતી. જીવનમાં એમણે ઘણું દ્રવ્ય સંપાદન કર્યું હતું અને એ સદ્‌માર્ગે

વાપરી પણ જાણ્યું હતું. અનેક ગરીબોના એ આશ્રય રૂપ હતા. કોઇ માગનાર એમને ત્યાંથી કદી ખાલી હાથે પાછો ફર્યો નથી.

અને ખરેખર ગયેલામાંથી કોણ પાછું આવ્યું છે? સાવની રાગમાં ગવાયલા એમના જ શબ્દો યાદ આવે છે:

'વહાં કે જવૈયા ફીર ન આય રે !
સખિ ! કૈસા હૈ વો દેશ ?
વહાં કે જવૈયા ફીર ન આય રે !

અંતરો

તનમન મેં મોરે ત્રેહ અગન હૈ
પ્રેમપિયા કી રાહ કઠીન હૈ
સખિ ! ક્યા બીધ ભેજું સંદેશ ?
વહાં કે જવૈયા ફીર ન આય રે !'

એમનાં સંગીતની ઉતરેલી રેકર્ડો દ્વારા પણ આકાશવાણીના વિવિધ કેન્દ્રો પરથી આજે પણ એમનો અવાજ ઘર ઘરમાં સંભળાય છે ત્યારે સ્વયં ખાંસાહેબ ગાતા હોય એવો જ ભાસ થવા કરે છે. એ રીતે સંગીતપ્રેમીઓનાં હૈયામાં એમની વાણી અને સ્મૃતિ દ્વારા એ સંગીતનો મહાન સિતારો અમર છે—અજર છે.

---

રજાહુસેનખાનો જન્મ થયો હતો આગ્રામાં-ઈ. સ. ૧૮૮૨માં. પિતાનું નામ પ્યારખાં. એમણે પોતાના પિતા સલેમખાં પાસે સંગીત-શિક્ષણ લીધું હતું. એમણે ઠુમરીની ગાયકીમાં એવું અજબ નૈપુણ્ય પ્રાપ્ત કર્યું હતું કે લોકો એ સાંભળીને પ્રસન્ન થતા. જલતરંગવાદનને પણ એમને સારો મહાવરો હતો અને મહેફિલમાં જ્યારે એ જલ-તરંગ બજાવતા ત્યારે શ્રોતાઓ આનંદવિભાર થઇ જતા. તેઓ તે વખતના જયપૂર દરબાર માધવસિંહ મહારાજાના આશ્રિત હતા અને જ્યારે રાજ્યમાં કોઇ અતિથિવિશેષ આવે ત્યારે મહારાજા એમનો જલતરંગનો કાર્યક્રમ યોજાવતા. એકવાર પ્રિન્સ ઑફ વેલ્સ-જે પાછળથી પંચમ જ્યોર્જના નામે ઇંગ્લેંડના રાજા થયા હતા-ભારતની મુલાકાતે આવ્યા હતા ત્યારે જયપુર પણ પધાર્યા હતા. તે દિવસે પ્યારખાએ દરબારમા એવુ તો સુદર જલતરંગ બજાવ્યું કે સૌ મહેમાનોની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ તે સૌ ઊભા થઈ જઇ એમની આસપાસ વીંટળાઈ વળ્યા. આ પ્રસંગે જયપુરનરેશે એમને પારિતોષિક આપી સારી એવી કદર કરી હતી.

પ્યારખાને ચાર પુત્રો-વહીઝખા, લતીફખા, મહમ્મદખાં ને રજા-હુસેન. એ ઉપરાત એક પુત્રી પણ હતી.

મોટા સિવાયના ત્રણે પુત્રોએ પિતા પાસેથી સંગીતની તાલીમ લીધી હતી. રજાહુસેનખાએ તો પોતાના અન્ય બંધુઓની માફક ગાયન અને વાદન બને કળાઓમા કૌશલ મેળવ્યું હતું. પ્રત્યેક હિંદુસ્તાની વાદ્ય ઉપર એમનુ સારુ પ્રભુત્વ હતું. ગમે તે વાદ્યને એ આસાનીથી વગાડી શ્રોતાઓના મન હરી લેતા. શ્રોતાઓને તો એમ જ થતું કે ખાસાહેબ જે વાદ્ય વગાડે છે તેમા જ નિપૂણ છે પણ પછી જ્યારે એમને બીજાં વાદ્યો વગાડતા નિહાળતા ત્યારે તેમની ખાતરી થતી કે ખાસાહેબને એક નહિ પણ અનેક વાદ્યોની વાદનકળા

રજાહુસેનખાનો જન્મ થયો હતો આગ્રામાં-ઈ. સ. ૧૮૮૨માં. પિતાનું નામ પ્યારખાં. એમણે પોતાના પિતા સલેમખાં પાસે સંગીત-શિક્ષણ લીધું હતું. એમણે ઠુમરીની ગાયકીમાં એવું અજબ નૈપુણ્ય પ્રાપ્ત કર્યું હતું કે લોકો એ સાંભળીને પ્રસન્ન થતા. જલતરંગવાદનનો પણ એમને સારો મહાવરો હતો અને મહેફિલમાં જ્યારે એ જલ-તરંગ બજાવતા ત્યારે શ્રોતાઓ આનંદવિભોર થઇ જતા. તેઓ તે વખતના જયપુર દરબાર માધવસિંહ મહારાજના આશ્રિત હતા અને જ્યારે રાજ્યમાં કોઇ અતિથિવિશેષ આવે ત્યારે મહારાજા એમનો જલતરંગનો કાર્યક્રમ યોજાવતા. એકવાર પ્રિન્સ ઓફ વેલ્સ-જે પાછળથી પંચમ જ્યોર્જના નામે ઇંગ્લેંડના રાજા થયા હતા-ભારતની મુલાકાતે આવ્યા હતા ત્યારે જયપુર પણ પધાર્યા હતા. તે દિવસે પ્યારખાંએ દરબારમાં એવુ તો સુંદર જલતરંગ બજાવ્યું કે સૌ મહેમાનોની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ તે સૌ ઊભા થઈ જઇ એમની આસપાસ વીંટળાઈ વળ્યા. આ પ્રસંગે જયપુરનરેશે એમને પારિતોષિક આપી સારી એવી કદર કરી હતી.

પ્યારખાંને ચાર પુત્રો-વહીઝખાં, લતીફખાં, મહમૂદખાં ને રજાહુસેન. એ ઉપરાંત એક પુત્રી પણ હતી.

મોટા સિવાયના ત્રણે પુત્રોએ પિતા પાસેથી સંગીતની તાલીમ લીધી હતી. રજાહુસેનખાએ તો પોતાના અન્ય બંધુઓની માફક ગાયન અને વાદન બંને કળાઓમાં કૌશલ મેળવ્યું હતું. પ્રત્યેક હિંદુસ્તાની વાદ્ય ઉપર એમનુ સારું પ્રભુત્વ હતું. ગમે તે વાદ્યને એ આસાનીથી વગાડી શ્રોતાઓનાં મન હરી લેતા. શ્રોતાઓને તો એમ જ થતું કે ખાંસાહેબ જે વાદ્ય વગાડે છે તેમાં જ નિપૂણ છે પણ પછી જ્યારે એમને બીજાં વાદ્યો વગાડતા નિહાળતા ત્યારે તેમની ખાતરી થતી કે ખાંસાહેબને એક નહિ પણ અનેક વાદ્યોની વાદનકળા

સિદ્ધ થયેલી છે. તેઓ આ સૃષ્ટિના સર્વોત્કૃષ્ટ કલાકાર હતા. એની પાછળ તેમની શ્રમસાધના અજબ હતી.

જ્યારે એમની ઉંમર પંદર વર્ષની થઈ ત્યારે એમના પિતા જન્નતનશીન થયા. તે પછી એમણે પોતાના વડીલ બંધુઓ લતીફખાં અને મહેમદખાં પાસેથી તાલીમ લેવા માંડી. તેઓ બંનેનો સ્વભાવ તીખો હતો ને નાના ભાઈ પાસે ભારે પરિશ્રમ કરાવતા ને તકેદારી રાખતા.

એક વખત બંને ભાઈઓ જયપુર દરબારમાં ગયા હતા—નાના ભાઈ રજાહુસેનને રિયાઝ કરવાની તાકીદ આપીને. મધ્યરાત્રિનો સમય થયો ને રિયાઝ કરતાં નિદ્રા આવી. બંને ભાઈઓ મોડી રાતે પાછા ફર્યા ને નાના ભાઈને ઊંઘતો જોઈ ગુસ્સાના આવેશમાં આવી ગયા ને ઊંઘમાંથી જાગૃત કરી ઘર બહાર લઈ ગયા અને શિયાળાની કડકડતી ઠંડીમાં એના ઉપર બરફ જેવા ઠંડા પાણીનો ઘડો રેડી દીધો અને તે ઉપરાંત બીજી શિક્ષા કરી તે તો જુદી. આમ સાચા કલાકાર થનારે તે સમયમાં જે ભારે વેદનાઓ સહન કરવી પડતી હતી તેનું આ એક ઉદાહરણ છે.

આમાના બે ઘરાણામાંથી બીજા ઘરાણાની પરંપરામાં તે ઊતરી આવ્યા હતા. એ ઉપરાંત જયપુર ઘરાણાની પણ તેમને તાલીમ મળી હતી. વળી મહાન સંગીતસ્વામીઓને શ્રવણ કરવાની તકો પણ સાંપડી હતી તેમાંથી પણ ગ્રહણ કરવા જેવાં તત્વો ગ્રહણ કર્યાં હતાં. વળી બીજી ખૂબી એ હતી કે કંઠથી તેમજ વાદ્ય દ્વારા કઠિન વસ્તુને પણ સાદર કરવાની કુદરતી બક્ષિસ હતી. બંને બંધુઓ પાસે સાત સાત વર્ષ તાલીમ મેળવી હતી. સંજોગવશાત્ મહેમૂદખાં અમરાવતી ગયા ને છેવટે સુરતમાં ઘણાં વર્ષો સુધી રહ્યા. એ દરમિયાન રજાહુસેનખાંએ જયપુરમાં પોતાના મામા નજફખાં અને રજબઅલીખાં પાસે સંગીતશિક્ષણ મેળવ્યું. ત્યાર બાદ બિજાપુરના બીન અને સિતારવાદક [illegible] પાસે [illegible] તાલીમ લીધી.

રઝાહુસેનખાં જયપુરમાં રહેતા હતા ત્યારે રાજપૂતાનામાં આવેલ ઝાલાવાડના ભવાનીસંગ મહારાજે એમને બોલાવ્યા ને દરબારી ગાયક તરીકે નિમણૂક કરી. એ સ્થળે તેમણે ત્રણેક વર્ષ કામગીરી બજાવી. ત્યારબાદ રાજપૂતાનાના શાહપુરા અને ઇંદ્રગઢમાં પણ કેટલોક સમય ગાળી તેઓ મુંબઈ જવાના હતા કારણ કે ત્યાં રેડક્રોસ સોસાયટી સપ્તાહ નિમિત્તે સંગીતસભા યોજાયલી હતી ને તેમાં ભાગ લેવા માટે તેમને નિમંત્રણ મળ્યું હતું. તે અગાઉ અલાહાબાદ, લખનૌના સંગીત સંમેલનોમાં તેઓ ઘણા સંગીતકારોના સંપર્કમાં આવ્યા હતા. એ સાલ હતી. ઇ. સ. ૧૯૧૯ ની. ત્યારે અલાહાબાદ સંગીતસંમેલન તરફથી રઝાહુસેનખાંને નિમંત્રણ મળ્યું હતું ને એમનો જલતરંગનો કાર્યક્રમ યોજાયો હતો. ત્યાં એમણે સતત ચાર કલાક સુધી જલતરંગ વગાડી સૌને ચકિત કરી મૂકયા હતા. એ દરમિયાન બબ્બે તબલાવાદકો બદલવામાં આવ્યા હતા. આ પ્રસંગે એમને પારિતોષિક અને સન્માનપત્ર દ્વારા સન્માવવામાં આવ્યા. વડોદરાથી ત્યારે તેમના પિતરાઈ ભાઈઓ તસદ્દુકહુસેનખાં તેમજ ફૈયાઝખાં પણ આવ્યા હતા. તેઓ બંને પણ તેમનાં વાદનકાર્યથી પ્રભાવિત થયા હતા. ને પ્રેમથી ભેટી પડ્યા હતા ને વડોદરા આવવા માટે નિમંત્રણ આપ્યું હતું.

જ્યારે એમને જાણ થઈ કે રઝાહુસેનમાં મુંબઈ જવાના છે–રેડક્રોસ સોસાયટી સપ્તાહ નિમિત્તે–ત્યારે તેમને પહેલાં વડોદરા આવી જવા જણાવ્યું હતું. કારણ કે વડોદરામાં હોળીના દિવસો દરમિયાન સયાજીરાવ મહારાજનો જન્મોત્સવ હતો ને તે નિમિત્તે દરબાર ભરાવાનો હતો. બહારગામના નામી કલાકારો પણ તે પ્રસંગે આવવાના હતા. રઝાહુસેનખાં પણ વડોદરા આવ્યા. તેમના બે કાર્યક્રમો યોજાયા. એક દિવસ દિલરુબા વાદનનો અને બીજે દિવસે સિતારવાદનનો. તેઓ દિલરુબા બે રીતે વગાડતા હતા. એક તો ગજથી–જે એમને હાથે સારંગી જેવા ઢંગથી મધુર વાગતું હતું. ને બીજી રીતે મિજરાફથી

પણ એ વગાડતા— જે આબેહૂબ સરોદ જેવું અને ઘણું તૈયાર વગાડતા.

બીજે દિવસે બીન ઉપરાંત દરબારમાં એમના જલતરંગનો કાર્યક્રમ પણ યોજાયો હતો જે ઘણો યાદગાર બન્યો હતો. આખોયે દરબાર ત્યારે દિંગ થયો હતો. મહારાજાસાહેબ પણ એટલા બધા પ્રસન્ન થયા કે એમને મોટું ઈનામ આપી વડોદરામાં રાજ્ય કલાકાર તરીકે રહી જવાને કહ્યું. ઉપરાંત એમણે રાજ્યના એમ્યુઝમેન્ટ ડાયરેક્ટર ફ્રેડરિકને કહ્યું કે ગમે તે કિંમતે એ કલાકારને આપણે ત્યાં રાખી લેવા જેવા છે.

ઉપરાંત બીજી વ્યક્તિઓએ પણ વડોદરામાં રહી જવા માટે ખૂબ આગ્રહ કર્યો. પણ એમની, છરઠા કોઈના બંધનમાં રહેવાની ન હતી. એમની મહેચ્છા સમગ્ર ભારતમાં પોતાની સંગીતકલાનું રસદર્શન કરાવવાની પણ હતી. આખરે ઉસ્તાદ ફૈયાઝખાંના આગ્રહને વશ થઈ તેમણે વડોદરા દરબારની નોકરી સ્વીકારી લીધી. એ સાલ હતી ઈ. સ. ૧૯૨૦–૨૧. તેઓ ત્યારથી વડોદરાવાસી બન્યા ને ફૈયાઝખાની સાથે જ તેમનાં જ ઘરમાં રહ્યા.

નોકરીમાં જોડાયા પછી એમનો પ્રથમ કાર્યક્રમ વડોદરા સંગીત-શાળામાં યોજાયો. ત્યારે એમણે કંઠથી ખૂબ રસીલું સંગીત રજૂ કર્યું. તે પ્રસંગે વડોદરાના તમામ સંગીતકારો ઉપસ્થિત થયા હતા. ત્યાર-બાદ જલતરંગનો કાર્યક્રમ યોજાયો. એમાં તો એમણે કમાલ કરી. શરૂઆતમાં તેમણે વિલંબિત અને પછી મધ્યલય ને એ લયને વધારી છેવટે દ્રુતમાં લઇ ગયા. તે પછી અતિ દ્રુતમાં લઈ ગયા. તે વખતે એમનો કાર્યક્રમ ખૂબ સફાઇદાર અને એવી અજબ તૈયારીમાં થયો કે લોકોને તાલ ગણવામાં મુશ્કેલી થવા લાગી. એ કાર્યક્રમ સતત બે કલાક સુધી ચાલ્યો. તે વખતે તબલા પર કુબેરદાસે એમની સંગત કરી હતી. કાર્યક્રમની સમાપ્તિ થતાં કુબેરદાસે ઉચ્ચાર્યું: 'ઉસ્તાદજી! અત્યારે જો તમે વાદનની સમાપ્તિ ન કરી હોત તો હું તબલા છોડી હટી જવાનો હતો.'

એવો હતો-રઝાહુસેનખાંનાં જલતરંગવાદનનો કસબ. એ ગયા ને એમની સાથે એમનો એ અજબ કસબ પણ ગયો. હવે આવું મધુર, લયદાર, રસદાર તૈયાર-અતિ તૈયાર-ટોચની તૈયારીવાળું વાદન સાંભળવા મળે એમ નથી. જેટલી હારમોનિયમની પટ્ટીઓ તેટલા જ સૂરોના એમના જલતરંગના પ્યાલા હતા ને તેઓ હમેશાં જલતરંગમાં ખ્યાલ અસ્થાઈ જ વગાડતા. ભાગ્યે જ કોક વખત ગત વગાડતા.

જ્યારે તેઓ જલતરંગ વગાડવાનું શરૂ કરે તે પહેલાં જે રાગ વગાડવાનો હોય તેનો ખ્યાલ અથવા અસ્થાઇ અંતરા સુધી ગળાથી ગાઇ સંભળાવતા. ગતો વગાડતાં નહોતું આવડતું એમ નહિ પણ લોકો ખ્યાલ હોય તો જલ્દી સમજી શકે. તેને પછી જલતરંગમાં વગાડવાનું શરૂ કરતા. તેમાં પ્રથમ ગાયેલું તે જ પ્રમાણે વગાડતા. ટૂંકમાં એમના જલતરંગવાદનમાં પૂરેપૂરું ગાયકી અંગ જ હતું. જે એમનાં મન અને દિમાગમાં હોય તે જ વસ્તુ કંઠ અને હસ્ત દ્વારા ગાયકી અગમાં પરિણમતી.

વડોદરામાં એમની નિમણૂંક રાજ્યના ગાયક-વાદક તરીકે કરવામાં આવી હતી પરંતુ ઑરકેસ્ટ્રામાં કામ કરવાનુ કહેવામાં આવ્યું. કારણ કે તે વખતે સયાજીરાવ મહારાજે પોતાના રાજ્યમાં સ્ટેટ કૉન્સર્ટ-ઑરકેસ્ટ્રા ચાલુ કર્યું હતું. એમાં ફક્ત હિંદુસ્તાની વાદ્યો જ રાખવામાં આવ્યાં હતાં. તેમાં જલતરંગ, સિતાર, શરણાઈ, પટલીતરંગ, દિલરુબા, સારંગી, તાનપુરા, તબલા અને સુંદરી વગેરેનો સમાવેશ થતો. ત્યારે જલતરંગ ઉપર અમીરખાં નામના વાદક હતા. જ્યાંસુધી તેઓ જીવંત હતા, ત્યાંસુધી રઝાહુસેનખાં એમાં મિજરાફથી દિલરુબા વગાડતા હતા. તેમાં તેઓ સરોદનો બાજ ખૂબ તૈયાર વગાડતા હતા. અમીરખાંનો દેહાંત થયા પછી જલતરંગવાદક તરીકેની જવાબદારી રઝાહુસેનખાંને સોંપવામાં આવી ને ત્યારથી કાયમ માટે તેમને ઑરકેસ્ટ્રામાં જ લઇ લેવામાં આવ્યા. તેઓ તેમાં

સૌથી, નિરાળા ને વિશેષ તરી આવતા. એમના ઓરકેસ્ટ્રામાં બધા જ કલાકારો કામના કસબી હતા, પરંતુ તે બધાથી એમની છટા જ અનોખી હતી. ને એમના આગમનથી નવી પ્રણાલી શરૂ થઈ હતી. એમનું જલતરંગવાદન ઓરકેસ્ટ્રાનો પ્રાણ બની ગયું હતું ને દૂર દૂરના લોકો એનાં શ્રવણથી આકર્ષાયા હતા. સંગીતસંમેલનો થતા ત્યારે વડોદરાના ઓરકેસ્ટ્રાની હાજરી તો અવશ્ય હોવાની જ. એની વિશિષ્ટતા એ હતી કે એમાં નામાંકિત કલાકારોનો સમૂહ હતો ને વિવિધ વાદ્યોનાં વાદનનો અનોખો રંગ જામતો.

વડોદરા રાજ્યના ઓરકેસ્ટ્રાને તે વખતે ભારતના નાનામોટાં તમામ રજવાડામાંથી નિમંત્રણો મળતાં. એમાં રઝાહુસેનખાં સદા સાથે જ રહેતા. કેટલેક સ્થળે એમના જલતરંગવાદનના અલગ કાર્યક્રમો યોજાતા ને તે માટે તેમને જુદા ઇનામો મળતાં. એ દરમિયાન એમને મોટાં મોટાં પ્રલોભનો આપીને વડોદરા છોડી પોતાને ત્યાં આવવા ઘણા રજવાડા તરફથી કહેવામાં આવ્યું હતું પણ તેમણે એ સૌનો અસ્વીકાર કરી વડોદરામાં જ રહેવાનું પસંદ કર્યું હતું.

એક વખત મૈસૂર રાજ્ય તરફથી નિમંત્રણ મળતાં વડોદરા ઓરકેસ્ટ્રા ત્યાં ગયું હતું ને મૈસૂરનરેશ એનું સંગીત સાંભળી પ્રસન્ન થયા હતા. એ ઉપરાંત એમણે રઝાહુસેનખાંનું જલતરંગ સાંભળવાની ઇચ્છા થઇ ને તે માટે દિવસ પણ નિર્ધારિત થયો, પણ સંજોગવશાત્ તેઓ બિમાર પડી ગયા. લગભગ પાંચ સાત દિવસ તેઓ બિમાર રહ્યા ત્યાંસુધી ખાંસાહેબને મૈસૂરમાં જ રોકી રાખ્યા હતા, પરંતુ તેટલા સમયમાં તેમને આરામ ન થયો એટલે ખાંસાહેબને વગર સાંભળ્યે સારો શિરપાવ આપીને વિદાય આપી હતી.

ખાંસાહેબનાં જીવનમાં કસોટીના કપરા પ્રસંગો આવ્યા હતા. ને તેમાં તેમણે ધૈર્ય અને હિંમત રાખી શિસ્તપાલન કર્યું હતું— એક કલાકારને છાજે એવું.

એક વખત સયાજીરાવ મહારાજના દરબાર પ્રસંગે દૂર દૂરથી ખ્યાતનામ સંગીતકારો વડોદરા આવ્યા હતા ને પોતાના કાર્યક્રમો રજૂ કર્યા બાદ એમને જ્યારે ભાવભીની વિદાય મળી ત્યારે કેટલાક ખાસ સંગીતસ્વામીઓને ઉસ્તાદ ફૈયાઝખાં તરફથી મિજબાની આપવામાં આવી હતી. ભોજન થયા બાદ રાત્રે એમણે પોતાના ઘર પાસેની ખુલ્લી જમીનમાં શમિયાણો ઊભો કરી સંગીતની મહેફિલ ગોઠવી હતી. તે વખતે રઝાહુસેનખાં ફૈયાઝખાં સાથે જ રહેતા હતા. પ્રારંભમાં જ તેમનું જલતરંગવાદન રાખવામાં આવ્યું હતું. કાર્યક્રમ ત્રણેક કલાક ચાલ્યો. બન્યું એવું કે ચાલુ કાર્યક્રમે ખાંસાહેબના મુખમાંથી ધીમી ધીમી સિસકારીઓ નીકળતી—જે નજીકમાં બેઠેલાને સ્પષ્ટ સંભળાતી. તેમને લાગતું કે તેઓ જલતરંગ વગાડતાં ગમ્મત કરતા હશે કારણ કે એમને મજાક કરવાની આદત હતી. પણ તેમને શી ખબર કે સિસકારી ગમ્મતની નહિ પણ વેદનાની હતી. કાર્યક્રમ શાનદાર થયો. વાદન ખલાસ થતાં જ તેઓ ઊઠીને ઘરમાં જઈ પલંગ પર પડી વેદનાથી આમતેમ બેચેનીમાં આળોટવા લાગ્યા. તેમને જતાં દેખી ફૈયાઝખાંનાં હૈયામાં ફાળ પડી કે નક્કી કંઈ થયું છે. આવીને જુએ છે તો તેઓ વેદનાથી પારાવાર બેચેન હતા. પૂછતાં ખબર પડી કે જે જગા પર તેઓ વગાડવા બેઠા હતા ત્યાં ચાદરની નીચે વીંછી હતો—જે એમના કાર્યક્રમ દરમિયાન એમને ડંખ દેતો હતો. એમને અસહ્ય વેદના થતી હતી. પરંતુ મજબૂત મન કરી ધૈર્ય ધરી કર્તવ્ય બજાવ્યું હતું. ફૈયાઝખાંએ જઈને જોયું તો વાત સાચી હતી. ત્યાંથી વીંછી મળી આવ્યો. એમણે આવીને કહ્યું: 'આફરીન ! ગજબની હિંમત બતાવી.'

રઝાહુસેનખાંએ કહ્યું : 'આબરૂનો પ્રશ્ન હતો. કલાકારની શિસ્તનો સવાલ હતો. બહારના કલાકારો ઉપર પોતાની ખરાબ છાપ ન પડે એ માટે સહી લેવાનો પ્રસંગ હતો.'

આ ઉપરથી એ સંગીતસ્વામીની અપૂર્વ સહનશક્તિનો આપણને ખ્યાલ આવે છે. એ માનતા કે એકલી કલા શીખવાથી કલાકાર થવાનું નથી, પણ એનામાં કલાકારને છાજે એવા ગુણો હોવા જોઈએ. સદાચાર, સહનશીલતા, હૃદયની નિસ્વાર્થતા–નિષ્પક્ષતા, નિરાભિમાન, નાના મોટાની અદબ કે શિસ્ત ને મોકળું મન જે કલાકારમાં હોય છે તે કલાકારનો સદા સર્વદા વિજય થાય છે.

એમને મન ગરીબ–અમીરના ભેદભાવ ન હતા. એમનું સંગીત જેવું રાજમહાલયોમાં ગુંજ્યું છે તેવું જ એક અદના આદમીની ઝૂંપડીમાં એ જ શાનથી, એ જ રંગથી ગુંજ્યું છે. એમનું મિત્રમંડળ વિશાળ હતું અને સાચા અર્થમાં તે લોકકલાકાર હતા.

તેઓ સૂફીવાદી હતા. તેમની દૃષ્ટિમાં, શું હિંદુ ધર્મ કે શું ઈસ્લામ ધર્મ યા તો બીજો કોઈ ધર્મ સૌ સમાન હતા. પોતે ઈસ્લામ ધર્મના અનુયાયી હતા છતાં આજે તેમને જેટલા હિંદુ-ધર્મીઓ ઓળખે છે તેટલા ઇસ્લામીઓ પણ ઓળખતા નથી.

વડોદરાની એક વિમલ અને વિરલ વિભૂતિ શ્રીમદ્ ભાગવત મહર્ષિ નરહરિ મહારાજથી આજે કોણ અપરિચિત છે? ચારેક દાયકાથી તેઓ સંસારને પ્રભુભક્તિસભર રસકથાનાં પાન કરાવી રહ્યા છે. ખાંસાહેબ અવારનવાર એમને ત્યાં જતા. એક દિવસ એમને ત્યાં એમના ગુરુવર્ય શ્રી. બાલાપ્રસાદજી મહારાજ પધાર્યા હતા. તે વખતે રઝાહુસેનખાં પણ હાજર હતા. પરમ સંતે પોતાના ગુરુદેવનો એમને પરિચય કરાવ્યો. પછી તો જ્યારે જ્યારે ગુરુજીની પધરામણી થતી ત્યારે ત્યારે તેઓ એ સંગીતસ્વામીને યાદ કરતા.

તે દરમિયાન ખાંસાહેબે પોતાનાં ગાયનવાદન દ્વારા ગુરુદેવની ખૂબ સેવા કરી. આથી એમનો ઉસ્તાદ પરનો પ્રેમભાવ વધતો ગયો. બાલાપ્રસાદજી સિતારવાદનમાં પ્રવીણ હતા. તેમણે તેની વિશેષ જાણકારી રઝાહુસેનખાં પાસે મેળવી હતી.

ઈ. સ. ૧૯૪૫ ના અરસાની આ વાત છે. ત્યારે ડાકોરમાં શ્રીરણછોડરાયજીનાં મંદિરમાં શ્રી. નરહરિ મહારાજની ભાગવતસપ્તાહ શરૂ થઈ હતી.

એક દિવસ રાત્રે શ્રી. બાલાપ્રસાદજીએ રઝાહુસેનખાંનો સંગીતનો જલસો ગોઠવ્યો હતો. તેમણે જાહેર કર્યું હતું કે હમણાં એક મુસ્લિમ સંગીતકાર આપણા શ્રીરણછોડરાયજીના મંદિરમાં એમનું સંગીત સંભળાવશે.

એ સાંભળતાં લોકોમાં કુતૂહલ થયું. ત્યાં એક પંડિત હાજર હતા. એમણે ઊભા થઇ હાથ જોડી મહારાજશ્રીને પ્રશ્ન કર્યો: 'બાપજી ! આજ સુધી આ મંદિરમાં કદી પણ કોઇ મુસ્લિમ વ્યક્તિ આવી નથી. આજ સુધી એ પ્રણાલિકાનું–શિસ્તનુ પાલન થતું આવ્યું છે. પરંતુ આજ આપ જેવા મહાજ્ઞાનીને હાથે એ નિયમનુ કેમ ઉલ્લંઘન થાય છે એ વાત અમારી સમજમાં નથી આવતી.'

સમગ્ર સભા સ્તબ્ધ થઇ ગઇ. લોકો આશ્ચર્યચકિત થઈને કદી મહારાજ ભણી જોતા તો કદી ઉસ્તાદ તરફ નિહાળતા.

ગુરુજી તખ્ત ઉપર આવ્યા–જ્યાંથી જલસો થવાનો હતો ને એમણે તબલો હાથમાં લઇ લોકોને પ્રશ્ન કર્યો: 'આપ લોકો કહેશો કે મારા હાથમાં શું છે?'

ઉત્તર મળ્યો: 'તબલો !'

ગુરુએ પ્રશ્ન પૂછ્યો: 'એ શી શી વસ્તુઓથી બનેલ છે?'

'લાકડું અને ચામડું.'

'એ જ ચામડાના તમે સૌ જૂતા પહેરો છો. એ જૂતા બહાર ઊતાર્યા સિવાય તમે અંદર આવી શકતા નથી. કારણ?'

'તે ચામડાના બનેલા છે ને ચામડું અપવિત્ર છે તેથી.'

'પરંતુ આ તબલું મારા હાથમાં છે એના ઉપર પણ ચામડું મઢ્યું છે. છતાં તે આપ લોકોની વચ્ચે અતિ પવિત્ર સ્થળે રાખવામાં આવ્યું છે તેનું શું?'

'બીજા ચામડાને અડકવાથી નહાવું પડે છે. હાથ ધોવા પ છે. પરંતુ આને અડકવાથી એમાનું કશું કરવું પડતું નથી.'

'એનું કારણ એ છે કે એ જ ચામડાને વિધિપૂર્વક ઘડીને તબલા બનાવ્યા ત્યારે શુદ્ધ થઇ ગયું. એટલે તબ–જ્યારે એનું શુદ્ધ થાય ત્યારે લા–લાવ. મારી વાત સમજાય છે? હું ખૂબ વિચાર કરીને જ આજે મુસ્લિમ ઉસ્તાદને મંદિરમાં લાવ્યો છું–સંગીતનો કાર્યક્રમ રજૂ કરવા માટે. એથી તમને સૌને એટલું જ કહેવાનું છે કે તમે સૌ એ મુસ્લિમ છે એ દૃષ્ટિથી ન જોતાં માનવી છે એ દૃષ્ટિએ જોશો તો તમારો ભ્રમ ભાંગી જશે.'

એમના શબ્દોની લોકો ઉપર ધારી અસર થઇ ને રાત્રે ઉસ્તાદના જલતરંગનો મનમોહક કાર્યક્રમ ત્રણ કલાક ચાલ્યો. સૌ દિંગ થઇ ગયા ને પછી તો દરેક જણ એમના તરફ માનની દૃષ્ટિથી નિહાળવા લાગ્યા. લોકોના આનંદનો પાર રહ્યો નહિ. બાલાપ્રસાદજી પણ એટલા જ પ્રસન્ન થયા, ને શ્રીરણછોડરાયજી ઉપર ચઢાવેલા બે–ત્રણ ફૂલહાર લાવી પોતાને હાથે ઉસ્તાદના ગળામાં નાખ્યા.

તે પછી કંઠ સંગીતનો કાર્યક્રમ શરૂ થયો. એમાં એમણે યમન કલ્યાણ રાગની અસ્થાઈ ગાઈ. એના બોલ હતા: 'દર્શન દેવો શંકર મહાદેવ!' આ ચીજ ગાઈ એમણે લોકોને ભાવતરબોળ કરી મૂક્યા. ત્યારબાદ બીજી બે ત્રણ ચીજ ગાઈ. અંતે રાગ કાફીની ચીજ 'વંદે નંદકુમારમ્'ના ભક્તિભાવ સભર ગાન સાથે કાર્યક્રમની પૂર્ણાહુતિ થઇ.

વડોદરા રાજ્યની નામાંકિત વ્યક્તિઓએ એમની કલાથી આકર્ષાઈને પોતાને ત્યાં આવીને શિક્ષણ આપવા તેમને નિમંત્રણ આપ્યાં હતાં. એવી વ્યક્તિઓમાં કમલાદેવી રાજે, દીવાનસાહેબ મનુભાઈ મહેતા, ડી. એન. પાવરી, એસ. કે. નાયંપલ્લી, રાવસાહેબ જનુભાઇ દેસાઇ, સરદાર જગદાળે, અનંત નરહર મહાજન, રસિકલાલ

પંડ્યા, મૂળશંકર જાની, વસંતરાવ દેશપાંડે, કેશવરાવ આયનાપુરે, ડૉ. યમુનાબાઇ લેલે, યુગમૂર્તિ વાર્તાકાર રમણલાલ દેસાઈનાં પુત્રી ડૉ. સુધા દેસાઈ વગેરેનો સમાવેશ થાય છે. એ સૌએ તથા બાકરહુસેનખાંએ પણ એમની પાસે ઓછાવત્તા પ્રમાણમાં સંગીતશિક્ષણ લીધું હતું.

એક વખત આકાશવાણીના દિલ્હી કેન્દ્ર પરથી એમને નિમંત્રણ મળ્યું હતું, ને એમના જલતરંગનો કાર્યક્રમ યોજાયો હતો. ત્યારે ત્યાં સંગીત વિભાગના વડા હતા ફિરોઝ નિઝામી. તેઓ એમના કામથી એટલા બધા પ્રભાવિત થયા હતા કે એમને સારા પગારથી દિલ્હી રેડિયો પર લેવાની વાત કરી હતી. એમણે તેનો સ્વીકાર કર્યો ન હતો. તે પછી હૈદરખાં સિતારનવાઝની તે જગાએ નિમણૂક કરવામાં આવી હતી.

ઇ. સ. ૧૯૪૭ ના જાન્યુઆરીની ૧૦ મી તારીખે શ્રીમંત પ્રતાપસિંહરાવે વડોદરામાં રેડિયો સ્ટેશન ખુલ્લું મૂક્યું હતું. ત્યારથી માંડીને તેના વિલીનીકરણ સુધી ને તે પછી પણ તેઓ નિયમિત જલતરંગનાં કાર્યક્રમો પ્રસારિત કરતા હતા.

વડોદરા રાજ્યના વિલીનીકરણ પછી તેઓ નોકરીમાંથી નિવૃત્ત થયા ત્યારે એમને રેડિયો તરફથી માસિક રૂપિયા સાડા ત્રણસોના પગારે જોડાવાનું કહેણ આવ્યું હતું પણ તેમણે તેનો અસ્વીકાર કર્યો હતો.

આકાશવાણીના હાલના ડાયરેક્ટર જનરલ ડૉ. નારાયણ મેનન ત્યારે ૧૯૪૮ મા વડોદરા રેડિયોઘરના ડાયરેક્ટર હતા તે વખતે તેમણે ઉસ્તાદ ફૈયાઝખાં ને રઝાહુસેનખાની અડધા અડધા કલાકની રેકર્ડ તૈયાર કરી લંડન બી. બી. સી. ને મોકલી હતી. એવી હતી એ મહાનુભવની કલાકારો પ્રત્યેની ચાહના.

એ પછી જ્યારે શ્રીમતી હંસાબહેન મહેતા મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીનાં વાઈસ ચાન્સેલર હતાં, ત્યારે ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન વડોદરા કૉલેજમાં પધાર્યા હતા. તેમના માનમાં યુનિવર્સિટી તરફથી પાર્ટી યોજવામાં આવી હતી. તે વખતે ખાંસાહેબના વિચિત્ર

વીણાવાદન અને જલતરંગના કાર્યક્રમો યોજાયા હતા. એ સાંભળી ડૉ. રાધાકૃષ્ણને એમની કલાની તારીફ કરી હતી. શ્રીમતી હંસાબહેને એ કલાસ્વામીનો ડૉ. રાધાકૃષ્ણનને પરિચય કરાવ્યો હતો, ને થોડોક સમય એ મહાપુરુષે એ સંગીતસ્વામી સાથે વાર્તાલાપમાં ગાળ્યો હતો.

એક વખત એમનાં શિષ્યા ધનબાઈ કૉન્ટ્રાક્ટરને ત્યાં સંગીતનો કાર્યક્રમ હતો. કાર્યક્રમ પૂરો થયા બાદ એ પારસી બાનુએ પોતાના ઉસ્તાદને ગુરુદક્ષિણામાં મેન્ડોલિન ભેટ આપ્યું. તેઓ એ લઈને ઘેર આવ્યા—એ ઉદ્દેશથી કે ઘરનાં બાળકો મન બહેલાવશે પણ એમનાં નાના પુત્રને તે ઘણું ગમ્યું ને શીખવાની ઇચ્છા પ્રદર્શિત કરી એટલે એમણે એને તે વાદ્ય શીખવ્યું અને આજે એ મેન્ડોલિનવાદનમાં એક્કો ગણાય છે. એને ઘણા પુરસ્કાર પણ પ્રાપ્ત કર્યા છે.

એમના બીજા એક શિષ્ય શાંતિલાલ ઊર્ફે લક્ષ્મીનારાયણ પાઠકે પણ એમની પાસે શિક્ષણ લઈ ત્રણ ચાર વાદ્યોનાં વાદનમાં કુશળતા મેળવી હતી. તેમણે એક વખત પોતાના ઉસ્તાદને ગુરુ-દક્ષિણામાં વિચિત્ર વીણાની ભેટ આપી એટલે એમાં પણ એમણે સારી તૈયારી કરીને કાર્યક્રમો રજૂ કરવા માંડ્યા હતા.

સાધુ–સંતો ને ફકીર–ઓલિયાઓનું એ ભારે સન્માન કરતા.

વડોદરામાં પાણી દરવાજા બહાર એક દરગાહ છે. ત્યાં પ્રતિવર્ષ ઈસ્લામ ધર્મ પ્રમાણે ઉર્સ મનાવવામાં આવે છે. એમાં કવ્વાલો ને ગઝલકારો મુખ્યત્વે ભાગ લે છે. તે બાજુએ મુસ્લિમો અને મજૂર વર્ગ વધારે પ્રમાણમાં રહે છે. તેમાંથી બે ત્રણ આગેવાનો ઉર્સને આગલે દિવસે ખાંસાહેબને ત્યાં ગયા ને ઉર્સ પ્રસંગે એમના સંગીતનો લાભ આપવાની વિનંતી કરી.

આ ઘટના હતી ઈ. સ. ૧૯૪૮ ની. ખાંસાહેબે કહ્યું: ' હું ફક્ત શાસ્ત્રીય સંગીત જાણું છું. તમને એમાં રસ નહિ પડે. માટે કોઈ ગઝલકાર કે કવ્વાલનો કાર્યક્રમ રાખો જેમાં તમને આનંદ પડશે.'

પણ તે લોકોએ હઠ પકડી ને આગ્રહ કર્યો. આખરે ખાંસાહેબને નિમંત્રણ સ્વીકારવું પડ્યું, ને નિયુક્ત સમયે જલતરંગના સાજ સાથે

ત્યાં પહોંચી ગયા. સડક ઉપર મંચ બાંધી ત્યાંથી કાર્યક્રમ રજૂ કરવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. અઢી–ત્રણ હજારની માનવ–મેદની ત્યાં જમા થઈ હતી. શિસ્તના પાલનહાર માટે કસોટીનો સમય હતો. પણ મનમાં કોઈ જાતનો વિચાર ન કરતાં તેઓ મંચ ઉપર બેસી ગયા ને જલતરંગ માટેના પ્યાલા ગોઠવી એમાં પાણી ભરી વાદન માટેની તૈયારી કરી.

કાર્યક્રમ શરૂ કરતાં પહેલાં એમણે પ્રેક્ષકોને વિનંતી કરી: 'હું તમારે યોગ્ય નથી છતાં જ્યારે તમે મને તમારી સમક્ષ બોલાવ્યો છે ત્યારે હવે મારે મારી ફરજ બજાવ્યા વિના છૂટકો નથી. સૌ શાંતિથી સાંભળશો તો મને આનંદ થશે.'

અને તેમણે જલતરંગ પર 'અલ્લાહો'નો નગ્મો વગાડયો. ત્રણ કલાક સુધી પ્રેક્ષકો મંત્રમુગ્ધ બનીને સાંભળી રહ્યા. ચારે બાજુથી રૂપિયાનો વરસાદ વરસવા લાગ્યો. જોતજોતામાં સાડા ત્રણસો–ચારસો રૂપિયાનો ઢગલો થઈ ગયો. એટલું જ નહિ પુષ્પોના હારોથી એમને સૌએ નવાજી નાંખ્યા.

જલતરંગવાદન સમાપ્ત કરી એમણે થોડોક સમય વિરામ લીધો. તે પછી એમણે કંઠ સંગીત પીરસ્યું. એ હતું શાસ્ત્રીયસંગીત. રાગ હતો નટ બિહાગ. બોલ હતા : 'ઝનનન...ઝનનન...ઝનનન...ઝનનન આજે પાયલિયાં.' એમાં બેએક કલાકનો સમય વ્યતીત થઈ ગયો. ને પછી રજૂ થઈ ઝિંઝોટીની ઠુમરી–'પિયા બિન નાહિ આવત ચેન.' પછી તો પૂછવું જ શું ? લોકોનાં હૈયાં આનંદથી તરબોળ થઈ ગયાં. 'વાહ ! વાહ !'ના પોકારોથી વાતાવરણ ગાજી ઊઠ્યું. જલસાની સમાપ્તિ થઈ. ચારે બાજુથી કાર્યક્રમ ચાલુ રાખવા આગ્રહ થયો. છેવટ લોકોની માગણીને માન આપી એમણે એક ગઝલ ગાઈ. એની પંક્તિઓ હતી:

'તેરા દિલ તો હય સનમ આસના
તુજે ક્યા મિલેગા નમાજમેં ?'

લોકોએ પ્રેમથી એ સાંભળી ને જલસો પૂરો થયો. જ્યારે એનાં મીઠાં સંભારણાં સાથે સૌ વેરાયાં ત્યારે સવારના પાંચ વાગ્યા હતા.

તે વખતના રેલ્વેના ચીફ એન્જિનીયર સાહેસાહેબને એમની સંગીતકલા માટે ખૂબ માન હતું. તેઓ પ્રસંગોપાત એમને પોતાને ત્યાં બોલાવી સંગીતની રસલહાણ માણતા. તે પછી એમની ડીસા ખાતે બદલી થતાં ત્યાં પ્રતિવર્ષે ગણેશોત્સવ પ્રસંગે રેલ્વે ઈન્સ્ટીટ્યુટ તરફથી તેમને બોલાવતા હતા.

એક વખતે શિયાળાની ઋતુ. ઠંડી તો કહે મારું કામ. ખાંસાહેબને સાહેનું નિમંત્રણ આવ્યું ને ગયા. ત્યાં એક મોટા શમિયાણામાં કાર્યક્રમ યોજાયો હતો. એમાં એમણે કંઠ સંગીત ઉપરાંત વીણા અને જલતરંગનો ચાર કલાકનો કાર્યક્રમ આપ્યો. પરિશ્રમ ખૂબ પડયો. શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું. આથી શેરવાનીના બટન ખુલ્લાં મૂકી દીધાં. પરિણામે છાતીમાં શરદી લાગી ગઈ ને બ્રોન્કાઈટીઝનો રોગ લાગુ પડયો ને વડોદરા આવી સારી તબીબી સારવાર લીધી પણ તે વખતે વ્યાધિ ન મટયો. એ વ્યાધિએ દમનું સ્વરૂપ પકડયું ને તેથી તેઓ ખૂબ હતાશ ને નિરાશ થઈ ગયા. ઉપચારો કરવા છતાં તબિયત લથડતી ગઈ. ૧૦૨–૧૦૩ ડિગ્રી ટેમ્પરેચર રહેવા લાગ્યું. આવી તબિયતે પણ તેઓ જુસ્સાના આવેશમાં કાર્યક્રમો રજૂ કરતા. એટલે બીજાને લાગતું કે એમની તબિયત સારી છે. ડોક્ટરની એમને કાર્યક્રમો કરવાની તો ઠીક, ચાલવાની પણ મના હતી. પરંતુ સંગીતકારની ધૂન વિચિત્ર હોય છે. તેઓ જીવનના છેલ્લા શ્વાસ સુધી સંગીતથી બેવફા થયા ન હતા.

ઈ. સ. ૧૯૫૩ની સાલની વાત છે. એક દિવસ બપોરના ચાર–સાડા ચારને શુમારે વડોદરાના તે વખતના કલેક્ટર લલિતચંદ્ર દલાલ અચાનક ખાંસાહેબને ઘેર આવી પહોંચ્યા. એમણે સ્વાગત કર્યું. લલિતચંદ્રે પોતે શરદપૂર્ણિમા નિમિત્તે પોતાને ત્યાંની

પાર્ટી પ્રસંગે સંગીતનો કાર્યક્રમ રજૂ કરવા માટે ખાંસાહેબને નિમંત્રણ આપ્યું.

એમને ખબર નહોતી કે ખાંસાહેબને ૧૦૪ ડિગ્રી તાવ હતો. એવી હાલતમાં પણ એમણે આમંત્રણનો સ્વીકાર કર્યો.

રાત્રે દશ વાગે કાર્યક્રમનો પ્રારંભ થયો. સૌથી છેલ્લો ખાંસાહેબનો જલતરંગનો કાર્યક્રમ હતો. અનવરખાં ભીકનખાં પાછળ હતા.।। ખાંસાહેબના પુત્રો તસ્લીમખાં અને સલામતખાં પણ હાજર હતા. તબલા પર સંગત રેવાશંકરની હતી. કાર્યક્રમ ખૂબ જામ્યો. શ્રોતાઓ મંત્રમુગ્ધ થયા–જાણે વાદનકલા સાથે જ ઓતપ્રોત થઇ ગયા. લલિતચંદ્ર દલાલ પણ ઉસ્તાદ સાથે મંચ પર બેઠા હતા. ત્રણ–સાડા ત્રણ કલાકે કાર્યક્રમ સમાપ્ત થયો. લલિતચંદ્ર ઉસ્તાદને ભેટી પડયા ને આભારની લાગણી પ્રદર્શિત કરી. એમને ખબર પડી કે ખાંસાહેબને તાવ છે–૧૦૪ ડિગ્રી જેટલો, ત્યારે એમને વેદના થઈ ને ઉચ્ચાર્યું: 'સાચા કલાકાર તે આનું નામ.' ને તરત જ બંગલામાં જઈ દવા લઇ આવ્યા ને પાઈ. એનાથી તાત્કાલિક રાહત મળી. તે રાત્રે ઝાકળ પડી હતી. તમામ આમંત્રિતો ઝાકળથી ભીંજાઈ ગયા હતા. કાર્યક્રમ ચાલ્યો ત્યાંસુધી સૌ સંગીતમાં ડૂબી ગયા હતા પણ પૂરો થતાં સૌને પોતપોતાની સ્થિતિની જાણ થઈ. ઘેર આવ્યા પછી ખાંસાહેબની તબિયત વિશેષ બગડી.

આકાશવાણીના દિલ્હી, મુંબઇ, વડોદરા, રાજકોટ વગેરે કેન્દ્રો પરથી પણ એમના કાર્યક્રમો થયા હતા ને એમના જલતરંગ તેમજ વિચિત્ર વીણાની રેકર્ડો કરી લેવાઈ હતી. તે ઉપરાંત વડોદરાની મ્યુઝિક કોલેજમાં પણ તેમની બે કલાકની વિચિત્ર વીણાની રેકર્ડ કરી લેવામાં આવી હતી.

ક્યાં એમણે જન્મ લીધો ? ક્યાં તાલીમ લીધી ? ક્યાં ક્યાં ફર્યા ને ક્યાં આવીને રહ્યા ? માનવીનું જીવનવહેણ પણ અજબ હોય છે.

એ સંગીતકાર હતા છતાં ફિલસૂફ હતા. એમણે કદી પોતાની આવડતની બડાઈ નથી હાંકી. સંગીત સાથે જ એમનું જીવન જડાઈ ગયું હતું. તેઓ સૌના મિત્ર થઈને રહ્યા હતા.

એમણે તા. ૨-૧૧-૬૦ ના રોજ રાત્રે અગિયાર વાગે-દેવ દિવાળીના પર્વને દિવસે નશ્વર દેહનો ત્યાગ કર્યો હતો-૭૮ વર્ષની પુખ્ત વયે. તેઓ પોતાની પાછળ ત્રણ પુત્રો ને એક પુત્રીનો પરિવાર મૂકી ગયા હતા.

ત્રણે પુત્રોને પિતાનો સંગીતવારસો મળ્યો છે. મુસ્તાકહુસેને સિતારવાદનમાં પ્રવીણતા મેળવી છે. તસ્લીમખાં કંઠ સંગીતના કલાકાર છે, જ્યારે સલામતખાં મેન્ડોલિનવાદક તરીકે પ્રસિદ્ધ છે. પ્રથમ બે પુત્રો આકાશવાણીના વડોદરા કેન્દ્ર ઉપર સ્ટાફ આર્ટીસ્ટ તરીકેની કામગીરી બજાવે છે. આજે પણ એ અપ્રતિમ સંગીતકારનાં સંસ્મરણો કંઈક હૈયામાં ભર્યાં પડ્યાં છે.



રંગભૂમિનાં રસિયાંથી ઉસ્તાદ વાડીલાલ નાયકનું નામ અજાણ્યું નથી. સંગીતના એ આજીવન ઉપાસકે મુંબઈ ગુજરાતી નાટક મંડળીનાં અનેક નાટકોમાં સંગીતનિયોજન કર્યું હતું ને એ નાટકો ઘણાં લોકપ્રિય થયાં હતાં–સુરમ્ય સંગીતથી વિભૂષિત થયેલાં. ત્યારે એ સંગીત જયશંકર (સુંદરી) જેવા ખ્યાતનામ નટવર્ય સમા કંઈક અભિનેતાઓના કંઠનો શણગાર બન્યું હતું. રંગભૂમિનાં ગીતોને શાસ્ત્રીય સંગીતના રાગોમાં ઢાળવાનો ત્યારે એમણે સુંદર પ્રયાસ કરી સૌનું ધ્યાન ખેંચ્યું હતું.

ઉત્તર ગુજરાતના પ્રસિદ્ધ તીર્થધામ સિદ્ધપુરમાં એમનો જન્મ થયો હતો, ઇ. સ. ૧૮૮૨ માં. પિતાનુ નામ શિવરામ અને માતાનું નામ કાશીબાઈ. બંને સદાચારી અને ધાર્મિક હતાં. એમને બે પુત્રો વાડીલાલ ને કેશવલાલ. બંને બંધુઓના બાલ્યકાળમાં જ માતાએ સંસારમાંથી વિદાય લીધી હતી. વાડીલાલને માતાના મધુર કંઠ દ્વારા લોકઢાળોનો મોંઘામૂલો વારસો મળ્યો હતો.

તે વખતે મુંબઇ ગુજરાતી નાટક મંડળીની બોલબાલા હતી. શિવરામે વાડીલાલને કંઈક અભિનય અને સંગીત શીખે અને વેતન પ્રાપ્ત કરે એ ઉદ્દેશથી એ નાટ્યસંસ્થામાં પ્રવેશ કરાવ્યો હતો– ઇ. સ. ૧૮૯૨ માં. તે વખતે તેમની ઉંમર દશેક વર્ષની હતી.

વાડીલાલની અભિરુચિ શાસ્ત્રીય સંગીત ભણી વિશેષ હતી. કંઠ પણ મીઠો હતો. ઉત્કંઠા હતી શાસ્ત્રીય સંગીતમાં પારંગત થવાની– તેની સાધના કરવાની. રંગભૂમિ ઉપર નટ તરીકે પ્રવેશી ગાયન ગાઇ લોકોનું મનોરંજન કરવા માટે એમના મનમાં મુદ્દલે ઇચ્છા ન હતી.

આથી એમણે મુંબઇના તે વખતના પ્રસિદ્ધ ઉસ્તાદ નજીરખાં પાસે સંગીતની દીક્ષા લઇ પોતાના મનની મુરાદ પાર પાડવાનો નિર્ધાર કર્યો. બહારની મહેફિલોમાં નજીરખાંનું જે સંગીત થતું તેને વાડીલાલે અંતરમાં ઉતારવાનો પ્રયત્ન કરવા માંડયો. નજીરખાંએ

જ્યારે પોતાની જ ગાયકીનાં તત્ત્વો વાડીલાલનાં સંગીતમાં સાંભળ્યા ત્યારે એમણે એમને પોતાના શિષ્ય તરીકે માન્ય રાખી ને સંગીત–શિક્ષણ આપવા માંડયું.

તે અરસામાં મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો. ઉસ્તાદ નઝીરખાં પોતાના કુટુંબ સાથે દક્ષિણ હૈદ્રાબાદ જવા ઉપડી ગયા. વાડીલાલે પણ ઉસ્તાદની સાથે જવાનું મુનાસીબ ધાર્યું. તે વખતે એમની ઉંમર તેરેક વર્ષની હતી.

એક અગ્રગણ્ય સંગીતકાર તરીકે ત્યારે નઝીરખાંની ખ્યાતિ સર્વત્ર પ્રસરી ચૂકી હતી. એમને ચરણે બેસી વાડીલાલે સંગીતશિક્ષણ લેવા માંડયું–ઉસ્તાદ અને એમના કુટુંબીજનોની સેવાશુશ્રૂષા કરીને. ઉસ્તાદનાં પત્ની પણ વાડીલાલ ઉપર પ્રસન્ન હતાં.

હૈદ્રાબાદમાં બે વર્ષનો નિવાસ કર્યા બાદ ઉસ્તાદ પોતાના કુટુંબ સાથે પુનઃ મુંબઈ આવ્યા. આ સમય દરમિયાન તેમણે ઉસ્તાદ પાસે સારી સંગીતવિદ્યા પ્રાપ્ત કરી હતી.

ઈ. સ. ૧૮૯૮ માં વાડીલાલ નાટક મંડળીમાંથી રજા ઉપર આવ્યા હતા. તે વખતે તેમના પિતા તેમને જયશંકર (સુંદરી)ના દાદા ત્રિભુવનદાસ પાસે સંગીતની પરીક્ષા અપાવવા લાવ્યા હતા.

ત્રિભુવનદાસે કહ્યું: 'ગાવ જોઈએ.'

યુવાન વાડીલાલે કહ્યું: સાજસંગત જોઈશે. આપનો તંબૂરો આપશો ?'

ને તંબૂરો લઈ ગાવા માંડયું. ત્રિભુવનદાસે કહ્યા તે પ્રત્યેક રાગો વાડીલાલે દિલના પૂરા તલસાટથી ગાયા.

અને તે દિવસે રાત્રે જ્ઞાતિજનો સમક્ષ તેમણે તેમનાં સંગીતની બેઠક ગોઠવી અને રંગ જમાવ્યો. ત્રિભુવનદાસે પ્રસન્નતા અનુભવી ને શિવરામને કહ્યું: 'ભાગ પછી આપણી જ્ઞાતિમાં ગવૈયા તરીકે નામના મેળવશે તમારો આ વાડીલાલ.'

નાટ્યસંસ્થામાં હવે તેમણે ગીતોનું સ્વરનિયોજન કરવા માંડયું.

તરજો બાંધવા માંડી હતી ને એ તરજો લોકપ્રિય થતાં સંસ્થાએ વાડીલાલમાં એક ઊગતો આશાસ્પદ સંગીતકસબી નિહાળ્યો.

મા વિહોણા બંને બંધુઓને પિતાની શીળી છાંય હતી પણ વિધાતાનો ક્રૂર પંજો પડતાં શિવરામ પણ આ લોકમાંથી પરલોક પંથે સિધાવ્યા. બંને બંધુઓ મૂંઝવણમાં મૂકાયા. પણ વાડીલાલને સંગીતકલા પર અપૂર્વ વિશ્વાસ હતો, શ્રદ્ધા હતી.

તેમણે ૧૯૦૪ માં સંસ્કૃતનુ અધ્યયન શરૂ કર્યું–દેવકરણ નાનજીની સંસ્કૃત પાઠશાળામાં. ત્યારે તેમના ગુરુજનો હતા જીવરામ શાસ્ત્રી, શિવજીભાઈ બાવાભાઈ અને રણછોડ શાસ્ત્રી. એ ઉપરાંત તેઓ જીવરામ લલ્લુભાઈ શાસ્ત્રી પાસે કૌમુદી શીખતા હતા.

એક વખત તેમને નજીરખાં સાથે સંગીતનાં શાસ્ત્ર વિષે ચર્ચા થઇ ત્યારે એમણે કહ્યું : 'વાડીલાલ ! આ તો શ્રુતિની વાત છે. એમાં તને સમજણ નહિ પડે.'

વાડીલાલને ખોટું લાગ્યું. મનમા દઢનિર્ધાર કર્યો કે એકલી સંસ્કૃત ભાષા કે તેનુ વ્યાકરણ શીખે નહિ પાલવે. મારે પ્રથમ સંગીતશાસ્ત્રનું જ અધ્યયન કરવુ જોઇએ. અને એમને ભેટો થયો મહાન સંગીતશાસ્ત્રી પં. વિષ્ણુ નારાયણ ભાતખંડેનો. એમણે આ ઊગતા સંગીતકારનો હાથ ઝાલ્યો ને એના વિકાસમાં રસ લીધો.

શિવરામ તો ગયા હતા પણ એમની ખોટ પૂરે એવા પિતા મળ્યા હતા, ભાતખંડેજી–ગુરુના સ્વરૂપમાં. એમના છત્ર નીચે વાડીલાલને લાગ્યું કે હવે જીવનનો ઉત્કર્ષ થશે, આશાની વેલ પાંગરશે.

તે વખતે ઉદેપુર રાજ્યમાં ઉસ્તાદ ઝાકુદીનખાં ધ્રુપદ ગાયકીના ખ્યાતનામ કલાકાર હતા. જયપુર રાજ્યમાં ઉસ્તાદ મહંમદઅલી કોઠીવાલે પણ એવા જ એક સિદ્ધ સંગીતસ્વામી હતા. વાડીલાલને થયું કે આ બંને નામી સંગીતકારો પાસે શિક્ષણ લઉં તો અજબ રંગ જામે. એટલે પોતાના મનની વાત ભાતખંડેજી આગળ વ્યક્ત કરી. એ સાંભળતાં જ તેમણે એ માટેની સંમતિ આપી ને યથાયોગ્ય મદદ કરવા પણ જણાવ્યું. વાડીલાલ પ્રથમ જયપુર ગયા.

તે વખતે જયપુરમાં પુષ્ટિસંપ્રદાયના આચાર્યની સંસ્કૃત પાઠશાળા હતી. એ આચાર્યને સંગીતની ખૂબ અભિરુચિ. તેમને ત્યાં સંગીતકારો ને પંડિતોની અવરજવર હતી. વાડીલાલ એમનાં સમાગમમાં આવ્યા. આચાર્ય વાડીલાલનું સંગીત સાંભળતા પ્રસન્ન થયા. એમણે કહ્યું: 'હું પ્રત્યેક અઠવાડિયે ઉસ્તાદોને બોલાવીશ ને તમે સંસ્કૃતના વિદ્યાર્થી તરીકે શ્રોતા થઇ સાંભળજો. આકુદીનખાને પણ બોલાવીશ. એ સૌની ગાયકીમાંથી તમે વિદ્યા ગ્રહણ કરી લેજો.'

ને વાડીલાલે એ પ્રમાણે નામી ઉસ્તાદોની વિદ્યા ગ્રહણ કરવા માંડી.

એક વખત મુબઈથી એક નાટ્યશોખીને જયપુર આવી આચાર્યશ્રીને 'કામલતા' નાટકની એક ધૂન સંભળાવી–હારમોનિયમ સાથે. એમના આનંદનો પાર ન રહ્યો. વાડીલાલ ત્યાં હાજર હતા. મહારાજે પૂછ્યું: 'વાડીલાલ! તમે મુબઇમાં આ નાટક નિહાળ્યું છે?'

વાડીલાલે ઉત્તર આપ્યો: 'આ તરજ મારી બાંધેલી છે.'

'શું કહો છો?'

· 'ખરી વાત છે. તે વખતે હું એ નાટ્યસંસ્થામાં તરજો બાંધતો હતો.'

મહારાજે કહ્યું: 'એ જાણી મને વિશેષ આનંદ થાય છે. તમારી સ્વરનિયોજનની શક્તિ અજબ છે.'

થોડાક દિવસમાં મુબઈ ગુજરાતીના સંચાલક દયાશંકર વસનજીએ એમને પત્ર લખીને બોલાવી લીધા અને ભાતખંડેજી પાસે લઇ ગયા અને એમને સંગીતશાસ્ત્ર શીખવવાની ભલામણ કરી.

ભાતખંડેએ એનો સ્વીકાર કર્યો ને તેમણે એમની સાથે રહી વિવિધ ઘરાણાની ગાયકીમાં નૈપૂણ્ય મેળવ્યું. સાથે સાથે સંગીત વિષેના અનેક સંસ્કૃત ગ્રંથોનુ અધ્યયન કરવાની સુવિધા પણ પ્રાપ્ત થઇ. સમર્થ ગુરુએ શિષ્યના ઉત્કર્ષમાં ખૂબ રસ લીધો. આમ ત્રીસ વર્ષ સુધી ગુરુની છત્રછાયામાં રહ્યા હતા–૧૯૩૬ સુધી, એટલે ભાતખંડેજીના સ્વર્ગવાસ લગી.

ઇ. સ. ૧૯૧૧ મા તેમણે પોતે ગુજરાતીમાં અનુવાદ કરેલો સંસ્કૃત ગ્રંથ 'સંગીત રત્નાકર' પ્રસિદ્ધ કર્યો હતો.

ભાતખંડેજીના સ્વર્ગવાસ પછી એમણે ઘણાં વર્ષો સુધી વાંસદા રાજ્ય સંગીતવિદ્યાલયના મુખ્ય આચાર્ય તરીકેની પણ સેવા બજાવી હતી. ત્યાંના તે વખતના મહારાજા તથા રાજકુટુંબમાં પણ તેમનું સારું માન હતું.

૧૯૪૭માં આ નામી સંગીતકારે સાડા ૭ દાયકાંનું આયુષ્ય ભોગવી પોતાનાં મધુર સંગીતસ્મરણોની સુવાસ મૂકી આ સંસારમાંથી વિદાય લીધી હતી. શ્રીમતી ગીતાબહેન સત્યદેવે પણ ઘણા સમય સુધી એમની પાસે તાલીમ લીધી હતી. તેમણે પોતાના ગુરુજીના અવસાન-બાદ તા. ૨૨–૧૨–૪૭ ના રોજ એમને અંજલિ આપતાં જણાવ્યું હતું: 'નિયમ અને સાહજિકતા, શાસ્ત્ર અને કલા એ વાડીલાલભાઈની જિંદગીમાં અવિભાજ્ય હતાં. સંગીતકાર માટે ગાયન જેટલું મહત્વનું છે તેટલું જ શાસ્ત્ર છે એમ તે માનતા. શાસ્ત્ર દીવો છે, ખાડામાં પડતાં બચાવે અને કલા વગર શાસ્ત્ર શું સમજાય? જેનું વર્ણન કરતા હોઈએ તેની ખબર ન હોય તો વર્ણન કેમ સમજાય? એમ પણ એ કહેતા. પં. ભાતખંડે કહેતા કે હું સંગીતમાં જે કંઈ જાણું છું એ બધું મેં વાડીલાલને આપ્યું છે.

સંગીતકળામાં એટલે પ્રત્યક્ષ ગાયનક્રિયામાં સંગીતજ્ઞો બે વસ્તુઓ જુએ છે—નાયકી અને ગાયકી. નાયકી એટલે ગુરુ પાસેથી મેળવેલી પરંપરાગત વિદ્યા. તેમાં ગીતો જેને સંગીતની પરિભાષામાં ચીજો કહે છે, તેનો સમાવેશ થાય છે. ગાયકી એટલે નાયકીને આધારે કરેલો રાગવિસ્તાર એટલે ફિરત. નાયકીની દૃષ્ટિએ જોઈએ તો વાડીલાલભાઈ પાસે ચીજોનો ભંડાર હતો. હિંદુસ્તાનના મોટા ઘરાણેદાર ગવૈયાઓ, જેવા કે તાનસેનના વંશજ રામપુરના ખાંસાહેબ વઝીરખાં તથા મનરંગ ઘરાણાના જયપુરના ખાંસાહેબ મહમદઅલીખાં કોઠીવાલે પાસેથી પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ દોઢસો રાગોના ધ્રુપદ, ધમાર અને ખ્યાલની તેમને તાલીમ મળી હતી. આ ચીજો ઘેર બેઠા નોટેશન ઉપરથી તે શીખતા ન હતા. પરંતુ તેમના ગુરુએ

તેમને ટુકડે ટુકડે ગળેથી છુટાવી હતી પં. ભાતખંડેએ જે તાલીમ પ્રત્યક્ષ વઝીરખા, મહમદઅલીખા અને બીજા નામાંકિત ગવૈયાઓ પાસેથી મેળવી તે જ તેમણે વાડીલાલભાઇને આપી હતી.

ગાયકી એ અનસ્ફુર્તિનો વિષય છે તેમા વાડીલાલભાઈને સર્જનશક્તિનો થતો આવિર્ભાવ કાયમ ચમકાર અને ઉલ્લાસનુ કારણ બનતો તે ગાન સાથે હમેશા નવો રગ દેખાય, રાગની પ્રકૃતિ પ્રમાણે અને ચીજના બધારણ અને રસ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારની ક્રિયા અને અવાજના ફેરફારો દેખાય. વિસ્તારમા વ્યવસ્થા, સગીત વાકયોની રચના, વિશ્રાન્તિ સ્થાનો અને લયકારીમા અપૂર્વ કુશળતા અને નવી નવી ખૂબીઓ દેખાય 'હુ ગાયન ગોઠવતો નથી, સૂઝવા દઉ છુ ' 'કોઇએ કર્યું તે હુ જોતો નથી પણ કેવુ કર્યું તે જોઉં છુ ' 'ગાયનનુ શુ પરિણામ થાય છે એ જે માણસ તટસ્થપણે જોતો નથી એ સારો કલાકાર નથી ' એવા વાક્યો તે વાર વાર બોલતા.'

એમણે મૂળશકર મૂલાણીના કામલતા, અજબકુમારી, મોહિની, સૌભાગ્ય સુન્દરી, સગતના ફળ, દેવકન્યા, પ્રતાપલક્ષ્મી, કૃષ્ણચરિત્ર તથા બેરીસ્ટર વિભાકરના સ્નેહસરિતા, મધુબસરી, મેઘમાલિની વગેરે પચાસ નાટકોનુ સગીત નિયોજન કર્યું હતુ—ઈ સ. ૧૮૯૮ થી ૧૯૩૨ દરમિયાન એમા પાચસો જેટલી તરજો બાધી હતી. એ વિષે નન્દવર્ય શ્રી. જયશકર સુદરીના શબ્દોમા કહિયે તો 'આ તર્જોમા ક્યાક ધ્રુપદ અગની તો ક્યાક ઠુમરી અગની માગી લઈને વાપરી હતી આથી તેમા ધ્રુપદ અગની ગભીરતા, ખ્યાલની મધુરતા, ટપ્પાની ચપળતા અને ઠુમરીની મૃદુતા તે તે સ્થાને તરી આવે છે, એટલુ જ નહિ પણ લોકગીતોની લહકોનો ઉલ્લાસ પણ હાસી હાસીને ભર્યો છે વળી આ તરજો બાધતી વખતે નાટકના રસ અને પ્રસગોના ભાવ લક્ષમા રાખ્યા છે આથી રસના જેટલા જ તરજોના કસેવરો પણ શાશ્વત છે અને રહેશે, અને નિત્ય નવો આનદ આપશે '

શરૂઆતમાં એમને કોઇ નહોતું ઓળખતું. છતાં કલા ઓળખતી હતી—સંગીતકલા.

કલાના એ મુસાવરનું નામ હતું અબ્દુલકરીમ. પાણીપતની પાસે કિરાના નામના નાનકડા ગામના એ વતની. જન્મ થયો હતો ઇ. સ. ૧૮૮૪ માં. એમના પિતા પણ સંગીતના પરમ ઉપાસક. અબ્દુલકરીમને પણ પિતાની કલા વારસામાં મળી હતી.

કાલેખાં ઝાઝું જીવ્યા નહિ. નાનકડા અબ્દુલની બાલ્યાવસ્થામાં જ એ બહેસ્તનશીન થયા.

પ્રસંગ એવો બન્યો હતો કે કાલેખાં માંદગીને બિછાને હતા ત્યારે અબ્દુલની માને લાગ્યું કે હવે મારા દીકરાને સંગીતની તાલીમ કોણ આપશે ?

કાલેખાંએ પુત્રને પાસે બોલાવી આશીર્વાદ આપ્યા અને પોતાની પત્નીને કહ્યું: 'તું અબ્દુલની બાબતમાં જરાય ન મૂંઝાતી. એના ઉપર ખુદાના હાથ છે. એ પોતાની બુદ્ધિથી આપણા કુળની કીર્તિ સમસ્ત ભારતમાં ફેલાવશે.'

અને વડીલોના આશીર્વાદ તો સદા ફળે જ ને !

અબ્દુલકરીમે પોતાના કાકા અબ્દુલ્લાખાં પાસે સંગીતકલાનું શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કર્યું. છત્રીસ તોડાની ગતો કાકાએ શીખવી. પણ એટલેથી એ જિજ્ઞાસુની પિપાસા છીપે એમ ન હતું. એને તો સંગીતવિશારદ થવું હતું, બાપના બોલ સાચા પાડવા હતા.

અને પંદર વર્ષની ઉંમરે એ જીજ્ઞાસુએ વહાલા વતનને વંદન કરી વિદાય લીધી ને વડોદરામાં પદસંચાર કર્યો. પોતાના આઠ વર્ષના નાનાભાઇને પણ એણે પોતાની સાથે લીધો હતો. ત્યારે વડોદરામાં એક દિવસ સંગીતની મહેફિલ હતી. અલ્લાબંદેખાં અને ઝાકુદ્દીનખાં

એ જલસામાં આવ્યા હતા. આ સંગીતવિશારદોને માટે વડોદરાની મૌલાબક્ષશાલાના વ્યવસ્થાપકો અને રાજગાયકોની એક મહેફિલ યોજવામાં આવી હતી. આ મહેફિલમાં શહેરના ખ્યાતનામ ઉસ્તાદોને પણ બોલાવવામાં આવ્યા હતા. પણ અબ્દુલકરીમખાં અને એના નાના ભાઈની કોને પડી હતી ? કોણ એમને પિછાને ? એ હીરાઓને પારખનાર કોઈ ઝવેરી હજુ મળ્યો ન હતો.

અબ્દુલના હૈયામાં વેદના થઈ. એણે પોતાના નાના ભાઈને કહ્યું: 'ભાઈ ! આપણા જેવા ગરીબોનો ભાવ કોણ પૂછે ? આમ બેસી રહેવાથી કામ નહિ બને. આજની મહેફિલમાં આપણને આમંત્રણ નથી પણ આપણે ત્યાં તો જરૂર જઈશું. જ્યારે હું ગાયકી શરૂ કરું ત્યારે તું મને સાથ આપજે. આપણી પરંપરાની ગાયકી છોડીને બીજી પદ્ધતિ શરૂ કરું તો તું જરાય મૂંઝાતો નહિ. એ લોકોને આપણું સંગીતકૌશલ તો બતાવવું જ છે.'

અને એ બંધુબેલડી પોતાના સાજ લઈ મહેફિલમાં જઈ પહોંચી.

સૌથી પહેલા જયપુરી ગવૈયાએ પોતાની ગાયકી શરૂ કરી અને શ્રોતાઓના દિલ ડોલાવ્યાં. વાતાવરણમાં અજબ રંગ જામવા લાગ્યો. સૌને સંગીતના ઘેન ચડવા લાગ્યાં.

દિલ ડોલાવણહાર એ ગવૈયાનું સંગીત પૂરું થયું એટલે કોઈકે અબ્દુલકરીમની હાંસી કરવા કહ્યું: 'કેમ મિયાં ! તમે પણ કંઈ ગાઈ જાણો છો ?'

અબ્દુલે વિનમ્રતાથી જવાબ આપ્યો: 'જો રજા મળે તો હું મારી સંગીતકલાનાં દર્શન કરાવું.'

અને મહેફિલમાં સૌ એકબીજાના કાનમાં કહેવા લાગ્યા: 'આ છોકરાઓ શું પીળવાના છે ?'

પરવાનગી મળી: 'ગાવ. શું ગાવ છો ?'

અબ્દુલકરીમે ઇશારાથી પોતાના ભાઈને સમજાવ્યું કે આપણી પરંપરાની ગાયકી ન ગાતાં બીજી ગાયકી છેડું છું.'

અને જેયપુરી 'ગવૈયાની' સંગીતપદ્ધતિની આબેહુબ નકલ કરી દેખાડી:

મહેફિલ દિંગ થઈ ગઈ. શી એના સંગીતની ખીરાશ! પણ કેટલાક લોકોએ કહ્યું: 'મહેમાનોની નકલ કરવાથી તો એમનું અપમાન થયું કહેવાય.'

એકે કહ્યું: 'ખાંસાહેબ! બહુ થયું. મહેમાનોનું અપમાન કરવું એ ઠીક નથી.'

અબ્દુલકરીમે બે હાથે વંદના કરી કહ્યું: 'કોઈનું અપમાન કરવાનો મારો મુદ્દલે ઇરાદો નથી. એમની નકલ કરવાનો મારો જરાય વિચાર તો ન હતો, પણ મારે તો માત્ર એ દર્શાવવું હતું કે એમના જેવા નિષ્ણાત ગવૈયાની માફક હું પણ સારી રીતે ગાઈ જાણું છું એ વાત આપ સૌનાં ધ્યાનમાં આવે. હવે શરત કરું છું કે કોઈ ઉસ્તાદ હોય તો મારી ગાયકીનું અનુકરણ કરી બતાવે. કહો તો મારી આગવી સંગીતકલા રજૂ કરું.'

પ્રોફેસર મૌલાબક્ષ ગાયનકલાના અદ્ભુત પરીક્ષક હતા. એ ઝવેરીએ આ હીરાનું પાણી માપી લીધું હતું. એમણે અબ્દુલકરીમખાંની પાસે જઈને કહ્યું: 'તમારી ગાયકી જરૂર સંભળાવો.'

અને અબ્દુલકરીમખાંએ પોતાની પરંપરાની ગાયકી ગાઈ સંભળાવી. એની ઉપાસનાનો, શ્રદ્ધાનો એ પ્રથમ વિજય હતો. કોઈએ આ ઊગતા સંગીતકારની ગાયકીનું અનુકરણ કરવાની તૈયારી ન બતાવી.

બીજે દિવસે શહેરમાં બંને ભાઈઓની તારીફ થવા લાગી. સંગીતાચાર્યોને પણ હવે અબ્દુલકરીમની સંગીતકલાનાં મૂલ્ય સમજવા લાગ્યાં.

અને અબ્દુલકરીમખાંને જનતા તરફથી આમંત્રણ મળવા લાગ્યાં. વડોદરાના મશહૂર નાગરિકોની મહેફિલો જામતી અને એ પોતાની સંગીતકલાનો પરિચય કરાવતા.

ઉસ્તાદ મૌલાબક્ષ તો આ નવજુવાન ઉપર આફરીન થઇ ગયા. એમણે વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબની સંમતિથી દરબારી ગાયક તરીકે એની નિમણુક પણ કરાવી.

રાજદરબારમાં પણ એમની સંગીતકલા સૌને મુગ્ધ કરતી.

વડોદરાની એક મહેફિલમાં એમને ભૂગંધર્વ તરીકેની ખ્યાતિ પ્રાપ્ત કરનાર રહિમતખાનું સંગીત સાંભળવાની તક મળી. એ ગાયકી એમના હૃદયને સ્પર્શી ગઇ. મનથી જ એ મહાગાયકને એમણે પોતાના ઉસ્તાદ માની લીધા ને સ્વરસાધનાનો આરંભ કર્યો. એમાં એ એટલા તો નિમગ્ન થઇ ગયા કે એમના ગળામાંથી બીનવાદન જેવું સંગીત નીકળવા લાગ્યું. એમણે એ માટે અપૂર્વ પરિશ્રમ લીધો અને એ સાધના દ્વારા એમણે પોતાની આગવી ગાનશૈલીનું નિર્માણ કર્યું.

વડોદરામાં નવ વર્ષ રહ્યા બાદ અબ્દુલકરીમખાંને લાગ્યું કે એક જ સ્થળે રહેવાથી પોતાની સંગીતકલાનો વિકાસ નહિ થાય.

ઇ. સ. ૧૯૦૨ માં તેઓ મુંબઇ આવ્યા. ત્યાં એક દક્ષિણીબાઈ એમની સંગીત કલા પર મુગ્ધ થઈ એમની શિષ્યા બની. અબ્દુલ-કરીમખાંએ એ શિષ્યાને સંગીતની સુંદર તાલીમ આપી.

ત્યારબાદ એ મુંબઇથી કર્ણાટક ગયા. ત્યાંની નિરાળી સંગીત પદ્ધતિનો એમણે અભ્યાસ કર્યો. ત્યાંથી તેઓ ધારવાડ ગયા. ત્યાં પણ ત્રણ-ચાર વર્ષ ગાળ્યા. ત્યારબાદ એ મીરજ આવ્યા ને ત્યાં ઘણો સમય રહ્યા.

મીરજના જિલ્લા ન્યાયાધીશ મી. ક્લેમેન્ટ સાહેબને એક વખત અબ્દુલકરીમખાંનું સંગીત સાંભળવાનો મોકો મળ્યો.

એ સંગીત સાંભળીને એ વિદેશી વ્યક્તિ દેશી સંગીત પર મુગ્ધ થઇ. એણે આ દેશી સંગીતકાર સાથે બિરાદરી બાંધી. મી. ક્લેમેન્ટે સંગીતકલાના સંસ્કૃત તેમજ બીજા પ્રાચીન ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો.

એક વખત એમણે ખાંસાહેબને પૂછ્યું: 'શ્રુતિઓ કેટલી છે?'

અબ્દુલકરીમખાંએ જવાબ આપ્યો: 'આઠ દિવસ પછી હું આપને જણાવીશ.' આઠ દિવસ બાદ એમણે મી. ક્લેમેન્ટને જણાવ્યું: 'સંસ્કૃત ગ્રંથોમાં બાવીસ શ્રુતિઓ છે પણ હું મારા ગળાથી અને તારવાદ્યથી અઠ્ઠાવીસ શ્રુતિઓ આપને ગાઇ બતાવી શકું એમ છું.'

એટલું કહીને એમણે અઠ્ઠાવીસ શ્રુતિઓ ગાઇ સંભળાવી.

ખાંસાહેબની એ અદ્દભુત સંગીતકલા જોઇ મી. ક્લેમેન્ટનાં આશ્ચર્યનો પાર ન રહ્યો.

ઈ. સ. ૧૯૧૦ માં ખાંસાહેબ પૂનામાં રહેતા હતા. તે વખતે બાળુલાલ નામના સિતારવાદક પોતાની અગિયાર વર્ષની પુત્રી બનુબાઇને લઇને ખાંસાહેબ પાસે આવ્યા, ને સંગીતની તાલીમ આપવા વિનંતી કરી.

એમણે બનુબાઇને કંઇક ગાવાનું કહ્યું. એણે કોઇ પણ જાતના સંકોચ વિના દિલથી ગાયું. અવાજ સુંદર હતો. તેઓ પ્રસન્ન થયા ને બનુબાઇને પોતાને ત્યાં રાખી સંગીતશિક્ષણ આપવાનું સ્વીકાર્યું–માત્ર માસિક પચીસ રૂપિયા લઇને, જેમાં એના ભોજનખર્ચનો પણ સમાવેશ થઇ જતો.

ઇ. સ. ૧૯૧૩ના અરસામાં એમણે પૂનામાં 'આર્ય સંગીત વિદ્યાલય'ની સ્થાપના કરી. પોતાની સંગીતસભાઓ દ્વારા જે દ્રવ્ય-પ્રાપ્તિ થતી એમાંથી તેઓ આ વિદ્યાલય ચલાવતા. ગરીબ વિદ્યાર્થીઓનો ખર્ચ તેઓ પોતે જ ઉઠાવતા. ઇ. સ. ૧૯૧૭માં એમણે આ વિદ્યાલયની એક શાખા મુંબઇમાં શરૂ કરી.

૧૯૧૩–૧૪ ના વર્ષો દરમિયાન બાળુલાલની આર્થિક સ્થિતિ સારી ન હતી આથી બનુબાઇની તાલીમ બંધ પડી. ને તેણે પોતાના પિતાને ત્યાં જઇ પોતાની બહેન હીરાબાઇ પાસે તાલીમ લેવા માંડી.

ચારેક વર્ષ બાદ પુનઃ ૧૯૧૮ માં બનુબાઈએ ખાંસાહેબ પાસે રહેવા માંડ્યું અને સંગીતશિક્ષણ લેવા માંડ્યું. બનુબાઇનાં સુરીલા કંઠ દ્વારા ખાંસાહેબની ગાયકીના પડઘા પડવા લાગ્યા. અને

ખાંસાહેબની દોરવણી હેઠળ સંગીતના વર્ગોમાં અનુબાઈએ પણ શીખવવા માંડ્યું. સમય જતાં તેઓ બંને લગ્ન સંબંધથી જોડાતાં અનુબાઈનું પ્રારબ્ધ ચમકી ગયું. ભારતના એક નામી ગાયકની પત્ની થવાનું સૌભાગ્ય એને પ્રાપ્ત થયું ને સંસારમાં એ સરસ્વતીબાઈ મિરજકર તરીકે ઓળખાવા લાગ્યાં હતાં. બંનેનું દામ્પત્યજીવન સુખી હતું.

ઈ. સ. ૧૯૨૦માં કેટલાંક કારણોસર એમને આ વિદ્યાલય બંધ કરવું પડ્યું. પછી તેઓ મિરજ ગયા ને ત્યાં જ રહેવા લાગ્યા.

ખાંસાહેબ ગોબરહારી વાણીની ગાયકી ગાતા હતા. મહારાષ્ટ્રમાં મીંડ અને કણયુક્ત ગાયકી પ્રસારિત કરવાનું શ્રેય એમને ફાળે જાય છે.

એમના આલાપોમાં અખંડિતતા અને પ્રવાહિતા જોઈ શકાતી હતી. એમનું સ્વરમાધુર્ય અજબ હોવાને કારણે શ્રોતાઓ ઉપર જબરો જાદુ જમાવતું.

'પિયા બિન નાહીં આવત ચેન' એ એમની પ્રસિદ્ધ ઠુમરી. કંઈક સંગીતરસિયા એમની પાસે આગ્રહ કરી એ ચીજ વારંવાર ગવડાવતા.

સદ્‌ભાગ્યે એમની એવી કેટલીક ચીજો રેકાર્ડ દ્વારા જીવંત રહી છે ને આજે પણ સંગીતરસિયાં એને સાંભળીને એનો રસાસ્વાદ માણે છે.

એમના શરીરનો બાંધો કંઈક નબળો હતો છતાં દિલની દિલા-રી અજબ હતી, અનોખી હતી. ઔદાર્યની જાણે પ્રતિમા જોઈ લ્યો.

સ્વભાવે પણ વિનમ્ર અને શાંત હતા.

શાસ્ત્રીય સંગીતમાં ઠુમરી જેવી ગાયકીને અતિ લોકપ્રિય બનાવી હોય તો એમણે જ. મરાઠી ભાવગીતો અને ભજનો પર પણ એમણે સારું પ્રભુત્વ મેળવ્યું હતું.

એમની ગાયકીમાં કરુણ અને શૃંગાર રસ વિશેષ જોવામાં આવતો.

ખાંસાહેબ અપ્રતિમ ગાયક તો હતા જ પણ તે ઉપરાંત તેઓ જલતરંગ, તબલા, સારંગી, બીન વગેરેની વાદનકલામાં પણ નિપૂણ હતા. એમના કંઠ-સંગીત ઉપરાંત બીનવાદનની પણ એક રેકર્ડ ઊતરી હતી.

એમણે જીવનભર સ્વરની આરાધના કરી હતી–સંગીતની સાધના કરી હતી.

એ સંગીતસ્વામીને કૂતરા ઘણા ગમે. ઈ. સ. ૧૯૧૯ ની સાલની વાત છે. ત્યારે એમનો મુકામ હુબલી–ધારવાડમાં હતો. બાગલકોટમાં લીંબાડી નામની એક રખડુ ટોળી આવી ચડી હતી. એની પાસે એક સોહામણો કૂતરો. એમણે એ પચાસ રૂપિયામાં ખરીદી લીધો હતો અને તેને ટીપુમિયાં નામ આપ્યું હતું.

ખાંસાહેબ પોતાના શિષ્યોને જ્યારે તાલીમ આપતા ત્યારે એ ટીપુ પણ મુખ દ્વારા નકલ કરતો. પછી તો એ જોરથી ભસવા લાગતો. સૌને લાગ્યું કે તે રડે છે. બે ત્રણ વખત તેને માર પણ પડયો. પણ એણે પોતાની ટેવ ન છોડતાં વિશેષ પ્રમાણમાં તેમ કરવા માંડયું. આખરે તાલીમ વખતે એને બેસાડવા માંડયો.

ઉસ્તાદને લાગ્યું કે કૂતરો સંગીતપ્રિય છે. તેને ગાતાં શીખવવું જોઇએ. ને તેમણે એને સ્વર કાઢવાની તાલીમ આપવા માંડી ને સૌ શિષ્યોને કહેવા લાગ્યા: 'ખુદાના હુકમથી આ કૂતરાને પણ ગાતો કરી દઈશ.'

ટીપુ પણ ઠીક ઠીક ગાવા માંડયો ને તંબૂરાના સૂર સાથે તેનો અવાજ ભળવા લાગ્યો. ટૂંક સમયમા તેણે પ્રગતિ કરી ને સાતે સ્વર ચડે ને ઊતરે. ઉસ્તાદ વિશેષ ધ્યાન દેવા લાગ્યા. અને તેમણે પાંચ સાત રાગની તાલીમ આપી તૈયાર કર્યો.

સતારાના રાજા ભાઉસાહેબને ઉસ્તાદ માટે ઘણું માન. એટલે તેમણે ટીપુનો પ્રથમ કાર્યક્રમ સતારામાં યોજવાનું નક્કી કર્યું, ને તે

માટે ભીંતપત્રો તેમજ પત્રિકાઓ દ્વારા સારો એવો પ્રચાર કર્યો. એમને ટીપુનો કાર્યક્રમ સફળ જવા વિષે શ્રદ્ધા હતી. ટિકિટો ચપોચપ વેચાઈ ગઈ.

ખાંસાહેબે ટીપુને સુવર્ણ અલંકારોથી શણગાર્યો ને એને રંગમંચ ઉપર લઈ જતાં તેના પર હાથ ફેરવતાં કહ્યું. 'બેટા ! આજ મારી આબરૂ રાખજે. ગભરાઇશ નહિ.'

ઉસ્તાદે સ્વરાલાપનો પ્રારંભ કર્યો. ટીપુ પણ એનું અનુકરણ કરવા લાગ્યો. શ્રોતાઓનાં આશ્ચર્યની સીમા ન રહી. કાર્યક્રમ સફળ થયો ને લોકોએ ખાંસાહેબની તારીફ કરી.

પછી તો ખાંસાહેબે એનો કાર્યક્રમ પૂનાના કિર્લોસ્કર થીએટરમાં યોજ્યો. તે પ્રસંગે બુંદુખાં, રહિમખાં, શંકર ભૈયા, બર્વે બુવા વગેરે ગાયકો-વાદકો ત્યાં ઉપસ્થિત થયા હતા રહિમખાં અને બીજાઓએ કૂતરાનો કાર્યક્રમ ન રખાય એ માટે એમને સમજાવ્યા, પણ ખાંસાહેબ પોતાની વાત પર મુસ્તાક હતા. એમણે તો કૂતરાની રંગીન તસ્વીરવાળી નિમંત્રણપત્રિકાઓ પ્રસિદ્ધ પણ કરી દીધી. કેટલાક મશ્કરાઓ માટે એ મજાકનો વિષય બની ગયો.

ખાંસાહેબે પોતાની શિષ્યમંડળીનો કાર્યક્રમ રજૂ કરાવ્યા પછી ટીપુના કાર્યક્રમનો પ્રારંભ થયો. ઉસ્તાદે દુર્ગા રાગની ધૂન શરૂ કરી. ટીપુ પણ એમનુ અનુકરણ કરવા માંડયો. ખાંસાહેબે દુર્ગા રાગનો મધ્યમ છેડી વચમાં ગાંધાર લાવીને ભૂપ રાગની છાયા દર્શાવી. ટીપુએ પણ એ જ સ્વર રજૂ કર્યા. શ્રોતાઓનાં આશ્ચર્યની સીમા ન રહી તેમણે તાળીઓથી ટીપુને આવકાર્યો.

ખાંસાહેબે શ્રોતાઓને ઉદ્દેશીને કહ્યુંઃ 'તમારામાંથી એકાદ જણ ગમે તે રાગ રજૂ કરો. ટીપુ એને અનુસરશે. પણ કોઈની હિંમત ચાલી નહિ. પછી ચાર પાંચ રાગ માટે ફરમાઈશ થઈ ને ઉસ્તાદે

ટીપુ પાસેથી, તે રજૂ કરાવ્યા. ટીપુ અંદર ગયો. કોઈએ શંકા પ્રદર્શિત કરીઃ 'શું દૂરથી એ ગાશે ?'

ખાંસાહેબે ઉત્તરમાં પુનઃ ટીપુને બોલાવી બેએક રાગો રજૂ કરાવ્યા.

કાર્યક્રમની સફળતાએ ખાંસાહેબ અને એમના શિષ્યો આનંદ વિભોર બની ગયા.

પછીથી મુબઈના રોયલ ઓપેરા હાઉસમાં પણ ખાંસાહેબે ટીપુના કાર્યક્રમની યોજના કરી અને ટિકિટના દર ખૂબ રાખ્યા. છેલ્લો દર હતો પચ્ચીસ રૂપિયા. ખાંસાહેબ ને તેમના શિષ્યોનું સંગીત તો હતું જ પણ વિશેષ કામણ હતાં ટીપુમિયાંની સંગીતકલાનાં. તે કાર્યક્રમ પ્રસંગે પ્રિન્સ ઑફ વેલ્સ હાજર હતા. તેમણે પ્રસન્નતા વ્યક્ત કરી મોતીની ઝૂલ અને ટોપી દ્વારા એને નવાજ્યો હતો.

બીજી પણ ખાંસાહેબના જીવનની એક દિલચસ્પ ઘટના નોંધપાત્ર છે. મદ્રાસમાં એક વાર કોઈએ પૂછ્યુંઃ 'ખાંસાહેબ ! તમારી ઉત્તરની ગાયકીને ગોબરહારી વાણી કહો છો તો દક્ષિણની ગાયકીનો કયો પ્રકાર છે ?'

ઉત્તર મળ્યોઃ 'હનુમાન બાની.'

લોકો ગુસ્સે થયા ને કહ્યુંઃ 'ખાંસાહેબ ! તમારે એ સિદ્ધ કરવું પડશે.'

ખાંસાહેબે કહ્યુંઃ 'જરૂર એ વાત સિદ્ધ કરી બતાવીશ.'

ને એમણે ત્યાંની મૂર માર્કેટમાથી એક વાંદરો વેચાતો લીધો ને પોતાના શિષ્યમંડળને વાંદરાની સામે બેસીને રિયાઝ કરવાનો આદેશ આપ્યો.

પ્રારંભમાં તો વાંદરાએ શિષ્યમંડળને પરેશાન કર્યું. આખરે ઉસ્તાદે એને આરોહ–અવરોહનું શિક્ષણ આપવુ શરૂ કર્યું વાંદરું કેવળ

અવરોહ જ આવા મંડતું ને પછી તો તેમણે મદ્રાસના પ્રસિદ્ધ પત્ર 'હિંદુ'માં જાહેરખબર છપાવી કે પોતે વાંદરા પાસે પણ સંગીત રજૂ કરાવશે.

અને કાર્યક્રમ યોજાતાં તે પ્રસંગે ચક્રવર્તી રાજગોપાલાચારી, જગપ્રસિદ્ધ નૃત્યાંગના બાલાસરસ્વતી, સંગીતજ્ઞ વરદાચારિયર, સી. ટી. શ્રીનિવાસન વગેરે નામી વ્યક્તિઓ ત્યાં હાજર હતી.

ખાંસાહેબે વાંદરાને ટોપી પહેરાવી તે ઉપર લાલરંગનો સાફો બાંધ્યો. હાથમાં લાકડી ઝલાવી અને એમ શરણાગારાયલો વાંદરો રંગમંચ પર રજૂ થયો. ઑડિયન્સ તો માય નહિ. વાંદરો એવા મોટા માનવ સમૂહને નિહાળી મુઝાઈ ગયો ને ઉસ્તાદ ગમે તેવા પ્રયત્ન કરે પણ તે બોલી જ ન શકે. આખરે એમનો યત્ન સફળ થયો ને તેણે અવરોહના સ્વર રજૂ કર્યા. ખાંસાહેબે ઊભા થઈને કહ્યું: 'આરોહમાં ન ગાવાની શૈલી એટલે ઉલટી પદ્ધતિ—એટલે હનુમાન બાની. મારે જે કહેવું હતું તે કહી દીધું.'

પછી તો જનતાએ ખાંસાહેબની ખૂબ તારીફ કરી.

આમ મૂગા પ્રાણીઓના કંઠ દ્વારા જનતાને સંગીતનો તેમણે અનુભવ કરાવ્યો હતો. બીજા કોઈ સંગીતકારનાં જીવનમાંની આવી ઘટનાઓ જાણવામાં આવી નથી.

એમની શિષ્યપરંપરા પણ ઘણી છે. એમણે કોઈપણ જાતનો ભેદભાવ રાખ્યા વિના શિષ્યોને સંગીતની તાલીમ આપી હતી. હીરાબાઈ બરોડેકરને એમની પાસેથી કિરાના ઘરાણાની ગાયકી શીખવા મળી હતી. ઉપરાંત સવાઈ ગાંધર્વ, બહેરેબુવા, દશરથબુવા, મુળે, જાદવબુવા, રોશનઆરાબેગમ, સ્વ. સુરેશબાબુ માને આદિ અનેક શિષ્ય શિષ્યાઓ એમની એ રસકલા—સંગીતકલાનો અનોખો પ્રસાદ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બન્યાં હતાં.

નાટ્યકાર તરીકે મશહૂર થયેલ મધુસૂદન આચાર્યને ખાંસાહેબનું આકર્ષણ ઓછું ન હતું. આજે પણ એમનાં અજબ સંગીતની રાગ-

માધુર્યની, એમનાં ઔદાર્યની વાતો કરતાં એ ધરાતા નથી. સંગીતનો એમનો નાદ જાણીતો છે. કિરાના ઘરાણાની ગાયકીને બાજુએ મૂકી લખવાના વ્યવસાયમા એ ન પડી ગયા હોત તો સંગીતની દિશામાં પણ એ સારી પ્રગતિ સાધી શકયા હોત.

ભારતના ભાગના પછી પાકિસ્તાન જઈ વસેલી પોતાની ભત્રીજી રોશનઆરાને માટે પણ ખાસાહેબ જીવત હતા ત્યારે તેમને સારી આશા હતી, પણ એ એને માટે કહેતા ' આ છોકરી કોઈ પણ ગાયકને થકવવા માટે અને કિરાના ઘરાણાનુ નામ રોશન કરવા માટે પૂરતી શક્તિ ધરાવે છે—જો તે સ્વચ્છંદીપણે જીવન શરૂ ન કરે તો.'

એક વખત કેટલાક સગીતરસિયાના આગ્રહથી એમને મદ્રાસ જવુ પડયુ હતુ. ત્યાની સંગીતસભામા એમણે એવુ તો અજબ સગીત ગાયું કે લોકો મ નમુગ્ધ થઈ ગયા

પોંડિચેરીમા મહર્ષિ અરવિંદને ખાસાહેબનુ સગીત શ્રવણ કરવાની ઇચ્છા થઈ. એની જાણ એમને કરવામા આવી આથી તેઓ ત્યા જવા રવાના થયા. રેલ્વે પ્રવાસમા એમની તબિયત લથડી. આ સજોગોમા રાત્રે અગિયાર વાગે તેઓ સિંગાપેરુમલ કોઇલમ્ સ્ટેશન પર ઊતરી ગયા. થોડીકવાર આમ તેમ આંટા માર્યા પણ ચેન પડયુ નહિ. એમને લાગ્યુ કે હવે અંતિમ સમય નજદીક આવી પહોચ્યો છે. પોતાના બિસ્તરા પર બેસીને નમાજ પઢીને દરબારી કાનડાના સ્વરોમાં ખુદાની બદગી કરવા માડી ને એ બદગી ગાના ગાતા જ એ ચિર-નિંદરમા પોઢી ગયા. એમનો આત્મા દેહનુ માળખુ છોડીને ચાલ્યો ગયો—સગીતની કોઈ અનોખી નિરાળી સૃષ્ટિમા. એ હતી ૧૯૩૭ના ઓકટોબરની સત્તાવીસમી તારીખ.

ત્યાથી એમના મૃતદેહને મદ્રાસ લાવવામા આવ્યો અને મોટર દ્વારા મિરજ લઈ જઈ ખ્વાજા મિરાસાહેબની દરગાહ પાસે એનો અંતિમ વિધિ કરવામા આવ્યો.

એમના દેહવિલયના સમાચાર સારાય ભારતમા ફરી વળ્યા.

સંગીતરસિયાંએ એમને અંતરની ભાવાંજલિઓ આપી.

કેટલાકને તો લાગ્યું કે ' પિયા બિન નાહીં આવત ચેન '—નો ગાયક બ્રહ્મસંગીતરૂપી માશુકને મળવાને માટે જ આ અવનિ ત્યાગી ઉપડી ગયો છે.

આજે પણ એ સંગીતકાર અમર છે–પોતાના અનોખા સંગીત દ્વારા.

એમનાં પત્ની બનુબાઈ ઉર્ફે સરસ્વતીબાઇને હું તા. ૧૮–૪–૬૬ ના રોજ મિરજમાં એમનાં નિવાસસ્થાને ભાઈ બળવંત જોશી સાથે મળ્યો હતો ને એમનું કંઠમાધુર્ય આજે પણ સ્વ. ખાંસાહેબની ગાયકીની પ્રતીતિ કરાવતું અનુભવ્યું હતું. તેઓ પોતાના સ્વરસમ્રાટ પતિની યાદમાં જીવનનો સંધ્યાકાળ વિતાવે છે.





વિલાયતહુસેનખાં

વિલાયતહુસેનખાંનો જન્મ થયો હતો આગ્રામાં-ઈ. સ. ૧૮૯૫ માં. પિતાનું નામ નથ્થનખાં. તેમના કુટુંબમાં નૌહર વાણી ઊતરી આવી હતી. સંગીતનું શિક્ષણ તેમણે પોતાના કાકા ગુલામઅબ્બાસખાં પાસેથી મેળવ્યું હતું. ઉપરાંત એ જ ઘરાણાના બીજા ઉસ્તાદો ઘસીટખાં અને ખ્વાજાબક્ષ પાસે પણ તાલીમ લીધી હતી. એમણે થોડાંક વર્ષ પોતાના વતનમાં ગાળ્યા બાદ વડોદરા આવ્યા અને વડોદરાના મહારાજા સયાજીરાવ તથા મહારાણી ચિમનાબાઈ એમનાં સંગીતથી પ્રભાવિત થયાં. ઇ. સ. ૧૮૯૦ માં મૈસૂરનરેશે મુંબઇમાં એમનું સંગીત સાંભળી પ્રસન્નતા અનુભવી અને તેમને પોતાની સાથે મૈસૂર લઈ જઈ દરબારી ગાયક તરીકે નિમણુક કરી. એ પ્રતિભાસંપન્ન સંગીતસ્વામીને પાંચ પુત્રો હતા. મુહંમદખાં, અબ્દુલ્લાખાં, મુહંમદ સિદ્દીકખાં, વિલાયતહુસેનખાં અને નન્હેખાં. પાંચેએ સંગીતની કુલપરંપરા જાળવી રાખી હતી.

૭ વર્ષની ઉમર સુધી વિલાયતહુસેનખાં મૈસૂરમાં પોતાના પિતા નથ્થનખાંની સાથે રહ્યા હતા. ૧૯૦૧ માં પિતાનું અવસાન થતાં તેઓ કુટુંબીજનો સાથે ધારવાડ થઇ મુંબઈ આવ્યા અને ત્યાંથી પોતાના વડીલો કલ્લનખાં અને મુહંમદબક્ષ પાસે જયપુર આવ્યા. મુહંમદબક્ષે એમને દત્તક પુત્ર તરીકે રાખી લીધા અને ત્યાં જ એમનું સંગીતનું શિક્ષણ શરૂ થયું. એ ઉપરાંત ઉર્દૂ, હિંદી, ફારસી વગેરેનુ શિક્ષણ પણ લેવા માંડયું.

એમણે અનેક સંગીતસ્વામીઓ પાસેથી તાલીમ લીધી હતી. એમના પ્રથમ સંગીતગુરુ હતા ઉસ્તાદ કરામતહુસેનખાં. તેઓ દિલ્હીના શાહી ગાયકોના વંશમાં ઊતરી આવ્યા હતા ને જયપુર દરબારના રાજગાયક હતા. એમની પાસેથી એ ઊગતા સંગીતકારને સ્વર અને તાલનું જ્ઞાન મળ્યું હતું.

એમણે સૌ પ્રથમ ભૈરવ રાગમા આલાપ શીખવ્યો અને તે જ રાગમા ધ્રુપદ પણ શીખવ્યો તે પછી ટોડી, આશાવરી, યમન કલ્યાણ, બિહાગ, ભીમપનાસ, માલકૌસ, દરબારી વગેરે રાગોમા આલાપ અને ધ્રુપદનુ શિક્ષણ આપ્યુ એ ઉપરાત મુલતાની, સારગ, જોનપુરી, પુરિયા વગેરે રાગોની માહિતી પણ એમની દ્વારા જ પ્રાપ્ત થઇ એમણે શિક્ષણકાર્ય દરમિયાન પોતાના આશાસ્પદ શિષ્યને સગીતસભામા ગવડાવવા માડ્યુ હતુ ને જ્યારે એ બાલસંગીતકારનુ સગીત બેઠકોમા ગવાતું ત્યારે સૌ ગાયક-વાદકો એની તારીફ કરતા

એમણે આગ્રાવાળા પોતાના વડીલ મલ્લનખા જેઓ જ્યપુર દરબારની નોકરીમા હતા, તેમની પાસેથી પણ સગીતશિક્ષણ લીધુ હતું એમણે અસ્થાઇ અને ખ્યાલની તાલીમ આપી હતી ઉપરાત અનેક રાગો પણ શીખવ્યા હતા તેમા રામકલી, લલિત, દેશકાર, બિભાસ, ભૈરવ, દરબારી, ટોડી, બિલાસખાની ટોડી, અલૈયા બિનાવલ, શુદ્ધ-બિલાવલ, જ્યજયવતી-બિનાવલ, દેશી ટોડી, ગૂજર ટોડી, ભૈરવી, વૃદાવની સારગ, બડહસ સારગ, ગૌડ સારગ, મુલતાની, ભીમપનાસી, પૂર્વી, પુરિયા, ધનાશ્રી, શ્રી, યમન કલ્યાણ, શુદ્ધ કલ્યાણ, જોગેશ્રી, લ કેશ્વરી સોરઠ, શિવમત ભૈરવ, હેમકલ્યાણ વગેરેનો સમાવેશ થાય છે એ સિવાય કેટલાય રાગોમા હોરી-ધમારનું શિક્ષણ પણ આપ્યુ હતુ

એમની તાલીમ દ્વારા અસ્થાઈ અતરાની બઢત અને પ્રત્યેક રાગની ગાયકી શીખવા મળી ઉપરાત લયકારીનુ જ્ઞાન પણ સપાદન થતુ એમના એ ઉસ્તાદ એમને પ્રત્યેક રાગ શીખવતી વખતે સરગમ પણ શિખવાડતા અને સરગમને અગે ઉપજની તરકીબ પણ બનાવતા

કેટલોક સમય જ્યપુરમા સગીતની તાલીમ અપાવા બાદ ફૈયાઝખા એમને પોતાની સાથે પ્રવાસમા લઇ ગયા તે વખતે વિનાયતહુસેનની ઉમર દશ વર્ષની હતી એટલી નાની વયે મધુર કંઠે જ્યારે એ નોમતોમ અને હોરી તથા ધ્રુપદ ગાતા ત્યારે શ્રોતાઓ દિંગ થઇ જતા ને તારીફ કરતા

ફૈયાઝખાં બેઠકમા પોતાનુ સંગીત શરૂ કરતાં પહેલા થોડોક સમય એ બાલસંગીતકારને તક આપતા ને વાતાવરણ સંગીતમય થઈ જતું. તે પછી ફૈયાઝખાં ગાવા માડતા ને વિલાયતહુસેનખાં સારેગમ ગાઈને એમની સંગત કરતા. આથી સંગીતસભામા એક દિલચસ્પ હવા જામી જતી.

ઉસ્તાદ ફૈયાઝખાની સાથે રહેવાથી વિલાયતહુસેનખાંને ગુલામ-અબ્બાસખાંની પાસેથી પણ સંગીતશિક્ષણ લેવાનો મોકો મળ્યો. તેમની પાસેથી મિયાકી ટોડી, છાયાનટ, મેઘ, બાગેશ્રી, રામકલી, ગૂર્જરી, બહાર, બરારી, લલિત વગેરે રાગોની ચીજો શીખવા મળી. કેટલોક સમય એ પ્રવાસનો કાર્યક્રમ ચાલુ રહ્યો અને પુનઃ તેઓ જયપુર આવી ગયા.

એ સમયે જયપુરમા મહારાજા સવાઈ રામસિંગનુ શાસન હતું. તેઓ સંગીત અને સંગીતકારોના ચાહક હતા. એમના દરબારમા અનેક નામી ગાયકો–વાદકોનો મેળો જામતો ને તેઓ પોતાની સંગીતકલાનુ દર્શન કરાવતા. મહારાજા એમની કદર કરતા. વિલાયતહુસેનખાંને એ સંગીતસ્વામીઓની નિકટ બેસીને સંગીત શ્રવણ કરવાની તકો મળતી ગઇ. એથી એમની સંગીતકલા વિકસતી ગઇ.

ઇ. સ ૧૯૧૪ મા તેઓ મુબઇ આવીને પોતાના વડીલ બંધુ મુહમદખાની સાથે રહેવા લાગ્યા. તેમની પાસે શિક્ષણ લેવાનો તેમજ રિયાઝ કરવાનો સારો મોકો મળ્યો, અને છ વર્ષ સુધી તે પ્રમાણે ચાલ્યા કર્યું. વિવિધ સગીતસભાઓમા ભાગ લેવાને કારણે પ્રસિદ્ધિ પણ સારી મળતી ગઇ.

જ્યારે ઇ. સ. ૧૯૨૦ ની સાલમા મુહમદખા બેહસ્તનશીન થયા ત્યારે સમગ્ર કુટુબનો ભાર તેમના ઉપર આવી પડયો. તે વખતે તેઓ પોતાનો વિશેષ સમય સગીતજીજ્ઞાસુ વિદ્યાર્થીમંડળને શિક્ષણ આપવામા અને તે દ્વારા દ્રવ્ય ઉપાર્જન કરવામા ગાળવા લાગ્યા.

ઉસ્તાદ મુહંમદબક્ષ ઉર્ફે 'સેનેજી' જયપુર દરબારના પ્રસિદ્ધ ગાયક હતા. એમણે પોતાના દત્તક પુત્રને આલાપચારી તેમજ ધ્રુપદનું શિક્ષણ પણ આપ્યું હતું.

તે ઉપરાંત એમણે અનેક સંગીતસ્વામીઓ પાસેથી વિવિધ સંગીતની પ્રસાદી પ્રાપ્ત કરી હતી. તેમાં એમના ભાઇ અબ્દુલ્લાખાં, મોટા મામા મહમ્મદખા, વચલા મામા પુત્તનખા, નાના મામા મુનશી જમાલ અહમદખાં, ઈનાયતખાં અતરૌલીવાલા, કુદરતઉલ્લાખા હૈદ્રાબાદી, કોટાવાળા ફિદાહુસેન, તસદ્દુકહુસેનખાં, અલ્લાદિયાખા, અતરૌલીવાળા અલ્લાદિયાખાંના બંધુ હૈદરખાં, ઉમરાવખા દિલ્હીવાળા, અબ્દુલકરીમખા, બદરુજ્જમાખાં, હૈદ્રાબાદવાળા નિસાર અહમદખાં, ખુર્જાવાળા જનાબ અલતાફહુસેનખાં, જયપુર રાજ્યના મુનસફ પંડિત વિશમ્બરદીન ઉર્ફે વિશ્વનાથ, જયપુરના ગલ્તા સંસ્થાનના મહંત અને મહારાજા સાહેબના ધર્મગુરુ હરિવલ્લભજી આચાર્ય, મા. ગણપતરાવ મનેરીકર, ભાસ્કર બુવા બખલે, રામપુરના જનાબ મુસ્તાકહુસેનખા, ફત્તેહપુરસિક્રીવાળા છોટેખા, ફત્તહદીનખા પંજાબી, આગ્રાવાળા કાલેખાં, ગુલામરસુલખા, જોધપુરવાળા નથ્થનખાં, ફતેપુરસિક્રીવાળા ઇનાયત અબ્બાસખા, નાથાભાઈ કચ્છી, રોરખા, ફતેહપુરસિક્રીવાળા ગુલામ નજફખાં, અતરૌલીવાળા મુનશી એજાજ હુસેનખા (વામિક) તેમજ રામપુરવાળા અહમદખા વગેરેનો સમાવેશ થાય છે. આમ એમનો શિક્ષણપટ ઘણો વિસ્તૃત હતો ને તેને લીધે તેઓ એક અજબ પ્રતિભાસંપન્ન સંગીતકાર બની શક્યા હતા. એમણે અન્ય સંગીતસ્વામી પાસેથી વિદ્યા ગ્રહણ કરતાં કદી સંકોચ અનુભવ્યો ન હતો.

તેઓ પોતે એ સૌ સંગીતકારોનું ઋણ સ્વીકારતા અને કહેતાઃ 'મેં અનેક સંગીતસ્વામીઓની સંગીતપ્રસાદી મેળવી સંસારને એનુ રસપાન કરાવ્યું છે, ને જીવનનો સાચો આનંદ અનુભવ્યો છે. મારા ઉપર એ સૌનો ભારે અહેસાન થયો છે.'

એમણે ઇ. સ. ૧૯૩૫ થી ૧૯૪૦ દરમિયાન મૈસૂરના દરબારી ગાયક તરીકે કર્તવ્ય બજાવ્યું હતું. તે પછી થોડો સમય કાશ્મીરના મહારાજાને ત્યાં રહી એમના રાજકુમારોને સંગીતની તાલીમ આપી હતી.

ઈ. સ. ૧૯૫૧ ના અરસામાં એમની તબિયત અવસ્થ રહેવા લાગી ત્યારે આરામ લેવાની સલાહ મળતાં તેઓ આગ્રા જઇ ત્રણેક માસ રહ્યા. પણ તે દરમિયાન ખાસ ફાયદો થયો નહિ એટલે પાછા મુંબઈ આવી ગયા ને ત્યાં ધીમે ધીમે આરોગ્ય સુધરવા લાગ્યું.

ત્યારબાદ આકાશવાણીના દિલ્હીકેન્દ્ર ઉપર તેમની સંગીત સલાહકાર તરીકે નિમણૂક થઈ હતી ને ત્યાં એમણે સારી કામગીરી બજાવી હતી. ભારતનાં અનેક રેડિયોકેન્દ્રો પરથી એમનું સંગીત પ્રસારિત થતું હતું અને આજે પણ એમનું રેકર્ડ કરેલું સંગીત આકાશવાણી પરથી રજૂ થતાં એ સંગીતસ્વામીની યાદ તાજી થાય છે.

એમને પોતાના બે પુત્રોને પણ સંગીતની તાલીમ આપી હતી. મોટા પુત્ર શરફહુસેને એમની પાસે તેમજ કુટુંબના અન્ય વડીલો પાસેથી સંગીતની સારી તાલીમ લીધી હતી ને ભાવિ માટે એ સારી આશા આપતો હતો. એણે યૌવનને ઉંમરે પગ મૂકયો-ન મૂકયો ત્યાં ૧૯૪૫ માં એનું અવસાન થયું હતું. ખાંસાહેબને પુત્રવિદાયના આઘાતથી ઘણું દુઃખ થયું હતું.

બીજા પુત્ર યુનુસહુસેને એમની પાસેથી તેમ જ એના મામા અઝમતહુસેનખાં તથા ઘરાણાના બીજા વડીલો પાસેથી સંગીતની તાલીમ લીધી હતી, ને તેનું ભવિષ્ય ઉજ્જવળ છે.

વિલાયતહુસેનખાંએ લખેલું એક ઉપયોગી હિંદી પુસ્તક ‘સંગીતજ્ઞો કે સંસ્મરણ’ દિલ્હીની સંગીત નાટક અકાદમી દ્વારા ૧૯૫૯ માં પ્રસિદ્ધ થયું હતું. તેમાં એ સંગીતસ્વામીએ જુદા જુદા ઘરાણાના સંગીતકારો વિષે ટૂંકી સ્મૃતિનોંધો રજૂ કરી છે.

એ વિષે સંગીત નાટક અકાદમીના તે વખતનાં મંત્રી શ્રીમતી નિર્મળા જોશીએ લખ્યું છેઃ ‘વિલાયતહુસેનખાંનાં આ સંસ્મરણોમાં

હિંદુસ્તાની સંગીતપદ્ધતિના ઘણા મહત્વના કલાકારોના સંબંધમાં આપણને એવું જાણવાનું મળે છે કે જે સંગીતના ઇતિહાસ તથા સંશોધન કરતા વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે.'

ઇ. સ. ૧૯૫૯ માં એ નામી સંગીતસ્વામી દિલ્હીમાં બહેસ્ત-નશીન થયા હતા.

એમનો શિષ્ય સમુદાય ઘણો મોટો છે તેમાં મોહનબાઇ કુર્ડીકર, યોગીન દેસાઇ, શ્રીમતીબાઈ નાર્વેકર, કોમી લાકડાવાળા, રૂસ્તમબાઇ ટાટા, ઇન્દિરા વાડકર, સરસ્વતીબાઇ ફાતરફેકર, હીરા મિસ્ત્રી, વત્સલા પર્વતકર, અંજનીબાઈ જમ્બોલીકર, શ્યામલા નઝરાવકર, રાગિની ફડકે, સુશીલા વરદરાજન, દુર્ગા ખોટે, માલતી પાંડે, સુશીલા રાનડે, મીરા ખીરવાડકર, બાસંતી શિરોડકર, મેનકા શિરોડકર, તારા રાવ્લે, બાનાબાઈ બેલગામકર, તુળાબાઈ બેલગામકર, ગિરજાબાઇ કેળકર, મહારાજકુમારી બાપુનાહેબ (ગ્વાલિયર), જગન્નાથબુવા પુરોહિત, દત્તુબુવા ઇચલકરંજીકર, રત્નકાંત રામનાથકર, સીતારામ ફાતરફેકર, અબ્દુલ અઝીઝ બેલગામકર, ગજાનનરાવ જોશી, રામ મરાઠે, મુકુંદરાવ ધારૂકર, એ બી અભ્યંકર, તેમજ કાશ્મીરના રાજા કરણસિંગનો સમાવેશ થાય છે.

એમના શિષ્યોને સંગીતની તાલીમ આપવાની એમની રીત અનોખી હતી તેઓ ઇચ્છતા કે પોતાની શિષ્યમંડળી પોતાની જ પ્રતિકૃતિ બને અને સંસારમાં નામ કાઢે. શિષ્યને પોતે નિત્ય રિયાઝ કરાવતા ને એના કંઠમાં સ્વરો પૂરેપૂરા સ્થિર થાય નહિ ત્યાંસુધી એને ઘૂંટાવતા રહેતા. એમનો અવાજ ઘેરો અને મધુર હતો. ખ્યાલમાં એ ખાસ દીપી ઊઠતો. પદ્ધતિસર રજૂ કરવાની એમની શૈલી અનોખી હતી.

આમ ઘરાણાની પાંચ પાંચ શતાબ્દીથી ચાલી આવતી સંગીત પર પરંપરાના સાધનાના તેઓ પણ એક જ્યોતિર્ધર હતા અને હજુ પણ એ સંગીતજ્યોત એમના પુત્ર સુનુનહુસેનખાં તથા વિશાળ શિષ્ય સમુદાય દ્વારા જ્વલંત રહી છે.



નારાયણરાવ ખરે

શ્રી. કાકાસાહેબ કાલેલકરના શબ્દોમાં કહીએ તો 'પંડિત નારાયણ મોરેશ્વર ખરે સંગીતપ્રવીણ હતા, સંગીતવિદ્યાના અનન્ય ઉપાસક હતા. સંગીતશાસ્ત્ર અને સંગીતસાહિત્યના અઠંગ સંશોધક હતા. સંગીત પાછળ ભેખ લેનાર મસ્ત ફકીર હતા. એમની એ બધી વિભૂતિઓને પણ ગૌણ બનાવે એવી એમની સાધુતા હતી. નિર્મળ વિચાર, નિર્મળ હેતુ અને નિર્મળ રહેણીને લીધે પોતે કેટલી સુવાસ ફેલાવે છે અને કેટલાં જીવન ઉપર મુગ્ધપણે અસર પાડે છે એનો ખ્યાલ સરખો એમને ન હતો. મારો વિશ્વાસ છે કે, સંગીતવિદ્યાનું અધ્યયન પૂરું કર્યા પછી જો તેઓ આશ્રમમાં ન આવત અને બીજે ક્યાંય જાત તો દુન્યવી દૃષ્ટિએ એ ખૂબ ઝળક્યા હોત, પણ અંતરમાં અત્યંત દુઃખી થઈને સુકાઈ જાત. આશ્રમના વાતાવરણમાં તેઓ પોતાનો જીવનવિકાસ સાધી શક્યા અને જીવનની શાંતિ પણ મેળવી શક્યા.'

આવા સંત સંગીતસ્વામીનો જન્મ થયો હતો સતારા જિલ્લામાં તાસગાંવ નામના ગામડામાં, ઈ. સ. ૧૮૮૯ માં એક સામાન્ય સ્થિતિના બ્રાહ્મણપરિવારમાં. શુમારે ૧૧૦ વર્ષ પહેલાં એમના દાદા નાગેશ ખરે સતારાવાસી થયા હતા—નોકરી અંગે. તેઓ સાધુવૃત્તિના હતા. પંડિતજીને સાધુતાનો વારસો મળ્યો હતો દાદાજી પાસેથી. એમના પિતા થોડું ભણી તાસગાંવમાં બેલિફની નોકરી કરતા હતા. તેમને ત્રણ પુત્રો—વિનાયકરાવ, નારાયણરાવ, શંકરરાવ અને એક પુત્રી સુંદરાબાઈ. વિનાયકરાવને મિરજમાં નોકરી મળી હતી એટલે નારાયણરાવને શિક્ષણ લેવા ત્યાં મોકલાયા હતા ને તેમણે ત્યાં અંગ્રેજીનું શિક્ષણ લીધું હતું.

નારાયણરાવને સંગીતનો વારસો મળ્યો હતો એમની માતાના પિતા કેશવબુવા ગોગટે પાસેથી. તેઓ ખ્યાતિપ્રાપ્ત ગાયક હતા,

અને ગજનબાવડા સંસ્થાનના રાજગવૈયા હતા ઉપરાંત નારાયણરાવનાં માતાજી પણ મીઠી હલકથી ગાઈ શકતા. એની અસર પણ એમના ઉપર થઈ હતી.

નારાયણરાવનો કંઠ સુંદર. વળી વિદ્યાર્થી અવસ્થામાથી પદો રચવા માંડયા હતા. મિત્રમંડળી સાથે મંદિરમાં જઈ કથાવાર્તા પણ કરતા. મિરજના દરબાર તરફથી એમને શિષ્યવૃત્તિ પણ અપાતી હતી.

મિરજમા મેટ્રિકમાં હતા ને પ્રીલિમિનરી પરીક્ષા અપાઈ ગઈ હતી, તે દરમિયાન સંગીતાચાર્ય પં. વિષ્ણુ દિગમ્બર પલુસ્કરનુ આગમન થયુ હતું. એ અરસામા રાજાને ત્યા નારાયણરાવના સંગીતની બેઠક યોજાઈ હતી. એમા એમને ગાતા સાભળી પંડિતજી પ્રસન્ન થયા. એમને એ ઉગતા યુવાનમા ભાવિ ભારતનો એક તેજસ્વી સંગીતકાર દેખાયો ને એને વિષે પૂછપરછ કરી. મહારાજાએ પરિચય કરાવ્યો. પંડિતજીએ તેમની માગણી કરી, તેથી મહારાજાએ તેમને પલુસ્કર સાથે જવાની આજ્ઞા કરી.

આનંદવિભોર થઈ ઘેર આવતા જ પિતાને વાત કરી ને પંડિતજી સાથે જવાની રજા માગી.

'જા ! તારું રૂડી લે.' ઉત્તર મળ્યો ને મનમા ભાવિ–ઉત્કર્ષના મનોરથ સેવતો એ યુવાન પંડિતજી સાથે મુબઈ જવા તૈયાર થયો. મિરજના દરબારે ખર્ચ માટે શિષ્યવૃત્તિ આપી એના ઉત્સાહને વધાર્યો.

ઈ. સ. ૧૯૦૭ નો આ પ્રસંગ હતો. પંડિતજીને એક લાયક વિદ્યાર્થી મળ્યાનો સંતોષ થયો. પોતાને હાથે એક સસ્કારી વિદ્યાર્થીનું જીવનઘડતર થશે એ વિચારે એમની પ્રસન્નતાનો પાર ન રહ્યો. તેમણે પ્રેમથી એ યુવાનની સગીત મહત્વાકાક્ષાઓને વેગ આપ્યો.

ટૂંક સમયમા એ સગીતપ્રિય વિદ્યાર્થીએ પોતાના ગુરુદેવનુ હૈયું જીતી લીધુ.

અને પછી તો ગુરુજીના પટ્ટશિષ્ય બની એમની સાથે ભારતભરમા ભ્રમણ કરવાનુ સદ્‌ભાગ્ય સાપડયુ.

એ પ્રવાસ હતો સંગીતના પ્રચાર માટેનો. ભારતનાં અનેક નગરોમાં સંગીતપરિષદો યોજાઇ. રજવાડાઓમાં સંગીતસભાઓ થઇ. એ સૌમાં શિષ્યગુરુ સાથે જ હતા. પરિણામ એ આવ્યું કે નારાયણરાવને અભ્યાસ ઉપરાંત અનુભવ થયો. અનેક ગાયકોને સાંભળવાની તક મળી. દૃષ્ટિ વિશાળ બની.

અને નવ વર્ષનો સંગીતનો અભ્યાસક્રમ ચાર વર્ષમાં જ તૈયાર કર્યો. સંગીતપ્રવીણની ઉપાધિ લાધી, અને ગુરુદેવે માંડેલા સંગીત-યજ્ઞમાં જ એ એમના સહાયભૂત બનવા લાગ્યા.

સંગીતાચાર્ય વિષ્ણુ દિગંબરે લાહોર છોડી ઈ. સ. ૧૯૦૮માં મુંબઈમાં જ કાયમી નિવાસસ્થાન બનાવ્યું, અને ગાંધર્વ મહાવિદ્યાલયની સ્થાપના કરી હતી. નારાયણરાવ જેવા કર્તવ્યનિષ્ઠ શિષ્ય તૈયાર થવાથી પંડિતજીએ સંતોષનો શ્વાસ લીધો ને ૧૯૧૨ માં એમની સંગીતવિદ્યાલયના ઉપાચાર્ય તરીકે નિમણૂક કરી, અને વર્ષો સુધી તેમણે સંનિષ્ઠાથી એ સેવા બજાવી હતી.

નારાયણરાવનાં લગ્ન થયાં હતાં ઇ. સ. ૧૯૦૬માં લક્ષ્મીબાઈ સાથે. તેઓ પણકર્તવ્ય પરાયણ પત્ની તરીકે પતિનાં કાર્યમાં સાથ આપતાં. એમનું દામ્પત્યજીવન સુખી હતું.

ઇ. સ. ૧૯૧૫માં મહાત્મા ગાંધીજીએ અમદાવાદમાં કોચરબમાં સત્યાગ્રહ–આશ્રમ સ્થાપ્યો હતો. તે પહેલાં તેમણે આફ્રિકાથી ભારત આવી કેટલોક સમય પ્રવાસમાં પણ ગાળ્યો હતો.

ગાંધીજીને સત્યની શોધમાં સંગીતની અનિવાર્ય જરૂર જણાઈ. એ માટે તેઓ કોઈ કર્તવ્યનિષ્ઠ સંગીતકારની શોધમાં હતા. એમને લાગ્યું કે એ માટે સંગીતાચાર્ય વિષ્ણુ દિગમ્બર પલુસ્કર સહાયભૂત થઈ પડશે. આથી એમણે પોતાને એક સાત્વિક સંગીતકાર આશ્રમ માટે જોઇએ છે એમ પત્ર દ્વારા જણાવ્યું.

ગાંધીજીની માગણી ઉપર વિચાર કરતાં પંડિતજીને લાગ્યું કે

અધ્યાપક તરીકે શંકરરાવ પાઠક નિમાયા. એ બધાંની પાછળ સાત્વિક સેવક ખરેજીનો પ્રાણ ધબકતો હતો.

ઇ. સ. ૧૯૨૧માં અમદાવાદમાં મહાસભાનું અધિવેશન ભરાયું. તે વખતથી 'વન્દેમાતરમ્' રાષ્ટ્રગીતનો પ્રચાર જોરદાર થયો. એ પ્રસંગે જ અખિલ ભારતીય સંગીત પરિષદ ભરવાનો વિચાર ખરેજીને આવ્યો અને ભારતભરના સો નામી ગાયકોવાદકોને નિમંત્રણ મોકલ્યાં. અમદાવાદમાં સંગીતકારોનો આવો અનોખો મેળો પહેલી જ વાર મળતો હતો. અમદાવાદને માટે એ એક વિશિષ્ટ પ્રસંગ હતો–ધન્ય અવસર હતો. એ સંગીતપરિષદનું પ્રમુખસ્થાન લીધું હતું ખરેજીના ગુરુ વિષ્ણુ દિગમ્બર પલુસ્કર જેવા મહાન સંગીતાચાર્યે. એમાં ભારતના લોકનેતાઓની હાજરી પણ ધ્યાન ખેંચતી હતી. સંગીતનું ગૌરવ કરવાનો–એને પ્રતિષ્ઠા અર્પવાનો એ સંગીતાચાર્યનો વર્ષોનો મનોરથ આ પ્રસંગે પાર પડયો.

નારાયણરાવની મહેચ્છા તો મહાન હતી–ઘરઘરને સંગીતથી ગુંજતું કરી દેવાની. જ્યારે જ્યારે ગુજરાત–સૌરાષ્ટ્રમાંથી તેમને સંસ્થાઓના વાર્ષિક ઉત્સવમાં નિમંત્રણો મળતાં ત્યારે ત્યારે એ જતા ને સંગીતનો પ્રચાર કરતા.

એમના જ પ્રયત્નોથી અમદાવાદના પ્રતિષ્ઠિત નાગરિકોને– શ્રીમંતોને સંગીતનું મહત્વ સમજાવા લાગ્યું. પણ પંડિતજીને જનતામાં સંગીતનો રસ જગાડવો હતો. તે માટે એમની આંખ કોઇ એવા સંગીતપ્રેમી સહાયકને ઢૂંઢી રહી હતી.

દરમિયાન ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈનો ભેટો થઇ ગયો અને બંને સંગીતાનુરાગીઓના પ્રયત્નથી, પરિશ્રમથી અમદાવાદમાં રાષ્ટ્રીય સંગીતમંડળની સ્થાપના થઇ, તા. ૨૬–૧૧–૧૯૨૨ના દિવસે. મંડળના પ્રમુખપદે નિમાયા ડૉ. દેસાઇ અને મંત્રીપદ સંભાળ્યું પં. ખરેજીએ. લોકસંપર્કમાં વિશેષ આવી શકાય એ માટે રવિવારે

સંગીતના વર્ગો ભરી તેમાં ખરેજીએ ભક્તિભાવ તથા રાષ્ટ્રભાવને પોષક થઈ પડે એવાં ભજનોનું શિક્ષણ આપવા માંડ્યું.

ઉપરાંત અમદાવાદમાં વસતા સૌ સંગીતકારોની સહાયથી દર અઠવાડિયે એક સંગીતસભા યોજવાનું ને તે માટે સૌ સંગીતકારોએ સેવાભાવે કાર્યક્રમ આપવાનું નક્કી થયું. એ સંગીતસભાનો લાભ માસિક એક રૂપિયાનું લવાજમ ભરનાર કોઇ પણ વ્યક્તિ મેળવી શકતી. અને એ યોજનાનો અમલ પણ શરૂ થઇ ગયો હતો.

આમ પંડિતજીના કાર્યનો ફલક વધતો જતો હતો. એમાં એ ન જોતા ભૂખ કે તરસ, રાત કે દિવસ. એમનું ખડતલ શરીર ગમે તેટલો પરિશ્રમ કરતાં થાકતું નહિ. એમણે કદી ધનકામના સેવી નથી. સંતોષ એમનો શ્વાસ હતો. સેવા એમનું ધ્યેય હતું. સંગીતોત્કર્ષ એમની સાધનાનું લક્ષ્ય હતું. બહારથી જે કંઈ દ્રવ્ય મળતું તે બધું જ ગુરુએ માંડેલા સંગીતયજ્ઞમાં ઇંધણ રૂપે અર્પણ કરી દેતા.

પં ખરેજીમાં ત્યાગ હતો, સંગીતનો અનુરાગ હતો, કાર્યની શક્તિ હતી, દેશની ભક્તિ હતી.

એક વખત ગિરનારની યાત્રાએ જતાં તેઓ રાજકોટ ઊતર્યા હતા. ત્યારે રાજકોટમાં લાખાજીરાજનું શાસન. એમને સંગીતતપસ્વી ખરેજી આવ્યાની જાણ થઈ. નિમંત્રણ પાઠવ્યું. ખરેજી પધાર્યા. સંગીતની બેઠક થઈ. ઠાકોરસાહેબ ઉપર એની અજબ છાપ પડી. મંત્રમુગ્ધ થયા. એમણે એમને કાશ્મીરી શાલ અને સો રૂપિયાનો પુરસ્કાર આપી નવાજ્યા–સન્માન્યા. ખરેજીએ એ સો રૂપિયાની રકમ પોતાના ગુરુદેવ પલુસ્કરજીને સંગીતવિદ્યાલયનાં કાર્ય માટે પાઠવી દીધી.

અમદાવાદનાં રાષ્ટ્રીય સંગીતમંડળના આશ્રય હેઠળ મુબઇની ગાંધર્વ મહાવિદ્યાલયની છઠ્ઠી સંગીતપરિષદ અમદાવાદમાં તા. ૯ થી ૧૩ ફેબ્રુઆરી ૧૯૨૪ દરમિયાન મળી હતી, ને પં. નારાયણરાવ ખરેના પ્રયાસથી એને સફળતા મળી હતી. સ્વ. મહાદેવભાઈ દેસાઈએ તા. ૧૭–૨–૨૪ ના નવજીવનમાં એની નોંધ લેતાં લખ્યું હતું:

'અમદાવાદમા મિલના ભૂગળા હોય કે સંગીત ? રાષ્ટ્રીય સગીત-મડળે આ પ્રશ્નનો ઠીક ઉકેલ કર્યો છે અને એવો ઉત્તર અપાવ્યો છે કે મિલના ભૂગળા ભલે હોય, પણ તેની અસરના ઉતાર તરીકે સંગીત પણ પોતાનુ સ્થાન લોકજીવનમા લેશે.

પરિષદમા ભાગ લેવાને જાણીતા ગવૈયાઓ, મહરાષ્ટ્ર, આંધ્ર, કર્ણાટક, ઉત્તર હિંદુસ્તાન અને અલ્વર જેવા દેશી ગજ્યોમાથી આવ્યા હતા. તેમણે બે કે ત્રણ દિવસ અમદાવાદના શ્રોતાઓને પોતાની કલાથી મુગ્ધ કર્યા હતા.'

પ. ખરે શાસ્ત્રીય સગીતના ઉપાસક હતા, સાધક હતા પણ એમનુ ધ્યેય ઘણુ વિશાળ હતુ. ગુજરાતના લોકસગીતનુ સશોધન કરી એને વેગ આપવાની એમની મહેચ્છા હતી, અને એ દિશામા એમણે પ્રયત્નો આદરી ગુજરાત-સૌરાષ્ટ્રના કટલાક લોકગીતો એકત્ર કર્યા હતા, ને એના રાગ-ઢાળ બેસાડી એની સ્વરલિપિ પણ તૈયાર કરી હતી જેનો ગ્રથ 'લોકસગીત'ને નામે પ્રસિદ્ધિનો પ્રકાશ જોઇ શકયો હતો.

લોકસગીત વિષેના પ્રવચનમા એમણે એક વાર ઉચ્ચાર્યું હતુઃ

'શાસ્ત્રશુદ્ધ નર્તનના હાવભાવમા કૃત્રિમતાને સ્થાન છે લોક-સગીતમા તો કૃત્રિમતાની ગધ જ ન મળે. મકાનમા ધાબો નાખતી મજૂરણોને સાભળી છે ? ત્યા લોકસગીતની શક્તિનો આપણને ખ્યાલ આવે છે કાઠિયાવાડનો ભરવાડ લોકગીતો લલકારતો ખભે ધાબળો ને ડાગ શોભાવતો, ગાયોના ધણને ચારવા લઈ જતો નજરે ચડે છે ત્યારે લોકગીતોનુ સ્થાન પ્રજાજીવનમા કેટલુ છે એનુ ભાન થાય છે, લોકસગીત એ ગ્રામજનોનો જીવનરસ છે

હિંદી, મરાઠી, ગુજરાતી-એ ત્રણે ભાષાના લોકગીતોના જુદા ઢાળોનો અભ્યાસ કરતા મને જણાયુ છે કે ગુજરાતી ભાષાના દેશી ઢાળોની સખ્યા ઘણી મોટી છે ગરબી અને સ્ત્રીગીતોના અમૂલ્ય વધારાથી લોકગીતોની સમૃદ્ધિ વધી છે. આવી જ્યા લોકગીતોની સમૃદ્ધિ છે ત્યા ગુજરાતણનો સૌભાગ્યચદ્ર કદી પણ ક્ષય પામવાનો નથી'

ગુજરાત વિદ્યાપીઠના સંગીતવિદ્યાલયનું ઉદ્‌ઘાટન કરતાં તેમણે ઉચ્ચારેલા શબ્દો મનનીય છે

'રાષ્ટ્રના ઉત્થાનમાં સંગીત ઘણો સારો ભાગ ભજવી શકે એમ છે. સંગીતાચાર્યો દેશની સ્થિતિ સમજી લે, અને પોતાના શ્રોતાઓને દેશભક્તિના રસમાં તરબોળ કરીને તેમનામાં ચૈતન્ય રેડે એ જરૂરનું છે'

પંડિત ખરેજીના પુસ્તકાલયમાં સંગીત વિષેના ગુજરાતી, મરાઠી, હિંદી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષામાં લખાયેલા સો કરતાં પણ વધારે ગ્રંથો હતા એ ઉપરથી જોઈ શકાય છે કે પંડિતજીનું સંગીત વિષયક અવગાહન કેટલું ઊંડું, તલસ્પર્શી અને પરિશ્રમી હતું. પોતે સંગીતકાર ઉપરાંત સંગીતમર્મજ્ઞ પણ હતા

૧૯૨૮ માં 'સંગીત પત્રિકા'—શરૂ થઈ સંગીતના પ્રચાર માટે, ગાંધર્વ મહાવિદ્યાલય શિક્ષણ પરિષદ દ્વારા એનું સંપાદન-સંચાલન સોંપાયું હતું પં. ખરેજીને ને એમણે બે વર્ષ સર્વ સંભાળ્યું પણ હતું.

૧૯૩૦ના માર્ચમાં મહાત્મા ગાંધીજીએ દાંડીકૂચનું મહાભિનિષ્ક્રમણ આરંભ્યું ત્યારે દાંડીકૂચમાં સામેલ થનાર એંસી સૈનિકોમાં પં. ખરેજી સૌની આગળ હતા ત્યારે પંડિતજીનો સાત વર્ષનો પુત્ર વસંત શીતળાનો ભોગ થઈ પડયો ને એનું સંધ્યાકાળે અવસાન થયું તે વખતે પોતે પ્રાર્થનામાં હતા હૈયું વજ્જનું કરીને પ્રાર્થનામાંથી ન ઊઠતાં શાંતિપૂર્વકથી, શાંતિથી ભજન ગાઈ પ્રાર્થના પૂરી થયા પછી ગાંધીજીએ ખરેજી અને તેમના પત્નીને દિલાસો આપ્યો ને દાંડીકૂચમાં ન જોડાતાં ઘેર રહેવા સૂચવ્યું પણ એમનું મનોબળ મજબૂત હતું. પત્નીને ધૈર્ય ધારણ કરવા જણાવી દશમે જ દિવસે એમણે ગાંધીજી સાથે પ્રયાણ કર્યું અને લલકાર્યું

'શૂરા સંગ્રામ કો દેખ ભાગે નહિ,
દેખ ભાગે સોઈ શૂર નાહી'

દાંડી જતાં તેમને ગિરફતાર કરી લેવાયા ને જેલયાત્રા થઈ પાછળથી

સડત અંગે સમાધાન થતાં એમનો 'છૂટકારો થયો ત્યારે પુનઃ પોતાના સેવાકાર્યમાં પરોવાઈ ગયા.

સંગીતોત્કર્ષ એ એમનું જીવનધ્યેય હતું, પણ એ ઉપરાંત આશ્રમનાં અનેક કાર્યોમાં પણ એ સહાયભૂત થતા.

ઈ. સ. ૧૯૩૧ ના ઓગસ્ટમાં પં. ખરેજીના ગુરુવર્ય પં. વિષ્ણુ દિગમ્બર પલુસ્કરનો સ્વર્ગવાસ થયો. સમાચાર જાણી મહાન વેદના અનુભવી હતી. એ જ ગુરુએ જીવનનું ઘડતર કર્યું હતું. એ જ ગુરુએ કર્તવ્યની કેડી ચિંધી હતી. એ જ ગુરુએ સંગીતસાધનામાં માર્ગદર્શન કર્યું હતું. છત્ર ગયું–છાયા ગઇ. ગુરુ જ એમનું પ્રેરણાબળ હતું, જીવનનું જોમ હતું, પ્રકાશનો પુંજ હતો. એમની જીવનજ્યોત બુઝાતાં એમનુ સમગ્ર શિષ્યમંડળ ગમગીન થઈ ગયું. ગુરુએ આરંભેલા સંગીતયજ્ઞનો–ગાંધર્વ મહાવિદ્યાલયનાં કાર્યનો ભાર હવે શિષ્યોને શિર આવી ચઢ્યો. એ માટે એક મંડળ સ્થપાયું ને તેનું નામ ગાંધર્વ મહાવિદ્યાલય મંડળ રાખવામાં આવ્યું. એનુ પ્રમુખપદ સોંપાયું પં. ખરેજીને. એમણે પોતાની જવાબદારી અદા કરવામા જરાયે પાછી પાની કરી ન હતી.

ઈ. સ. ૧૯૩૩માં સાબરમતી આશ્રમનાં ઉદ્યોગમંદિરના સંચાલકોને ગિરફતાર કરાયા તેમાં પં. ખરેજીનો પણ સમાવેશ થયો હતો. તેમને ૭ માસની કેદની સજા થઈ ને નાશિક જેલમાં રહી તેમણે એ સજા ભુક્તમાન કરી.

જેલનિવાસને કારણે કાયા અને કંઠ ઉપર ખરાબ અસર થઈ. એ જ સમયે બિહારમાં ધરતીકંપ થયાના સમાચાર સાંપડતા તેઓ પોતાની સેવા આપવા ત્યાં ઉપડી ગયા ને ડૉ. રાજેન્દ્રબાબુ સાથે ભારે પરિશ્રમ ઉઠાવ્યો. એ કામગીરી પૂર્ણ થતાં તેઓ અલાહાબાદ આવ્યા.

ત્યાં એમણે પોતાના ગુરુભાઇઓ સાથે રહી ગાંધર્વ મહાવિદ્યાલય મંડળ તરફથી નવાં પુસ્તકો હિંદીમાં તૈયાર કર્યાં. તેનાં નામ આ

પ્રમાણે છે : સંગીતબાલવિનોદ તથા સંગીતરાગદર્શન ભા. ૧–૨–૩. આ બધાનું પ્રકાશન થયું ૧૯૩૪ માં.

ત્યારબાદ પોતાનું અધૂરું મૂકેલું કામ સંભાળવા ગુજરાતમાં પાછા ફર્યા. સાબરમતી ઉદ્યોગમંદિર રૂપાંતર પામ્યો હતો સાબરમતી હરિજન આશ્રમ તરીકે, ૧૯૩૩ પછી. ત્યાં એક ઘર લીધું. તે પછી ગુજરાત વિદ્યાપીઠની રાહબરી નીચે સંગીતવિદ્યાલયનું સૂચન થતાં તેમણે તેનો અમલ કર્યો–૧૯૩૫ માં.

ઉપરાંત એ જ વર્ષમાં ગાંધર્વ મહાવિદ્યાલય પણ ખોલ્યું. બંને સંસ્થાઓને સંગીતપ્રેમીઓએ આવકારી. તે જ અરસામાં તેમણે 'સંગીતની પ્રાથમિક માહિતી' નામની ગુજરાતી પુસ્તિકા રચી પ્રગટ કરી.

એક વખત આશ્રમનિવાસી એક પરિવારમાં એક યુવકના લગ્નનો પ્રસંગ હતો. લગ્નવિધિ કરાવ્યો હતો પં. ખરેજીએ. આ અવસરે કન્યાપક્ષે એમને બે હજાર રૂપિયા એકત્ર કરી આપ્યા. જેવી રકમ મળી કે તરત જ ખરેજીએ અમદાવાદના ગાંધર્વ મહાવિદ્યાલયને આપી દીધી સહાયાર્થે.

ઈ. સ. ૧૯૩૮ના ફેબ્રુઆરી માસમાં મહાસભાનું અધિવેશન ભરાયું હરિપુરામાં. એમાં સંગીતની એક યોજનાનો વિચાર ઉદ્ભવ્યો ને એને મૂર્ત સ્વરૂપ આપવાનું પં. ખરેજીએ માથે લીધું.

ત્યાં અતિશ્રમને લીધે શરીર બગડ્યું. શરદી અને ખાંસીએ એમને પરેશાન કર્યા. આવી અવસ્થામાં પણ તેઓ હરિપુરા ઉપડ્યા. પણ ત્યાં પવનનું જોર વિશેષ હતું. એની પણ એમના પર અસર થઈ. અધૂરામાં પૂરું ત્યાંના વતની એક યુવાન સ્વયંસેવક સંસારમાંથી વિદાય લેતાં તેમણે એની સ્મશાનયાત્રામાં ભાગ લીધો, અને એ નવયુવાનના મૃતદેહ પાસે બેસી એમણે દિલના પૂરા તલસાટથી ગદ્ગદ કંઠે ગાયું :

'મંગલ મંદિર ખોલો;
દયામય ! મંગલ મંદિર ખોલો.'

એ મહાગાયકનું જાણે એ અંતિમ ગાન ન હોય ! ખરેખર એમની એ અંતિમ પ્રભુપ્રાર્થના હતી.

એમને ન્યુમોનિયા લાગુ પડ્યો. એમનાં પત્ની લક્ષ્મીબેનને તાર કરવામાં આવ્યો. એ આવ્યાં ને સેવાસુશ્રૂષામાં લાગી ગયા. પણ રોગે ઘેરું સ્વરૂપ પકડયું ને સાત દિનની માંદગી ભોગવી તા. ૬-૨-૩૮ ના રોજ તેમનો અમર આત્મા દેહનું માળખું છોડીને પરમધામમાં પ્રયાણ કરી ગયો. જ્યોત મહાજ્યોતમાં મળી ગઈ.

મહાત્મા ગાંધીજીને તારથી સમાચાર આપવામાં આવ્યા. એમને ભારે આઘાત લાગ્યો.

તે દિવસે એમને મૌન હતું. એમણે કાગળની ચબરખી ઉપર લખ્યું : 'બીજા પંડિતજી મળવા અશકય છે. સંગીત અને શ્રેષ્ઠ નીતિનો મેળ કયાં શોધીએ ?'

સ્વ. મહાદેવભાઈ દેસાઇએ લખ્યું હતું : 'એમણે જીવનને સંગીતથી ભરી મૂક્યું હતું. ગાતાં ગાતાં તો સંગીતમાં તલ્લીન થઇને ડોલતા જ, પણ એમની હાલવાચાલવાની બધી ક્રિયામાં સંગીત હતું. એમની રગેરગમાં સંગીત હતું.'

કાકાસાહેબ કાલેલકરે પણ ઉદ્‌ગાર કાઢ્યા હતાઃ 'સંગીતવિદ્યા નિર્મળ ચરિત્રવાળા લોકોના હાથમાં રહે અને આપણા સામાજિક તેમજ રાષ્ટ્રીય જીવનમાં સંગીતને ઊંચું સ્થાન મળે, એટલા ખાતર પંડિતજીએ એકાગ્ર ભક્તિથી અખંડ પ્રયત્નો કરેલા.'

પંડિતજીના પુત્ર રામચંદ્ર અને પુત્રી મધુરીબહેન–બંનેમાં પિતાના સંગીતનો વારસો ઊતર્યો છે ને તેઓ બંને પોતાના પિતાજીની પુણ્યસ્મૃતિ સતત તાજી રહે, એમનું સંગીતસેવાનું કાર્ય ચાલુ રહે એ દૃષ્ટિએ અમદાવાદમાં ભારતીય સંગીત વિદ્યાલયનું સંચાલન કરે છે

અને પિતાની સંગીતજ્યોતને જ્વલંત રાખે છે. ૧૯૬૦ ના મે ની પહેલી તારીખે ગુજરાત રાજ્યની સ્થાપના પ્રસંગેનું પ્રાર્થનાગીત મધુરીબેન ખરેને કંઠે ગવાયું હતું અને એ રીતે ગુજરાતનાં નામ સાથે પંડિત નારાયણરાવ ખરેનું નામ પણ સંલગ્ન થયું હતું એ ઘટના નોંધપાત્ર છે.

એમના સ્વર્ગવાસ બાદ એમના શિષ્ય પુરુષોત્તમ ગાંધીએ ભારે પરિશ્રમ લઈ એમના હાથે લખાયલું સંગીતવિષયક સાહિત્ય એકત્ર કરી 'ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન–એ નામના ગ્રંથને ૧૯૩૯માં પ્રસિદ્ધિનો પ્રકાશ બતાવી પોતાનો શિષ્યધર્મ અદા કર્યો હતો. અને એ જ એ સાત્વિક સંતગાયકનું અમર સ્મારક છે. એ ગ્રંથના વાચન ઉપરથી લાગે છે કે પંડિતજીને જો પ્રભુએ વધુ આયુષ્ય આપ્યું હોત તો તેમને હાથે સંગીતની દિશામાં સંશોધન થઈ સંસારને સંગીતશાસ્ત્રનો કોઈ અપૂર્વ ગ્રંથ મળત.





ગોસ્વામી દ્વારકેશલાલજી

ગોસ્વામી દ્વારકેશલાલજીનો જન્મ થયો હતો પોરબંદરમાં ઇ. સ. ૧૯૦૦ મા. પિતાજીનુ નામ ઘનશ્યામલાલજી.

ગો૦ ઘનશ્યામલાલજી મહારાજ ભારતના ખ્યાતિપ્રાપ્ત સંગીતજ્ઞ હતા. હારમોનિયમવાદનની અનોખી કલા એમણે હસ્તગત કરી હતી. દ્વારકેશલાલજીને પણ પિતા તરફથી સંગીતનો મહામૂલો વારસો મળ્યો હતો. એમનામા એક નહિ, અનેક કલાઓનો સંગમ થયો હતો—પિતામહ રમણલાલજી મહારાજની ભગવદ્ભાવના, પિતા ઘનશ્યામલાલજીની સંગીતપ્રિયતા, શ્રી શોભા માજી અને કાકા કનૈયાલાલજીનુ કવિતામાધુર્ય, દાદાભાઈ દામોદરલાલજીનુ મૃદંગવાદન, – આ બધુ એમના જીવન સાથે જડાઇ ગયુ હતુ.

શૈશવ વીત્યુ હતુ મથુરામા અને ત્યા જ રમણલાલ મહારાજની છત્રછાયામા પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતો, સ્વરૂપાનુભવ અને ધર્મભાવનાનુ સિંચન થયુ હતુ.

ગો. ગોકુળનાથજી મહારાજ (મુબઈ)ની પ્રેરણાથી સંસ્કૃત તથા સાપ્રદાયિક સાહિત્યના અધ્યયનમા અભિરુચિ ઉત્પન્ન થઇ હતી, ને એમા ઊંડાણમા ઊતરી ગયા હતા. સોમેશ્વર શાસ્ત્રી, પં. ગુલાબદત્ત, હરિહર શાસ્ત્રી, પં. રામકિશોર પાઠક જેવા વિદ્વાનો પાસેથી વ્યાકરણ, ન્યાય, કાવ્યાલંકાર, સાહિત્ય વગેરેનો અભ્યાસ કર્યો હતો.

પિતાજી સાથે એમણે સિંધ, કરાચી, મુબઇ, કલકત્તા, દિલ્હી, તેમજ ગુજરાત, પંજાબ અને મધ્યપ્રદેશના વિવિધ નગરોનો પ્રવાસ કર્યો હતો અને એ દરમિયાન ત્યાના ખ્યાતનામ કલાકારો—સંગીતકારોના પરિચયમા આવ્યા હતા

તેર વર્ષની વયે હારમોનિયમવાદનમા સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. ત્યારે કલકત્તાના નામી હારમોનિયમવાદક શ્યામગાણુ એમનુ હારમોનિયમવાદન સાભળી મંત્રમુગ્ધ થયા હતા.

કથ્થક ઘરાણાના નૃત્યનવેનો બિન્દાદીન–કાલકાદીન, સંગીતસમ્રાટ ફૈયાઝખાં, મૃદંગાચાર્ય કુદઉસિંહ, બિનાગનવાઝ ઈનાયતખાં વગેરે કલાસ્વામીઓનો ગાઢ પરિચય થયો હતો અને તેમની સંગીતકલાનુ રસપાન કર્યું હતુ.

ઉપરાંત ધ્રુપદ–ધમાર ગાનકલાના મહાન પુરસ્કર્તા મથુરાવાળા ગોપાળલાલજી, કાંકરોલીવાળા બાલકૃષ્ણલાલજી, તેમજ વ્રજના કલાસ્વામીઓ ચંદનજી ચોબે, ગણપતજી તથા ગણેશજીના નિકટના પરિચયમા આવ્યા હતા ને તેમની ગાનશૈલી એમનામા સાકાર થઈ હતી.

યજ્ઞોપવિત દેવાયુ હતુ પોરબંદરમા, ઈ. સ. ૧૯૧૨ મા.

એમની ઉમર તેર વર્ષની હતી ત્યારે માતાજીએ સંસારમાથી વિદાય લીધી હતી.

લગ્ન થયા હતા ઈ. સ. ૧૯૧૬ મા, શ્રીકૃષ્ણની દ્વારિકાનગરીમા રત્નપ્રભા વહુજી સાથે. તેઓ પણ કવયિત્રી તરીકે પ્રસિદ્ધ છે. ‘ કુમુદિની ’ ઉપનામથી એમણે અસંખ્ય ગુજરાતી ધોળ–પદ તેમજ વ્રજભાષામા કીર્તનો રચ્યા છે.

જુવાનીમા કસરત–કુસ્તીનો ભારે શોખ. પાકકલામા પણ સિદ્ધિ મેળવી હતી. પ્રસિદ્ધ ચિત્રકાર જગન્નાથ અહિવાસીની પ્રેરણાથી રેખાચિત્ર આલેખવાની કલા સાધ્ય કરી હતી. ઉપરાત કલાગુરુ રવિશંકર રાવળ પાસે પણ એમણે ચિત્રકલાનો અભ્યાસ કર્યો હતો. ફોટોગ્રાફી તથા શિક્ષણાત્મક ફિલ્મમા પણ અનન્ય રસ હતો. એમણે કેટલીક રંગીન ફિલ્મો પણ ઉતારી હતી ને વૈષ્ણવોને બતાવી હતી.

કવિ, સંગીતકાર–કલાકાર હોવા ઉપરાત પોતે અનોખા વિદ્યાવ્યાસંગી હતા. શું સાહિત્યસ્વામીઓ કે શું સંગીતસ્વામીઓ, સૌનો જાણે દરબાર ભરાતો–મેળો મળતો.

હારમોનિયમ વાદન ઉપર તો અસાધારણ પ્રભુત્વ પ્રાપ્ત કર્યું હતું. શ્રુતિરહિત હારમોનિયમના સ્વરોમા પણ તંતુવાદ્યની જેમ શ્રુતિઓનું સૂક્ષ્મ દર્શન કરાવવુ એ એમની વાદનકલાની એક વિશિષ્ટતા

હતી. પેટીના સ્વરો ઉપર કોઈ અજબકલાથી નર્તતી એમની અંગુલિઓ જેમણે નિહાળી હશે, ને જેમણે એમનાં સ્વરામૃતનું પાન કર્યું હશે, તેઓ એ મહાન સંગીતસ્વામીને કદાપી વિસરી શકાશે નહિ. અમદાવાદમાં બે-એક વખત એ દિવ્ય કલાનો આસ્વાદ લેવાના અવસર સાંપડતાં શ્રોતાઓએ જીવનની ધન્યતા અનુભવી હતી.

હારમોનિયમ ઉપરાંત બીન, તબલા અને મૃદંગવાદનમાં પણ એમણે કૌશલ પ્રાપ્ત કર્યું હતું. એમના વડીલ બંધુ દામોદરલાલજી પખવાજવાદનકલામાં ઘણા પ્રવીણ હતા.

એમનામાં સાહિત્ય હતું, સંગીત હતું, કલા હતી. જાણે ગંગા યમુના ને સરસ્વતીનો ત્રિવેણી સંગમ.

ઉત્સવના એ અજબ રસિયા. એની ઉજવણી પાછળ એમની શ્રદ્ધાનાં, ભક્તિનાં, કલાનાં રસદર્શન થતાં. એવા અનેક પ્રસંગોએ રાત્રે નવ વાગ્યા પછીથી વધાઈ-કીર્તનો ગવાતાં ને તે સમયે પોતે વિલંબિત લયમાં, સારંગ, ધનાશ્રી, બિલાવલ, અડાના વગેરે રાગોમાં અનુરાગથી હારમોનિયમ સાથે ગાઈને વાતાવરણને ભક્તિના રંગે રંગી દેતા. પ્રભુપ્રેમની જાણે સરિતા વહેવા માંડતી.

એમની વાર્તાલાપની કલા પણ અનોખી હતી. વાણી દ્વારા વહેતાં વચનામૃતોમાં પણ કોઈ દિવ્ય આકર્ષણ રહેતું.

એમને આંગણે આવનાર કલાકાર-સંગીતકાર એમનાં આતિથ્ય-ભાવથી ભીંજાઈ જતો. એમની કલાભાવનાથી મુગ્ધ થઈ જતો. એમના સ્નેહસત્કારથી રંગાઈ જતો.

અને એમની ય સંગીતકલાનાં અનેક વેળા, અનેક સ્થળે બહુમાન પણ થયાં છે. કલકત્તા ખાતે અખિલ ભારતીય સંગીત પરિષદે, અમદાવાદ ખાતેનાં ગાંધર્વ મહાવિદ્યાલયે તેમજ સંગીત સંમેલને, મથુરાની વ્રજકલા પરિષદે, પોરબંદરના કલારસિયાં દ્વારા ભાવસિંહજી હાઈસ્કૂલે એમને સન્માનપત્રોથી નવાજ્યા હતા. રાજકોટની સંગીતનાટક અકાદમીના તેઓ આદરણીય પરામર્શ દાતા હતા.

સૌરાષ્ટ્ર, રાજપૂતાના અને માળવાના અનેક નગરોનો પણ પ્રવાસ પણ એમણે કર્યો હતો.

તેમનાં પેટીવાદન તેમજ કીર્તન ગાનની ચાર રેકોર્ડ ઊતરી હતી, મુબઈની તે વખતની યંગ ઇન્ડિયા રેકોર્ડ કંપની તરફથી ઈ. સ. ૧૯૪૦ મા.

એમણે કાવ્યો ઉપરાત અનેક વિષય પર લેખો પણ લખ્યા હતા. એ કાવ્યો તથા લેખો પ્રસિદ્ધ થના હતા વ્રજભારતી, વલ્લભીય સુધા, ધર્મપ્રભા, નવપ્રકાશ, અનુગ્રહ, વૈશ્વાનર, સત્સગ, વેણુધર વગેરે માસિકોમા તેમજ સદેશ, જયહિંદ અને વદેમાતરમ્ જેવા દૈનિકોમા. એમની પાસેથી બોધકકથાઓ સાભળવાની શ્રોતાઓને મોજ આવતી. હાસ્યરસના પ્રસગો કહીને પણ એ અજબ રગ જમાવતા.

શૈશવકાળથી એમની પ્રકૃતિ અધ્યયનશીન રહી હતી અને તેથી એમણે પુષ્ટિસપ્રદાયના ગ્રથો ઉપરાત વ્રજસાહિત્ય, કાવ્યસાહિત્ય તેમજ ઇતરસાહિત્ય ગ્રથોનુ મનન કર્યું હતુ, ચિંતન કર્યું હતુ. ગીત અને સગીત તો એમના અગેઅગમા હતા તેઓ તત્વજ્ઞાની હતા, દર્શનશાસ્ત્રી હતા, ઇતિહાસપ્રેમી હતા, વિદ્યાવ્યાસગી હતા. એમનુ નિજનુ પુસ્તકાલય વિપુલ હતુ. એમા સાહિત્ય, સગીત અને કલા ઉપરાત ઇતિહાસ, નાટક વગેરે વિષયના અનેક ગ્રથો સંગ્રહાયા હતા—ગુજરાતી, અગ્રેજી, હિંદી અને વ્રજભાષાના. ઉપરાત હસ્ત-લિખિત ગ્રથો પણ સારા પમાણમા સઘર્યા હતા. વળી એમના સગ્રહસ્થાનમા પ્રાચીન વસ્ત્રો, કલામારીગરીના નમૂનાઓ, જૂના પનો, પ્રાચીન ચિત્રો, તેમજ અનેક તસ્વીરોનો સમાવેશ થતો.

એમના નિકટના સપર્કમા આવેના સગીતકારોમા સ્વ. ભાઈ-શકર, સ્વ. ચંદનજી ચૌબે, કીર્તનકાર કરસનદાસ, બાબુલાલ અધા-રિયા, કાંતિલાલ પાટણવાળા, આનદબિહારી તૈલગ, બાલજી ચૌબે, મા. વસંત, તબલાવાદક પ્રેમવલ્લભ, વાસુદેવ કર્ણાટકી, બાબુરાવ જયપુરવાળા વગેરેનો સમાવેશ થતો.

તે ઉપરાંત ઓમકારનાથ ઠાકુર, પં. રવિશંકર, પદ્મશ્રી કૃષ્ણરાવ શંકર પંડિત, ઉસ્તાદ ગુલામરસુલખાં, પં. મણિરામ અને જશરાજ, યશવંતરાય પુરોહિત, લતાફતહુસેનખાં આદિ ભારતના વિખ્યાત સંગીતસ્વામીઓ સાથે એમનો આત્મીય સંબંધ હતો.

સાંપ્રદાયિક ગ્રંથો અને ઈતર શાસ્ત્રોનો એમનો સ્વાધ્યાય જીવનભર ચાલુ હતો અને તેમાં ઈ. સ. ૧૯૨૧ થી ઉદ્ધવજી કાનજી શાસ્ત્રીની સેવાઓ એમને મળી હતી. શ્રી સુબોધિનીજીનું એમણે ઊંડું અવગાહન કર્યું હતુ અને તેનું પરિશીલન, મનન એમનો પ્રિય વિષય થઈ પડયો હતો.

એમણે જીવનનો સાચો આનંદ માણ્યો હતો સાહિત્ય, સંગીત અને કલાદ્વારા થતી પ્રભુભક્તિમાં. એમની પ્રાસાદિક વાણીમાં અનોખું આકર્ષણ હતુ. શ્રોતાઓ એ સાંભળતા જીવનની ધન્યતા અનુભવતા. એમાંથી શ્રદ્ધા, ભક્તિ ને માનવતાનો સંદેશો વ્યક્ત થતો. એમની આસપાસ ભક્તોનુ-સેવકોનુ મંડળ જામી રહેતુ. એ જ્યાં જતા ત્યાં લોકોનો સંપર્ક સાધતા. એમને સંગીત દ્વારા ધર્મ ને ભક્તિનું રસપાન કરાવતા અને કર્તવ્યની કેડી ઉપર ચાલ્યા જવાનો માર્ગ ચિંધતા. એમના નયનોમાથી સ્નેહ ટપકતો, સદ્દભાવ ઝરતો. વાણીમાથી અમૃત નીતરતું.

આવા ધર્મપરાયણ, કર્તવ્યપરાયણ, સંગીતતપસ્વી તા. ૯-૯-૬૩ ના રોજ આ સંસારમાથી વિદાય લઇ પરમ ધામમા પધાર્યા ત્યારે અનેક આંખોમાથી શ્રાવણ-ભાદરવો ઝર્યા હતા.

એમના બંને પુત્રો ગો. માધવરાયજી તથા ગો. રસિકરાયજીમાં પણ પિતાનો સાહિત્યપ્રેમ, સંગીતપ્રેમ, કલાપ્રેમ વારસામા ઊતર્યો છે. એ બંધુબેલડી પિતાને પગલે ચાલી સાહિત્ય ને સંગીતની ઉપાસના કરે છે. રસિકરાયજીએ તો જગવિખ્યાત સિતારવાદક રવિશંકર પાસે સિતારવાદનની તાલીમ પણ લીધી છે.

---

શંકરલાલ નાયકનો જન્મ થયો હતો ઈ. સ. ૧૯૦૭માં અમદાવાદમાં. તેમના પિતાનું નામ નથ્થુરામ કાલિદાસ નાયક. તેમના કુટુંબમાં અમદાવાદના કાંકરિયા તળાવ પાસે આવેલા વાવના બળિયા કાકાનું પૂજારીપણુ પરંપરાગત ઊતરી આવેલું છે. તેમનાં અંગેઅંગમાં સંગીત ગુંજી ઊઠતું. સારંગીવાદનમાં તેમણે ઘણી નિપૂણતા મેળવી હતી ને કહેવાતું કે સારંગી તો નથ્થુરામની. તે સમયની ઘણી પ્રખ્યાત વારાંગનાઓ તરફથી તેમના સારંગિયા તરીકે રહેવા માટે તેમને ઘણાં લલચામણાં પ્રલોભનો મળ્યાં હતાં પણ તેઓ કહેતાઃ 'પૈસાને માટે હું મારી કલાનો સોદો નહિ કરું–મારી કલાને નહિ અભડાવું.' એ મસ્ત કલાકારની શેઠ મફતલાલ ગગલદાસને ત્યાં અવરજવર હતી–એક યાચક તરીકે.

નથ્થુરામને બે પુત્રો–શંકરલાલ તથા ભોગીલાલ અને એક પુત્રી –લક્ષ્મી, જેનાં લગ્ન થયાં હતાં રંગભૂમિના સ્ત્રીપાત્રના કુશળ અભિનેતા નાનજી સાથે જે હાલમાં નિવૃત્ત જીવન ગુજારે છે.

તે વખતે પિતાની આર્થિક પરિસ્થિતિ બરોબર ન હોવાને કારણે બંને ભાઈઓને જોઇતું શિક્ષણુ મળી શક્યું નહિ. માંડ શાળાને સોપાને પગ મૂકયો–ન મૂકયો ને નોકરી કરવાનો અવસર આવી પહોંચ્યો, પણ બંને ભાઈઓમાં કલાની સૂઝ હતી–સમજ હતી. એમનો પ્રવેશ થયો રંગભૂમિનાં ક્ષેત્રમાં.

શરૂઆતમાં સુંદરવિલાસ નાટક કંપની, સરસ્વતી નાટક સમાજ, ભંડારા સરકારની ધી સન રાઈઝિંગ મૂન થીએટ્રીકલ કું, માઈ રાજલની કું. (કરાંચી), ઘેલાભાઈ દલાલ સંચાલિત દેશી નાટક કું. લિ., દેશી નાટક સમાજ–શાખા નં. ૨ (અમદાવાદ) અને બીજી વિવિધ નાટ્યસંસ્થાઓમાં શંકરલાલે હિંદી, ઉર્દૂ નાટકોમાં કામ કર્યું હતું. મોરબી આર્ય સુબોધ નાટક મંડળીમાં એમનો ઘણો વિકાસ

થયો હતો. જે યુગમાં રંગભૂમિ પર સ્ત્રીપાત્ર પુરુષો ભજવતા તે સમયની વાત છે. ત્યારે મોરબીના પ્રસિદ્ધ નાટકો-'બલિરાજા'માં રત્નમાળા, 'સુકન્યા સાવિત્રી'માં સુકન્યા, 'ચંદ્રહાસ'માં વિષયા, અને 'મહાસતી અનસૂયા' અનસૂયાની ભૂમિકાઓ એમણે ભજવી સારી પ્રસિદ્ધિ મેળવી હતી. તે પછી ઉત્તર હિંદની ધી ભારત થીએટ્રીકલ કું. ઓફ દિલ્હીમાં સંગીતદિગ્દર્શક તરીકે જોડાયા હતા.

એ અરસામાં તેમના માતાપિતાનું અવસાન થતાં હૈયામાં ભારે વેદના થઈ. બંને ભાઈઓ જુદી જુદી નાટ્યસંસ્થાઓમાં પોતાની ફરજ અદા કરતા હતા પણ એમને દોરવણી હતી માતાપિતાની. હવે એ છત્રછાયા જતાં બંને સ્વતંત્ર થયા ને તેની સાથે એમના રાહ પણ બદલાયા.

શંકરલાલ અભિનયપટુ તો હતા જ, પણ સાથે બાલ્યકાળથી તેમની ગાયક અને વાદક તરીકેની સાધના ચાલુ જ હતી. એમનો કંઠ સૂરીલો હતો. તબલા ને મૃદંગવાદનમાં પણ એમણે કુશળતા મેળવી હતી. એ માટે સંગીતગુરુઓ પાસે તાલીમ મેળવી હતી.

એમના પ્રથમ સંગીતગુરુ હતા લાડોલવાળા મગનલાલ નાયક. બીજા ગુરુ હતા કવિ નારણદાસ મોતીરામ નાયક. એમની પાસેથી એમને જીવનનું ભાતું સાંપડ્યું હતું એમ કહીએ તો જરાય અતિશયોક્તિ નથી. કાવ્ય, સંગીત અને અભિનય-એ ત્રણે વિદ્યાઓ એમણે એ વિદ્યાગુરુ પાસેથી મેળવી હતી.

તે પછી તેમણે નારણદાસ મનસુખરામ નાયક પાસે લય અને સ્વરનું જ્ઞાન સંપાદન કર્યું હતું. એમ વિવિધ ગુરુઓ પાસેથી એમણે વિવિધ કલાઓમાં કુશળતા પ્રાપ્ત કરી હતી.

ઉત્તર ભારતમાં જ્યારે તેઓ નાટ્યસંસ્થામાં સંગીતદિગ્દર્શક હતા ત્યારે-ઈ. સ. ૧૯૨૮ માં, એમના અંતરમાં અભિલાષા થઈ વિશેષ જ્ઞાન સંપાદન કરવા માટે કવિવર રવીન્દ્રનાથ ટાગોરના શાંતિનિકેતનમાં જવાની પરિણામે એમણે અમદાવાદના ઘરની નાની મોટી

ઘરવખરી વેચી દઈ, એનાં જે નાણાં આવ્યાં તેમાંથી ઉપયોગી પુસ્તકો વસાવ્યાં ને કમંડલ લઈ શાંતિનિકેતનની ધરતી ઉપર પદ-સંચાર કર્યો. ત્યાં કવિવર ટાગોર એમની ગાયનવાદનની કલા ઉપર પ્રસન્ન હતા, ને એમણે ત્યાંના વિદ્યાર્થીઓને કહ્યું હતું કે આવેલા એક ગુજરાતીની બરોબરી તમારામાંથી કોઇથી થાય એમ નથી.

શાંતિનિકેતનનું વાતાવરણ તેમને અનુકૂળ લાગ્યું નહિ. એમને થયું કે મારે જે શીખવું છે તે શીખવનાર અહીં કોઈ નથી. ઉલટું પોતાની પાસે છે તે પણ કોઈ શીખનાર નથી, પરિણામે મનની મનમાં રાખી શાંતિનિકેતનથી વિદાય લઈ વતનમાં આવવા નીકળ્યા.

તે વખતે ભોગીલાલ નાટ્યસંસ્થાની સાથે મુરાદાબાદ હતા. એટલે મિત્રો અને લઘુ બંધુના આગ્રહથી બે વર્ષ મુરાદાબાદ અને અલીગંજમાં જ નાટ્યસંસ્થાના દિગ્દર્શક તરીકે ગાળ્યા.

તે દરમિયાન ભોગીલાલે પણ કુશળ અભિનેતા તરીકે નામના મેળવી હતી ને પ્રેક્ષકો એ હાસ્યનિપૂણ નટનાં કામ ઉપર મુગ્ધ હતા. શંકરલાલે પણ સંગીત અને તબલાવાદનમાં સિદ્ધિ મેળવી હતી. આમ બંને ભાઈઓ રંગભૂમિ અને સંગીતની દિશામાં આગળ વધી રહ્યા હતા.

જ્યારે શંકરલાલ અમદાવાદ આવ્યા ત્યારે ઇ. સ. ૧૯૩૦ ની સાલ હતી. મહાત્મા ગાંધીજીએ મહાભિનિષ્ક્રમણ આદર્યું હતું- દાંડીકૂચનું. શંકરલાલે પણ તેમને પગલે દેશના રાજકીય જીવનમાં ઝંપલાવ્યું ત્યારે સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના સ્થાપક સ્વામી અખંડાનંદજી પાસે તેમણે સંસ્કૃતનો અભ્યાસ આરંભ્યો હતો, પણ મહાત્મા ગાંધીજીની હાકલ સાંભળી તા. ૨૧-૫-૧૯૩૦ ના રોજ બંને ભાઈ મીઠાના સત્યાગ્રહની પ્રથમ ટૂકડી સાથે ધારાસણા પહોંચ્યા. ત્યાં એમને સારો એવો માર પડયો. બ્રિટિશ સોલ્જરોના લાઠીમારથી ભોગીલાલનું માથું ફૂટી ગયું. શંકરલાલને ભારે દુઃખ થયું અને વલસાડ છાવણીની હોસ્પિટલમાં સારવાર લઈ બંને ભાઈઓ અમદાવાદ આવ્યા.

આ વખતે તેમનું અમદાવાદનું ઘર સત્યાગ્રહીઓના અખાડા જેવું હતું. એ અખાડામાં ભાગ લેનારાઓ પૈકી હતા ઇંદુલાલ યાજ્ઞિક, ભાનુભાઈ પંડ્યા, હરિભાઈ ઠાકર, વી. પી. જાની, લક્ષ્મીભાઈ ખત્રી, મણિપતરામ ભોજક, અમૃતલાલ સેન્ટો, તથા બળદેવદાસ ભાવસાર વગેરે મુખ્ય હતા. એ પૈકી અમૃતલાલ સેન્ટો અને બળદેવદાસ ભાવસારની હાલત લાઠીમારથી ભયજનક બની હતી ને જીવનદોર તૂટી જશે એમ લાગતું પણ પ્રભુકૃપાથી બળદેવદાસ બચી ગયા હતા ને હાલ તે હયાત છે.

ત્યારબાદ ગુજરાતમાં પ્રભાત ફેરીનો પ્રારંભ થયો. તેમાં શંકરલાલ પ્રથમ યુવાનોની ટૂકડીમાં જોડાયા ને પ્રભાત ફેરીઓ નીકળતાં તે લયબદ્ધ સંગીત રજૂ કરી લોકોમાં જાગૃતિ લાવતા. વળી સ્વરચિત કવિતાઓ પણ મધુર કંઠથી લલકારતા.

તા. ૧૨ મી માર્ચ ૧૯૩૦ ની દાંડીકૂચ વખતે તેમની એક કવિતા ખૂબ લોકપ્રિય થઈ હતી.

'સુખદા કારાગાર, ધન્ય તે સુખદા કારાગાર'

શંકરલાલ ઉપર કુટુંબની જવાબદારી વધી પડતાં તેમણે સેવા-ક્ષેત્રમાંથી સંન્યાસ લીધો હતો, અને સંગીતના વિશેષ અભ્યાસ માટે કટિબદ્ધ થયા. આજ અરસામાં શેઠ અંબાલાલ સારાભાઈના કુટુંબમાં એમની પુત્રીઓને સંગીતશિક્ષણ આપવાની જવાબદારી તેમને સોંપવામાં આવી. ત્યાં થોડોક સમય કામગીરી બજાવી અમદાવાદ મ્યુનિસિપાલિટી હસ્તકની શાળાઓમાં સંગીતશિક્ષક તરીકે રહ્યા ને જીવનના અંતિમ દિવસ સુધી એ જ કાર્ય કર્યા કર્યું.

શંકરલાલ સાદા, હસમુખા ને મળતાવડા હતા. છતાં સ્વભાવે ઉગ્ર પણ હતા. કોઈ નેતા, અભિનેતા, કલાકાર, વિદ્વાન કે સંગીતકાર એમની દૃષ્ટિએ પડતો તો એનો હાથ ઝાલીને પોતાને ઘેર લઇ જતા. આર્થિક પરિસ્થિતિ જરાય સારી ન હતી છતાં ફીકરની ફાકી કરી એ મસ્તફકીર પોતાના મિત્રોને સ્નેહે સત્કારતા ને જમાડી સંગીતનો

આનંદ આપતા. એમને ત્યાંથી કોઈ ભૂખ્યું કે સંગીત સાંભળ્યા વિના પાછું ફરી શકતું નહિ. એ કાર્યમાં એમના પત્ની મહાલક્ષ્મી-બહેનનો પણ ભારે સહકાર હતો. ઘણી વાર તો ઘરની હાલતની શંકર-લાલને જાણ થવા દીધા વિના એ ગમે તેમ કરકસરથી પોતાનું ગાડું ગબડાવતાં ને શંકરલાલના મિત્રોનો અતિથિસત્કાર કરવામાં પાછી પાની કરતાં નહિ.

૧૯૪૭માં મુંબઇ રેડિયો પરથી તેમના સંગીતના કેટલાક કાર્યક્રમો પ્રસારિત થયા હતા તથા હીઝ માસ્ટર્સ વ્હોઈસ કું. તરફથી તેમણે ગાયેલાં ગીતોની કેટલીક રેકર્ડ પણ ઊતરી હતી.

ભારતવર્ષના મહાન સંગીતસ્વામીઓ પં. ઓમકારનાથ, ફૈયાઝખાં, અહમદજાન થીરકવા, અલારખાં, વિલાયતહુસેનખાં વગેરે સાથે તેમણે તબલા પર સંગત કરી હતી, અને તેમણે 'તાલ, લય અને સ્વરના સ્વામી' તરીકે શંકરલાલને બિરદાવ્યા હતા. તબલામાં ત્રિતાલ, એકતાલ, ઝપતાલની સાથે ધમાર અને ધ્રુપદ જેવા અઘરા તાલો ઉપર તેમનું પ્રભુત્વ હતું. તેઓ એક જ તાલને સ્થાને જુદા જુદા અનેક તાલ બજાવતા.

કેટલાક પ્રસંગો એવા પણ આવ્યા હતા કે સામેના ગાયકથી કલાક સુધી 'સમ' ઉપર પણ આવી શકાતું નથી.

મુંબઈમાં એક પ્રસિદ્ધ સંગીતકારનો એક શ્રીમંતને ત્યાં સંગીતનો કાર્યક્રમ હતો. તબલા પર સંગત કરતા હતા શંકરલાલ. પેલા સંગીત-કારે શંકરલાલને કહ્યું: 'શંકરલાલજી! સીધા બજાઈએ'.

શંકરલાલે ઉત્તર આપ્યો હતો: 'સાગરીતો કે સાથ સીધા બજાતા જાતા હૈ, ઉસ્તાદો કે સાથ નહિ.'

એક બીજા પ્રસંગે તેમણે ગાયકને સ્પષ્ટ કહી દીધું હતું: 'હું કોઈની શેહમાં તણાયા સિવાય તાલ અને લયને જ પ્રાધાન્ય આપીશ.'

આવી ખુમારી કોઈ વિરલ કલાસ્વામીઓ જ રાખતા હોય છે.

અમદાવાદના પ્રેમાભાઇ હોલમાં બનેલો એક પ્રસંગ પણ નોંધવા

જેવો છે. એક બંગાળી સંગીતકાર આવ્યા હતા. તેમને અમદાવાદના તબલાવાદકોથી સંતોષ ન થયો, ને તેમણે કહ્યું: 'શું કોઈ તબલાનવાઝ આ શહેરમાં છે જ નહિ?' શંકરલાલ ત્યારે બિમાર હતા. એમના કેટલાક ચાહકો એ પ્રસંગે હાજર હતા. તેઓ ઊઠીને સીધા શંકરલાલને ત્યાં આવ્યા ને પથારીમાંથી ઊઠાડીને પ્રેમાભાઈ હોલમાં લઈ આવ્યા. શંકરલાલ તબલા પર સંગત કરવા બેઠા.

પેલા સંગીતકારે એમને કેટલીક સૂચનાઓ આપવા માંડી.

શંકરલાલે કહ્યું : 'પહેલાં હું તબલા ચાલુ કરું કે આપ ગાવાનું શરૂ કરો છો?'

સંગીતકારે તબલાવાદન શરૂ કરવા જણાવ્યું. સૂચન મળતાં શંકરલાલે પોતાનો કસબ દેખાડવા માંડ્યો. એમણે જુદા જુદા તાલ વિવિધ લયમાં એવી રીતે રજૂ કરવા માંડ્યા કે પેલો સંગીતકાર દોઢ કલાક સુધી સમ પર જ ન આવી શકયો ને એનું ગાન શરૂ ન થઈ શક્યું. છેવટે નમ્રતાથી વિનંતી કરી ત્યારે જ એનો જલસો જામી શકયો.

તેમના પરિચયમાં એકાદ વખત આવનાર પણ એમનો સ્વજન બની જતો. આજે પણ એમના મિત્રો કે પરિચિતો એમની વાદનકલા, ને ખુમારીને યાદ કરતાં ગૌરવ અનુભવે છે. એમની સંગીતશિક્ષણની પદ્ધતિ પણ એવી મઝાની હતી કે શીખનાર વ્યક્તિને સહજ ભાવે સ્વરજ્ઞાન થઈ જાય.

એમની સ્મરણ શક્તિ તીવ્ર હતી. ગુજરાતી ઉપરાંત હિંદી, ઉર્દૂ, ફારસી તેમજ સંસ્કૃત ભાષાઓ ઉપર એમનો અસાધરણ કાબૂ હતો. ગીતા તેમને કંઠસ્થ હતી. રામાયણ, મહાભારત ને ભાગવત એમના પ્રિય ગ્રંથો હતા.

તેઓ કેટલાક અગ્રગણ્ય કવિઓ ને સાહિત્યકારોના ગાઢ સંપર્કમાં આવ્યા હતા ને તે સૌને એમને માટે ઘણો સદ્‌ભાવ હતો. એવી વ્યક્તિઓમાં મહાકવિ ન્હાનાલાલ, ઝવેરચંદ મેઘાણી, રમણલાલ વ. દેસાઈ વગેરેનો સમાવેશ થાય છે.

તે ઉપરાંત અમદાવાદની લાલમિલ્સના એજન્ટ આર. એલ એંકર ઊર્ફે બાબુભાઈ શેઠ, સુગંધઘરના સંચાલક હરિભાઇ ડાયર, મહિપત શાહ, નાટ્યકાર મધુસૂદન આચાર્ય વગેરે તેમના અંગત મિત્રો હતા. બાબુભાઈ શેઠ કલાકારોના ચાહક હતા, શંકરલાલના પ્રશંસક હતા ને બહારગામથી આવતા ગાયકો–વાદકોને એ સન્માનતા ને એમનાં હીરની ચકાસણી થતી શંકરલાલ દ્વારા. વળી તેમની આર્થિક સમસ્યાઓનો ઉકેલ પણ બાબુભાઇ દ્વારા જ થતો.

ઇ. સ. ૧૯૪૧માં હીરાલાલ નાયકની ભારત નાટક સમાજમાં રજૂ થયેલા નાટ્યકાર મણિલાલ પાગલના ‘ સૌભાગ્યકંકણ ’ નાટકનું સંગીતનિયોજન પણ તેમણે કર્યું હતું.

એક વખત એમને કોઈએ પૂછ્યું હતું : ‘ શંકરલાલ ! તાલ અને રાગ કેટલા છે ?

તેમણે જવાબ આપ્યો હતો. ‘ કોઇ કહે કે અમુક જ રાગ અને અમુક જ તાલ છે તો તે ખોટું છે. તાલ અને રાગ માનવીની સમજ અને સાધના ઉપર આધાર રાખે છે ને તેથી અગણિત રાગ અને અગણિત તાલ છે.’

શંકરલાલને ધર્મ પર ખૂબ શ્રદ્ધા હતી. ખંડવાના યોગીરાજ ધૂણીવાળા દાદાજીનાં દર્શનનો લાભ તેમને મળ્યો હતો, તેમના મિત્ર ભાનુપ્રસાદ કાલિદાસ પંડ્યા દ્વારા, ને એ મહાયોગીના સંપર્કથી એમનાં જીવનમાં અજબ પરિવર્તન આવ્યું હતું. તે ઉપરાંત અસારવાના નીલકંઠ મહાદેવ પ્રત્યે એમનો અનન્ય ભક્તિભાવ હતો. એક વખત તેઓ નીલકંઠ મહાદેવનાં દર્શનાર્થે ગયા ત્યારે જાણ થઇ કે મહંતશ્રીએ સમાધિ લીધી છે પણ એમને એવો ભાસ થયો કે મહંતશ્રી ઊઠીને સામે આવી રહ્યા છે. મહંતશ્રી માટે એમને અજબ અનુરાગ હતો એટલે ત્યાં જ પ્રતિજ્ઞા લીધી કે હવે નીલકંઠ સારે જ આવીશ કે જ્યારે કાયમને માટે અવાશે. તે પછી જિંદગીના છેલ્લા દિવસ સુધી તેમણે નીલકંઠ–મંદિરમાં પગ પણ મૂક્યો ન હતો.

તેમણે મૃત્યુના થોડાક દિવસો અગાઉ સૌ કોઇને કહી દીધેલું કે મહાશિવરાત્રિનો કૈલાસનો જલસો માણવાની તક તો ભાગ્યવાનને જ સાંપડી શકે.

ને મહાશિવરાત્રિનો પવિત્ર દિવસ આવી ચડ્યો. સવારથી જ એમને ચિ. કિરણને બોધવચનો કહેવા માંડયાં હતાં. બપોરે જ્યારે કિરણ તબલા વગાડવા બેઠો ત્યારે તેને કહ્યું : 'બેટા! તારે હજુ તબલા વગાડવાની ઘણીવાર છે.'

ને પોતે સંગીતની મહેફિલ જમાવી ગાતા જાય ને તબલા બજાવતા જાય. ભાંગ અને ગાંજાનું એમને વ્યસન હતું. તેનું સારી રીતે સેવન કર્યું, ને સાંજના પાંચ વાગ્યા એટલે પોતાનાં પત્ની મહાલક્ષ્મીબહેનને કહ્યું : 'મારે સૂઈ જવું છે. છાતીમાં દુઃખે છે. પથારી નાંખી આપ.'

ને પથારી પાથરી એટલે સૂઇ ગયા—ચિરનિદ્રામાં પોઢી ગયા, ફરી ન ઊઠવા માટે. જ્યોત મહાજ્યોતમાં મળી ગઇ, તા. ૨૧-૨-૪૯ ના રોજ.

એમના એક વિદ્યાર્થી જયંતીલાલ ચિમનલાલ પટેલે ઘણા સમય સુધી એમની સેવાસુશ્રૂષા કરી હતી. એણે એક વખત કહ્યું : 'મારે તબલાવાદન શીખવું છે.' શંકરલાલ કહેતાઃ 'મહેનત કરીશ તો આવડશે.' ભાગ્યે જ એમણે બે ત્રણ વખત શિષ્યને માર્ગદર્શન કર્યું હશે પણ એણે ગુરુકૃપાથી એમાં સારી તૈયારી કરી હતી ને શંકરલાલના સ્વર્ગવાસ પછી પણ એને સ્વપ્ન દ્વારા એમનું માર્ગદર્શન મળતું રહ્યું હતું.

એમણે લખેલી કેટલીક કવિતાઓ તેમજ તબલાવાદનકલા વિષેની પુસ્તિકા હજુ પ્રસિદ્ધિનો પ્રકાશ જોઇ શકી નથી.

---

કનૈયાની બંસરીનાં કામણ અનેરાં હતાં. એ જ્યારે યમુનાને આરે કે બંસીબટના ચોકમાં બંસરી બજાવતો ત્યારે એનો મધુર નાદ સંસારને રસમાધુર્યનું પાન કરાવતો. આજ પાંચ હજાર વર્ષથી બંસીવાદનની એ અમર કલા ભારતવાસીઓને વારસામાં મળી છે.

વર્તમાન ભારતમાં પણ એવા એક બંસરીવાદક થઈ ગયા. એમનું નામ છે પન્નાલાલ ઘોષ. એમણે બંસરીવાદન ઉપર અજબ પ્રભુત્વ મેળવ્યું હતું.

એમનો જન્મ થયો હતો પૂર્વ બંગાળ (પૂર્વ પાકીસ્તાન)ના બારિસાલ જિલ્લામાં, ઇ. સ. ૧૯૧૧ ના જુલાઇ માસમાં, એક બંગાળી કુટુંબમાં.

એમના દાદા એક અચ્છા ગાયક હતા. પખવાજવાદનની કલામાં પ્રવીણ હતા. એમના પિતાએ પણ સિતારવાદનમાં કૌશલ પ્રાપ્ત કર્યું હતું, ને કાકાને પણ કંઠમાધુર્યની બક્ષિસ મળી હતી. મોસાળનું વાતાવરણ પણ સંગીતમય હતું. આમ પન્નાલાલનો ઉછેર થયો હતો સંગીતમય સૃષ્ટિમાં.

પિતા ઓફિસમાંથી સાંજે પાછા આવતા ત્યારે સિતારના સુંદર સ્વરોથી દિવસભરનો થાક ઊતારી તાઝગી અનુભવતા. પિતાનું એ સિતારવાદન પન્નાલાલને ઘણું પ્રિય હતું. એનાં શ્રવણ દ્વારા અંતરમાં સંગીતની અભિરુચિ જાગૃત થતી.

નવ વર્ષની ઉંમરથી જ એમણે સંગીત શીખવા માંડયું. બંસરી પાછળ તો એ દીવાના હતા એમ કહીએ તો ચાલે.

મેટ્રીકની પરીક્ષા પણ પસાર કરી ન હતી ત્યાં તો ૧૯૨૫ માં કલકત્તાની પ્રસિદ્ધ ફિલ્મસંસ્થા ન્યુ થીએટર્સમાં એ નોકરીમાં જોડાઇ ગયા હતા—એના પાર્શ્વસંગીત માટેના વાદ્યવૃંદમાં. ત્યાં એક અનોખા

સંગીતકાર હતા—અમૃતસરના ખુશીમહંમદ. એ સંગીત દિગ્દર્શક—હારમોનિયમ વગાડવામાં અજોડ હતા. એમની અંગુલિઓમાં અજબ માધુર્ય હતું. એથી પ્રભાવિત થઈ પન્નાલાલે એમની પાસે સંગીતની તાલીમ લેવાનો નિર્ધાર કર્યો, અને ૧૯૩૭ થી એમણે એમની પાસેથી સંગીતશિક્ષણ લેવા માંડ્યું.

તે જ વર્ષમાં એમની અભિરુચિ બંસરીવાદન ભણી વળી. જે કોઈ બંસીબજવૈયાનું બંસીવાદન સાંભળે કે એની પાસે જઈને એ બેસી જાય, અને એની વાદનકળાને સમજવાનો પ્રયત્ન કરે. પછી ઘેર આવી એની જ માફક બંસરી વગાડવા માંડે. એ રીતે ધીમે ધીમે એમણે એ દિશામાં પોતાનો અભ્યાસ જારી રાખ્યો.

ઇ. સ. ૧૯૩૯માં સરાઈકેલાના રાજા 'છાઉ' નૃત્યનું પ્રદર્શન કરવા માટે પોતાની નૃત્યમંડળીને યુરોપ લઈ ગયા હતા. ત્યારે એમને એક બંસીવાદકની જરૂર હતી. તે માટે તેઓ પન્નાલાલ ઘોષને પોતાની સાથે તેડી ગયા હતા. અને એ રીતે શાસ્ત્રીય સંગીતના ઉપાસકને સંગીત કલાપ્રદર્શનની નૂતન પદ્ધતિઓ નિહાળવા—સાંભળવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું હતું, ને ત્યાં પોતાનાં સંગીતની રસલહાણ આપી પણ હતી. એ પ્રવાસમાંથી ૭ મહિને પાછા ફર્યા પછી એમની પ્રસિદ્ધિ વિશેષ થઈ હતી. તે દરમિયાન ખુશીમહંમદ બેહસ્તનશીન થઇ ચૂક્યા હતા. ત્યારબાદ ગિરજાશંકર ચક્રવર્તી જેવા નામી સંગીતસ્વામી પાસે એમણે એક વર્ષ સંગીતની તાલીમ લીધી.

૧૯૪૦ માં તેઓ મુબઈ આવ્યા. કલકત્તામાં ફિલ્મક્ષેત્રે સંગીતની દિશામાં કાર્ય કર્યું હતું. આથી એમણે બોમ્બે ટોકિઝમાં સંગીતદિગ્દર્શક તરીકે જોડાઇ 'બસંત' તથા 'આરાધના' વગેરે બોલપટોનું સંગીતનિયોજન સંભાળ્યું.

એ દરમિયાન પણ એમની બંસરીવાદનનો રિયાઝ ચાલુ હતો. પરંતુ ફિલ્મસંસ્થામાં કામ કરવામાં બંસરીના રિયાઝ માટે સમય ન રહેતો. આથી થોડોક સમય એમણે ફિલ્મસંગીતના દિગ્દર્શક તરીકેનું

કાર્ય મોકુફ રાખ્યું અને બંસરીવાદનની સાધનામાં રચ્યાપચ્યા રહેવા લાગ્યા.

બંસરી પ્રત્યે જ્યારે નામી સંગીતકારો ઉપેક્ષા સેવતા ત્યારે એમની એ દિશાની ઉપાસના અજબ હતી. એમણે એ ઉપેક્ષિત વાદ્યનાં વાદનમાં પોતાની લાક્ષણિક ઢબે અનોખી કલા હસ્તગત કરી એમાં શાસ્ત્રીય સંગીતનાં આલાપ, ખ્યાલ, ઠુમરી, ખટકા, મુરકી, મીંડ, ઝાલા વગેરે ઊતારી નવો પ્રાણસંચાર કર્યો.

એમની બંસરી એ પોતે જાતે જ બનાવતા–સામાન્ય કદની બંસરીથી એમને સંતોષ થયો નહિ, એટલે વાંસની મોટા કદની બંસરી તૈયાર કરવાની ઇચ્છા થઇ. એ માટે એ દરિયાકિનારે વાંસની શોધમાં ઘૂમી વળ્યા ને વાંસના ટુકડાઓ લાવી બંસરી તૈયાર કરી. એ બંસરીનું કદ અઢી ફૂટનું હતું એમાં ૭ છિદ્રો એક સાથે અને એક છિદ્ર બાજુએ રાખવામાં આવ્યું હતું. આ બંસરીની શુદ્ધમધ્યમ સુધી મર્યાદા હતી તેથી ૪૦–૪૧ ઈંચના કદની બંસરી તૈયાર કરી-ચાર છિદ્રોવાળી, જેથી મંદ્રસપ્તકનો વિસ્તાર પંચમથી ષડ્જ સુધીનો થઈ શકે. આથી વિસ્તારવાળા રાગો—દરબારી, મિયાંકી મલ્હાર, પુરિયા વગેરેનો સ્વરવિસ્તાર થઈ શકે. પોતે એ બૃહદ બંસરીનો ઉપયોગ ઘણુંખરું આલાપ અને વિલંબિત લય માટે કરતા હતા.

આ બધા સમય દરમિયાન એક મહાન સંગીતગુરુની શોધમાં હતા. ઇ. સ. ૧૯૪૭ માં એમને એક અજબ સંગીતસાધક ગુરુ મળી ગયા–તે હતા મૈહરના મહાન સંગીતકાર ઉસ્તાદ અલ્લાઉદ્દીનખાં. પન્નાલાલે એમનો ગંડો બાંધી શિષ્યત્વ ગ્રહણ કર્યું અને એમની પાસેથી સંગીતવિદ્યા શીખતાં એમનાં અંતરની લાંબા સમયની અભિલાષા પાર પડી.

બંસરી જેવા નાના અને સુષિર વાદ્યમાં ગાયકી તથા બીન–અંગનું સાચું પ્રદર્શન એ મહાન બંસીવાદક કરતા હતા. અતિ તાર

પ્રયોગ ન કરતા ત્રણ ત્રણ બંસરીઓનો ઉપયોગ યથાસમય એટલી ઝડપથી કરતા હતા કે શ્રોતાઓને એનો જરા જેટલોય ખ્યાલ ન આવી શકતો. એમણે જ બંસરીનુ ગૌરવ વધાર્યું હતુ ને પોતાની અપ્રતિમ સાધનાથી એને સિતાર સરોદ વગેરે સગીતના અન્ય વાદ્યોના જેવુ ગૌરવભર્યું સ્થાન અપાવ્યુ હતુ.

તેઓ નિયમિત રીતે સાજના છથી રાતના અગિયાર સુધી રિયાઝ કરતા. એ વિના એમને ચેન ન પડે. તે પછી પ્રભુપ્રાર્થનામા થોડોક સમય ગાળતા ને ત્યારબાદ ભોજન કરી રાત્રે અઢી વાગ્યાને શુમારે નિંદરને ખોળે પોઢી જતા. વળી વહેલી સવારે ઊઠી એ રિયાઝના કામમા લાગી જતા.

એક સમય મહાત્મા ગાધીજી જુહુમા હતા ને એમને મૌન હતું ત્યારે પન્નાલાલ ઘોષ તેમની પાસે ગયા હતા ને એ મહાપુરુષ એમનુ બસીવાદન સાભળી પ્રસન્ન થયા હતા, એ પ્રસન્નતા મૌનને કારણે વાણીદ્વારા વ્યક્ત કરી શક્યા ન હતા પણ કાગળની ચબરખી પર લખીને એમણે પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો હતો. 'બંસરી બહોત મધુર બજાઈ.'

પન્નાલાલ ઘોષ રામકૃષ્ણ પરમહસના અનુયાયી હતા ને ૧૯૪૭ થી તેઓ રામકૃષ્ણ મિશનના સભ્ય થયા હતા.

ઈ. સ ૧૯૫૬ ના જાન્યુઆરીમા તેઓ દિલ્હીના આકાશવાણીના કેન્દ્રમા જોડાયા હતા—આકાશવાણી વાદ્યવૃંદના સચાલક તરીકે. એ વાદ્યવૃંદની શરૂઆત થઈ હતી, પાચ છ વર્ષ પહેલા. એના તે વખતના સચાલકો ટી કે જયરામ આયર અને પં. રવિશંકર હતા. જ્યારે રવિશકરે આકાશવાણીનુ કાર્યક્ષેત્ર છોડી દીધુ ત્યારે પન્નાલાલે તેમનુ સ્થાન લીધુ હતું ને પોતાની અપૂર્વ શક્તિનો વિનિયોગ કરી એમણે સગીતપ્રેમીઓની ચાહના મેળવી હતી.

તેમણે મહાપુરુષોને મળવાની કદી ઇતેજારી સેવી નથી પણ જ્યારે તેઓ અખિલ ભારતીય વૃંદવાદનના સયોજક-દિગ્દર્શક હતા

ત્યારે તેઓ ડ્યુક ઓફ્ એડિનબર્ગ, જનરલ આઇઝેન હોવર, નિકિતા ક્રુશ્ચેવ અને ભારતના ભૂતપૂર્વ વડાપ્રધાન પં. જવાહરલાલ નેહરુના સંપર્કમાં આવ્યા હતા ને એ સૌએ એમનુ બંસીવાદન સાંભળી પ્રસન્નતા વ્યક્ત કરી હતી.

એક પ્રસંગે મુંબઈની એક સંગીતસંસ્થા તરફથી સંગીતસંમેલન યોજાયું હતું. એમાં અનેક સંગીતકારોની જેમ પન્નાલાલ ઘોષને પણ નિમંત્રવામાં આવ્યા હતા. એમના સંગીતનો કાર્યક્રમ પણ સુંદર ગયો હતો ને શ્રોતાઓની ચાહનાં પણ મેળવી હતી. પણ કોઇ કારણસર સંમેલન નિષ્ફળ ગયું ને એ ખ્યાતનામ બંસરીવાદકને સંયોજકે ઠરાવેલો પુરસ્કાર આપ્યો નહિ.

ત્યારબાદ ત્રણેક વર્ષે પન્નાલાલ રેલ્વેમાં પ્રથમ વર્ગનો પ્રવાસ કરી રહ્યા હતા. કર્મસંજોગે પેલા સંમેલન-સંયોજક પણ એ જ ડબ્બામાં હતા. તેમણે પૂછ્યું: 'બાબુજી! મને ઓળખ્યો ?'

પન્નાલાલે કહ્યુ: 'ના!'

પેલા ગૃહસ્થે જણાવ્યું: 'હુ જ પેલો સંગીતસંમેલન સંયોજક-જે આપના પૈસા આપી શકયો ન હતો.'

એ ઉદારચિત્ત કલાસ્વામીએ ઉત્તર આપ્યો: 'મને મારા પેસા મળી ગયા.'

અને એ શબ્દો સાથે એ એમને ભેટી પડ્યા. આવો હતો એ મહાનુભાવ કલાકોવિદનો ઔદાર્યભાવ.

એમની પાસે સંગીતશિક્ષણ લઈ બંસીવાદનમા નૈપૂણ્ય મેળવનાર એમના શિષ્યોમાં દેવેન્દ્ર મૂર્દેશ્વર, હરિપાદ ચૌધરી. રાસબિહારી દેસાઇ, ગૌર ગોસ્વામી, વી. જી. કર્નાડ વગેરેનો સમાવેશ થાય છે.

તેઓ પોતે વિદ્યાર્થીઓને કોઈ પણ જાતનું વેતન લીધા સિવાય બંસીવાદન શીખવતા હતા. તેઓ શિસ્તપાલનમા માનતા હતા ને વિદ્યાર્થીને કહેતા કે નિપૂણ બંસીવાદક થનારે લાંબા સમય સુધી

નિયમિત રિયાઝ કરવાની આવશ્યકતા છે. પરિશ્રમ વિના સિદ્ધિ કદી મળતી નથી.

દેવેન્દ્ર મુર્દેશ્વર એમના માનીતા વિદ્યાર્થી હતા તે એમણે પોતાની પુત્રી શાતિનુધાના લગ્ન એ કલાકાર સાથે કર્યા હતા.

પન્નાલાલ જ્યારે બ નરી બજાવતા ત્યારે પદ્માસન વાળીને ટટાર થઇ બેસી જતા ને શિષ્યોને પણ એ જ રીતે વાદનકલાનો વિકાસ કરવા ઉદ્બોધતા શિષ્યોને એ કહેતા કે હુ તમારો ગુરુ નથી પણ તમારી તાલીમ એ જ તમારો સાચો ગુરુ છે તમે જે વાદ્યનુ શિક્ષણ લો છો તે વાદ્યને તમારો આરાધ્યદેવ માનો ને એની તાલીમને ગુરુ સ્વરૂપ સમજો ને વાદ્ય ઉપર સગીત રજૂ કરતા પહેલા એને વદના કરો.

તા. ૨૭–૪–૬૦ ના રોજ એમણે હૃદયરોગના હુમલાને કારણે આ સસારમાથી વિદાય લીધી ત્યારે ભારતભરના સંગીતપ્રેમીઓમા શોકની લાગણીનુ મોજુ ફરી વળ્યુ હતુ.

તે પછી એમના શિષ્યમડળે એમના સ્મારક માટે એક સમિતિ નીમી હતી ને તેના મત્રી હતા તેમના સગીત નિપૂણબધુ નિખિલ ઘોષ આ સમિતિએ સગીતસભાઓ યોજી સ્મારક માટે કેટલીક રકમ એકત્ર કરી હતી.

એ ઉપરાન્ત ૧૯૬૧ની સાલમા જન્માષ્ટમીને દિવસે મલાડમા એમના નિવાસસ્થાને સ્વ. પન્નાલાલ ઘોષ બંસરી વિદ્યાપીઠની સ્થાપના પણ કરવામા આવી હતી, અને તેમા એમના શિષ્યો વી. જી. કર્નાડ, હરિપાદ ચૌધરી અને રાસબિહારી દેસાઈ બસરીવાદનનુ શિક્ષણ આપતા. એ સસ્થામા વિદ્યાર્થીને કોઈ પણ જાતનુ વેતન લીધા વિના જ બનરીવાદન શીખવવામા આવે છે માત્ર સભ્ય ફીનો એક રૂપિયો લેવાય છે

આ સંસ્થા પ્રતિવર્ષ એના પ્રાણ સમર સ્વ૦ પન્નાલાલ બાબુની વાર્ષિક જયંતી ઉજવે છે. મલાડની સંસ્થા ખૂબ દૂર દૂર પડવાથી તે બંધ કરવામાં આવી છે ને વિદ્યાર્થીઓની સગવડ ખાતર દાદર ખાતે ઊઘાડેલી એની શાખામાં જ બંસરીવાદનનું શિક્ષણ આપવામાં આવે છે. એમાં હરિપાદ ચૌધરીના શિષ્ય એમ. ડી. નાડકર્ણી તથા કે. ડી. દેસાઈ તાલીમ આપે છે. તે ઉપરાંત શ્રીમતી લલિતા રાવ પણ સંસ્થાના પ્રાણ રૂપ હોઇ પોતાનું કર્તવ્ય અદા કરે છે. સ્વર્ગસ્થના મલાડનાં નિવાસસ્થાને એમની ઘણી વસ્તુઓ સંગ્રહી રાખવામાં આવી છે.

પન્નાલાલ ઘોષના પત્ની પારુલદેવી ઘોષ પણ સંગીતમર્મજ્ઞ હોઇ તેઓ તેમની પ્રેરણામૂર્તિ અને તેમની કલાસાધનાના મૂક સાક્ષી હતાં. તેઓ પણ વિદ્યાર્થીઓને બંસરીનાં શિક્ષણમાં માર્ગદર્શન આપે છે.

એમના સ્વર્ગવાસ પ્રસંગે આકાશવાણીના ભૂતપૂર્વ ડાયરેક્ટર જનરલ શ્રી. જગદીશચંદ્ર માથુરે લખ્યું હતુ :

'એમની કલા ચર્મોત્કર્ષ પર હતી. સંગીતવિધાનના જે પ્રયોગો તેમણે આકાશવાણી વાદ્યવૃંદ પર કરવાનો પ્રારંભ કર્યો હતો એમાં એવી જ સશક્ત પરંપરાનાં બીજ વિદ્યમાન હતાં–જેમ એમણે પોતાની બૃહદાકાર બંસરી પર વિલંબિત ગતિના આધાર પર સ્થાપિત કર્યા હતા. અભિવ્યક્તિ અને પ્રેરણાના સંગમને અનુભવનુ ઊંડાણ સાંપડી ચૂક્યું હતું. જો એમને આયુષ્યનો એકાદ દાયકો મળ્યો હોત તો આધુનિક ભારતીય સંગીતની એક મંઝિલ કદાચ પૂરી થઈ શકી હોત.

ઉપરાંત એમના સ્વભાવ અને વ્યક્તિત્વ વિશે પણ તેમણે અંજલિ આપતાં જણાવ્યું હતું :

# નુકશાનને નોતરશો નહિ.



ખરીદ–વેચાણ માટે જુના વજનો તથા માપોનો ઉપયોગ કરવો એ ગેરકાયદેસર છે. અગાઉના વજનમાપના એકમોમાં ભાવો દર્શાવવા એ પણ શિક્ષાપાત્ર ગુનો છે.

તદુપરાંત, જયારે જયારે તમે શેર તથા મણ લેખે લેવડ-દેવડ કરો છો ત્યારે ત્યારે તમે શિક્ષા ભોગવો છો કારણ કે પૈસાના બદલામાં વજનમાં તમને ઓછું મળે છે.

માત્ર વેપારીજ મેટ્રિક એકમોવાળા વજનો વાપરે એ પૂરતું નથી.

**તમે પણ માત્ર <u>કિલોગ્રામ</u> ખરીદી કરો.**



# ખાંસીના સંપૂર્ણ નિયંત્રણ માટે




# ગ્લાયકોડીન ટર્પ વસાકા

તબીબી વિજ્ઞાન દ્વારા સ્વીકૃત ગ્લાયકોડીનની "ફોર્મ્યુલા" ખાંસીને તેના અનેક પીડિત સ્થાનોમાંથી હાંકી કાઢે છે. આ રહી ગ્લાયકોડીનની ત્રિવિધ અને અસરકારક કાર્યશક્તિ ● મગજમાં—ગ્લાયકોડીન ખાંસીના હુમલાનું યોગ્ય સમયે–હાનિવિના અને અસરકારક રીતે–નિયમન કરે છે ● ગળામાં—ગ્લાયકોડીન કફનો ભરાવો દૂર કરે છે, બળતરા અને પીડાને શાંત પાડે છે અને ગળાની અંદરના નાજુક ભાગોને જીવાણુઓ સામે રક્ષે છે. ● છાતીમાં—ગ્લાયકોડીન બંધ શ્વાસનળીઓ ખોલી નાંખે છે, જકડાયેલા છાતીનાં સ્નાયુઓને આરામ આપીને સહેલાઈથી શ્વાસ લેવામાં મદદ કરે છે ● ફેફસામાં—ગ્લાયકોડીન ગૂંગળાવતા કફ અને ચીકણા પ્રવાહીને છૂટો પાડીને, ઊંડામાં ઊંડે રહેલી હઠીલી ખાંસીને દૂર કરે છે, અને જામેલા કફનાં ભરાવાને બહાર કાઢે છે હંમેશા ગ્લાયકોડીનની શીશી આપની પાસે રાખો



## ગ્લાયકોડીન–૩૦ ઉપરાંત વર્ષોથી સૌથી વધુ વેચાણ ધરાવતો ખાંસીનો ઘરગથ્થુ ઈલાજ

ચાર સાઈઝમાં મળે છે • એલેમ્બિકનું ઉત્પાદન

હવે પછી પ્રસિદ્ધ થશે
ભારતનાં સંગીતરત્નો : ભાગ બીજો
સંગીતક્ષેત્રે ભારતીય નારી
નૃત્યક્ષેત્રે ભારતીય નારી

# ડૉ. મૂળજીભાઈ પી. શાહની કૃતિઓ [ ૧૯૩૧ થી ૧૯૬૭ ]

૧ રણુરસિયાંના રાસ
૨ રાસનિકુંજ (બીજી આવૃત્તિ)
૩ ફૂલવેણી
૪ રાસપદ્મ
૫ રાસકૌમુદી
૬ તારાના તેજ
૭ બાલવીણા
૮ કવિદર્શન
૯ રાસલીલા
૧૦ ગીતગુર્જરી
૧૧ ગાંધીસંહિતા
૧૨ સ્મૃતિનિકુંજ
૧૩ પૂજારણુ
૧૪ લગ્નમંગલા
૧૫ રસમંડળ
૧૬ ફૂલમંડળી
૧૭ જયગુર્જરી
૧૮ મનોરથ
૧૯ યુદ્ધગીતો (સંપાદિત)
૨૦ સમરાંગણનો સાદ
૨૧ ચલો જીતવા જંગ (સંગ્રાહિત)
૨૨ જીવનજ્યોતિ
*૨૩ ગુરુભક્તિ [ *ભારત સરકાર દ્વારા
*૨૪ ગુરુદક્ષિણા પારિતોષિકોથી
૨૫ ગુરુ-ગોવિંદ સન્માનિત ]
૨૬ રામ-શબરી
૨૭ સુદર્શન (બીજી આવૃત્તિ)
૨૮ મંછા ભૂત
૨૯ પ્રોફેસર (ટૂંકસાર-ગીતો)
૩૦ સાહિત્યરસ મેલન
૩૧ ઉદયપ્રભાત
૩૨ તાજમહાલ
૩૩ ઝાંસીની નોગમાયા
૩૪ બાલનાટ્યમંજરી
૩૫ નિરંજના (બીજી આવૃત્તિ)
૩૬ વસુંધરા
૩૭ ત્રિનેત્ર
૩૮ અભયકુમાર (બીજી આવૃત્તિ)
૩૯ મહિયારણ
૪૦ રસકવિ જગન્નાથ
૪૧ મૃગનયની (પૂર્વાર્ધ) અનુવાદ
૪૨ મૃગનયની (ઉત્તરાર્ધ) અનુવાદ
૪૩ ઝાંસીની રાણી (પૂર્વાર્ધ) અનુવાદ
૪૪ ઝાંસીની રાણી (ઉત્તરાર્ધ) અનુવાદ
૪૫ પંખીનો મેળો
૪૬ સતીની દહેરી
૪૭ વીર કુમારપાળ
૪૮ શહેનશાહ શાહજહાન
૪૯ ગુજરાતનુ પરમ ધન
૫૦ સંગીતતપસ્વિની
૫૧ સંતસૌરભ
૫૨ સંતસમાગમ
૫૩ અષ્ટછાપ કવિમંડળ
૫૪ નારી કે નારાયણી?
૫૫ આબુનો પ્રવાસ
૫૬ શિવપુરીના સંભારણા
૫૭ સંતદર્શન
૫૮ ભારતના સંગીતરત્નો ભા. ૧

### સંપાદિત ખાસ અંકો

૧ શ્રીબોધ . ગરબા અંક (૧૯૪૧)
૨ ગુણસુંદરી · નવરાત્ર અંક (૧૯૪૨)
૩ કનક . વનપ્રવેશ અંક (૧૯૪૪)

### નાટકોમાં ગીતસર્જન

| | |
|---|---|
| ૧ ભટનું ભોપાળું | (૧૯૩૫) |
| ૨ અધુરો સંસાર | (૧૯૪૩) |
| ૩ વિજયડંકા | (૧૯૪૪) |
| ૪ પરમ ભક્ત પ્રહ્લાદ | (૧૯૪૪) |
| ૫ કોના સંસ્કાર? | (૧૯૪૫) |
| ૬ એક જ આશા | (૧૯૪૭) |
| ૭ શ્રીમ તલીલા | (૧૯૪૭) |
| ૮ હિંદમહિલા | (૧૯૪૭) |

## ડૉ. મૂળજીભાઈ પી. શાહનાં

હવે પછી પ્રસિદ્ધ થનારાં પુસ્તકો

ભારતનાં સંગીતરત્નો [ ભાગ ૨ થી ૧૦ ]
સંગીતક્ષેત્રે ભારતીય નારી–ભાગ ૧–૨
નૃત્યક્ષેત્રે ભારતીય નારી–ભાગ ૧–૨
સંગીતસમ્રાટ તાનસેન
સંગીતસમ્રાટ પં. ઓંકારનાથજી
સંગીતસમ્રાટ ઉસ્તાદ ફૈયાઝખાં
આપણી રંગભૂમિનો ઇતિહાસ
રાસગરબાનું રસદર્શન (મહાનિબંધ)
રંગભૂમિના સિતારા
સંતવંદના; પ્રેમલક્ષણા
મહાકવિ ખબરદાર; રાસમંડળ
માનવતાનાં તેજ
(ગુજરાત સરકાર દ્વારા ઈનામથી સન્માનિત)
મલયાસુંદરી (સ્વ. કલાદીપ છો. ન. ભટ્ટ)
વગેરે વગેરે પચાસ ગ્રંથો